# ધર્મ દેશના.

કર્ત્તા


શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ



પ્રકાશક

શ્રીયશોવિજયજૈનગ્રંથમાળાના વ્યવસ્થાપકમંડળ તરફથી

શેઠ પ્રેમચંદ રતનજી

તથા

શેઠ ચંદૂલાલ પૂનમચંદ

ભાવનગર

વીર સં ૨૪૪૬ ] [ સન ૧૯૨૦

સહાયક
માગરોળ નિવાસી એક ગૃહસ્થ
તરફથી
એક હજાર નકલો ભેટ



વડોદરા-લુહાણામિત્ર સ્ટીમ પ્રેસ
વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરે
તા ૧-૯-૨૦ નારોજ
છાપી પ્રસિદ્ધ કર્યું

# બે બોલ.



સુવિખ્યાત શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય **શ્રીવિજયધર્મસૂરિજીના** નામથી કોણ અજાણ્યુ છે ? જેઓ જૈનજાતિના ઉદ્ધારને માટે અવિશ્રાન્ત શ્રમ કરી રહ્યા છે જહેમણે મ્હોટા મ્હેટા ફગાની સ્હામે થઇને પણ **કાશી** જેવા ક્ષેત્રમા એક મહતી પાઠશાળા સ્થાપન કરી અનેક જૈન વિદ્વાનો તૈયાર કર્યા છે જહેમણે ઉત્તર હિંદુસ્થાન, મગધ અને બગાલ જેવા દૂર દેશાન્તરોમા વિચરી હજારો માસાહારિયોને શુદ્ધાહારી બનાવ્યા છ જહેમણે જૈનસમાજમા લુપ્તપ્રાય થઇ ગયેલ સસ્કૃત-પ્રાકૃતના અભ્યાસક્રમનો ઉદ્ધાર કરી સમસ્ત મુનિમ-ડ અને ગૃહસ્થ વર્ગમા પણ ત્હેના અભ્યાસનુ આન્દોલન શરૂ કર્યું છે, જહેમણે પાશ્ચાત્ય વિદ્વાનોને પોતાના સેંકડો અનભ્ય પુસ્તકો પૂરા પાડીને અને તેઓના પ્રશ્નોના ઉત્તરો આપીને યૂરોપ વિગેરેમા પણ જૈનસાહિત્યનો પ્રચાર કરવા સતત પરિશ્રમ કર્યો છે, જહેમણે કાશીનરેશ, દરભગાનરેશ, ઉદયપુરનામહારાણા અને એવા બીજા રાજા-મહારાજાઓને મળીને તેઓને જૈનધર્મની શ્રેષ્ઠતા અને જૈનધર્મના અકાટ્ય સિદ્ધાન્તો સમજાવવા પ્રયત્નો કર્યો છે, જહેમણે પોતાના ચારિત્રના પ્રભાવથી આબૂના જૈનમંદિરોમા અગ્રેજો બૂટ પહેરીને જતા હતા, એ ભયકર આશાતનાને દૂર કરવાના અસાધારણ સામર્થ્યવાળુ કાર્ય કર્યું છે, જહેમણે પોતાના મારવાડ, અને ગુજરાત, કાઠિયાવાડના વિહાર દરમિયાન ગામેગામ જાહેર ભાષણો આપીને જૈનોને શુદ્ધ માર્ગમા લાવવા ઉપરાન્ત તેઓમા અજ્ઞાનજન્ય ચાલી આવેલી ઘણી ખરી કુરૂઢિયોને નાબૂદ કરાવી છે, જહેમના ઉપદેશથી સ્થાપન થયેલ આજે અનેક બોર્ડિંગો, બાળાશ્રમો

અને પુસ્તકાલયો હયાતી ધરાવે છે, જ્હેમના પરિશ્રમથી કલકત્તા યુનિવર્સિટીમા જૈનન્યાય અને વ્યાકરણના **તીર્થ** સુધીના ગ્રથો દાખલ થયા છે જેઓને કલકત્તાની એસિયાટિક સોસાયટી ઓફ્ બગાલે સોસાયટીના **એશુસીએટ મેમ્બર** બનાવવાનુ ગૌરવ પ્રાપ્ત કર્યું છે જેઓ જૈનપબ્લિશિગ સોસાઇટી ઑફ્ આરાના પેટ્રન હોવાનુ માન પામ્યા છે જેમણે મુબઇમા લાખોનુ ફડ કરાવી, જૈનોમા ઉપદેશકોની ખામી દૂર કરવા **શ્રીવીરતત્ત્વ પ્રકાશક મડળની** સ્થાપના કરાવી છે જેઓનુ પવિત્ર જીવનચરિત્ર હિન્દી, ગુજરાતી, બગાળી અને સિંહની ભાષા ઉપરાન્ત અગરેજી, ફ્રેચ અને ઇટાલીયન ભાષા જેવી પાશ્ચાત્ય ભાષાઓમા પણ પ્રકટ થયનુ છે અને જેમણે જૈનસમાજના ઉદ્ધારને માટે કેટલીક રૂઢિયોમા ફેરફાર કરવાનો ભગીરથ પ્રયત્ન હાથ ધર્યો છે એજ સુનામ ધન્ય જગદ્વિખ્યાત **શાસ્ત્રવિશારદ–જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજી** આ ગ્રન્થરત્નના કર્તા છે જ્હે આચાર્યશ્રીની ઓજસ્વીની કલમથી લખાએલ **अहिंसादिग्दर्शन, जैनशिक्षादिग्दर्शन जैनतत्त्वादिग्दर्शन, पुरुषार्थदिग्दर्शन, इंद्रियपराजयदिग्दर्शन ब्रह्मचर्यदिग्दर्शन** વિગેરે ગ્રથોની બબ્બે, પાચ પાચ અને છેવટે દશ દશ હજાર કાપિયો અત્યાર સુધીમા છપાઇ જવા પામી છે, તેજ આચાર્યશ્રીની ઓજસ્વિની લેખિનીથી લખાએલ આ પણ ગ્રન્થ છે

લગભગ ચાર વર્ષ ઉપર આ અસાધારણ ઉપકારી ગ્રન્થની બે હજાર કાપિયો આ ગ્રન્થમાળા તરફથી છપાવવામા આવી હતી, પરન્તુ તે બહાર પડતાજ, આ ગ્રન્થ લોકોમા એટલો બધો રૂચિકર થઇ પડ્યો કે–થોડાજ વખતમા બધી કાપિયો ખપી ગઇ અને તુર્તજ અમારે તેની બીજી આવૃત્તિ બહાર પાડવી પડી હતી તે બીજી આવૃત્તિ પણ બહુ જલદીજ ખપી જતા આજે ત્રીજી આવૃત્તિ જનતાના કરકમલમા મૂકવા અમે ભાગ્યશાળી થઇએ છીએ

ઉપરની હકીકતજ આપણને આ ગ્રન્થની ઉપયોગિતા બતાવી આપે છે સૂરીશ્વરજીના જ્હે ઉપદેશથી કોણ જૈન, કોણ મુસલમાન કે કોણ પારસી-એવ કોણ સ્ત્રી કે કોણ પુરૂષ-સમસ્ત આબાલવૃદ્ધ મનુષ્યો મુગ્ધ થઇ જાય છે, તેજ ઉપદેશનો આ પુસ્તકમા સગ્રહ છે, એમ કહીએ તો કઇ ખોટુ નથી સૂરીશ્વરજી જગતના મનુષ્યોને ઉપદેશ આપવામા જ્હેમ વાર્ત્તમાનિક સ્થિતિ વિગેરેનો સપૂર્ણ ધ્યાન રાખે છે, તેવી રીતે આ પુસ્તકની રચનામા પણ તમામ પ્રકરનો ખ્યાલ રાખેલો છે ટૂકામા કહીએ તો આચાર્યશ્રીના સુનવિત ઉપદેશથી મનુષ્યોને જ્હે પ્રસન્નતા થાય છે, તે પ્રસન્નતા તેઓશ્રીનો આ ગ્રન્થ વાચનાથી થાય છે આ ગ્રન્થની અમે શુ પ્રશસા કરીએ ? પ્રાય હિન્દી-ગુજરાતી તમામ પત્રોમા આ ગ્રન્થની પ્રશસા છપાઇ ચુકી છે ત્હેમા વિદ્વાનોએ આ ગ્રન્થને વર્ત્તમાન સાહિત્યમા ઉચ્ચી પંક્તિમા મૂકેલો છે અને તે એટનાજ માટે કે, આ પુસ્તકમા ઠેકાણે ઠેકાણે **નીતિ** અને **સદાચાર** એ શી વસ્તુ છે ? ત્હેનુ સરસ સ્પષ્ટીકરણ કરેલુ છે ગ્રન્થની ઉપયોગિતામા ઓર વધારો તો એથી થયેલો છે કે-સૂરીશ્વરજીએ દરેક વિષયને અનુકૂળ-તે તે વિષયને પુષ્ટ કરનારા સુભાષિતો અને અપૂર્વ રસ ઉત્પન્ન કરનારા દૃષ્ટાન્તો પણ આપેલા છે આથી વાચનારને તે તે વિષય સમજવાને અથવા મગજમા ઠસાવવાને ઘણીજ સરળતા થઇ પડે છે અત એવ સામાન્ય પ્રજાને માટે જ્હેમ આ ગ્રન્થ ઉપયોગી છે, તેમ ઉપદેશકોને માટે પણ ખાસ વાચવા લાયકજ નહિ પરતુ પાસે રાખવા લાયક છે

આ ત્રીજી આવૃત્તિમા કેટલોક સુધારો-વધારો પણ કરવામા આવેલો છે પ્રસગ પ્રસગ પર વિવેચનનો વિસ્તાર, મનોહર-શ્લોકોની પૂર્ત્તિ અને નવા દૃષ્ટાન્તોનો ઉમેરો-એ બધુ જ્હેમ વિશેષ ઉપયોગી થઇ પડે તેમ છે, તેમ એક એક પ્રકરણમા આવેલ જુદી

જુદી બાબતોને છૂટી પાડી ગૌણ પ્રકરણો કરવામા આવેના છે, તે પણ વાચનારને ઘણીજ સરળતા પ્રાપ્ત કરાવશે.

ટૂંકમા એટલુજ કે-આ ગ્રન્થ મનુષ્યમાત્રને, પછી તે ગમે તે ધર્મનો, ગમે તે સમાજનો કે ગમે તે પંથનો અનુયાયી કેમ ન ન હોય, દરેકને એક સરખો ઉપયોગી થઇ પડે તેમ છે અને અમારી એ ધારણા-દઢમ ન્ત્વ્ય પ્રમાણે આ ગ્રન્થથી દરેક મનુષ્યો લાભ ઉઠાવો અને આત્મને ઉચ્ચ સ્થિતિમા લાવવા માટે ઉત્તમોત્તમ ગુણોને પ્રાપ્ત કરો એવી અંત કરણની ભાવના પૂર્વક વિરમીએ છીએ-

શ્રીયશોવિજયજૈનગ્રંથમાળા
હેરીસ રાડ—ભાવનગર
પ્ર શ્રાવણ વદિ ૧ વીરસં ૨૪૪૬

પ્રકાશક

# અનુક્રમણિકા

## પ્રથમ પ્રકરણ



## બીજુ પ્રકરણ

## ત્રીજુ પ્રકરણ



## ચોથુ પ્રકરણ

॥ अर्हम् ॥

पूज्यपादवृद्धिचन्द्रगुरुभ्यो नम ।

# ધર્મદેશના.




ત કાળનો સમય યોગી યા ભોગી, રોગી યા નીરોગી સમસ્ત જીવોને સુખકારી છે વનસ્પતિ જલબિંદુથી તૃપ્ત થઇ રહી છે, મંદ મંદ પવનની શીતલ લહરી ચાલી રહી છે, ભક્તજનો દેવપૂજા યા ગુરૂવન્દન સારૂ જવા માટે કોલાહલ કરી રહ્યા છે, પક્ષિગણો મધુર સ્વરે આનન્દ ગીત ગાઇ રહ્યા છે, વિદ્યાર્થીગણ સરસ્વતી મહાદેવીની આરાધનામાં મગ્ન થઇ રહ્યો છે, મહામુનિજનો આત્મકલ્યાણને અર્થે શુભક્રિયાની શ્રેણીરૂપ વેણીમાં ગુંથાઇ ગયા છે, સૂર્યના ધીમા કિરણો પારેવાના ચરણની માફક લાલરંગવાળા માલૂમ પડી રહ્યા છે, મલીમસ–અન્ધકાર ચોતરફથી સ્વસ્થાન છોડી પલાયનસ્થાને ભજી રહ્યો છે, ચોર, જાર, રાક્ષસાદિ નિશાચરોનો દુષ્ટ પ્રચાર બંધ થએલ છે, વેપારી લોકો અહીં તહીં દરિયાણાની રાહ જોઇ રહ્યા છે, ભાવથી પૂર્ણ

ગાડી, ઘોડા, એકા ઊંટ, મન, પોઠીઆ વિગેરે વેપારના પીઠ ભણી ધીમે ધીમે ચાલ્યા આવે છે, રાજા-મહારાજાદિ સુખીજનો આગળ સુખબોધક ગીતો ગવાઇ રહ્યા છે, પંડિત જનો ત્વરાપૂર્વક સંસ્કૃતપાઠશાળા ભણી પ્રયાણ કરી રહ્યા છે, વનમાં, શહેરમાં, ઉદ્યાનમાં સર્વત્ર શાંતિ છવાઇ રહી છે નદી-સરોવરાદિના પાણી સ્વચ્છતાવાળા દૃષ્ટિગોચર થઇ રહ્યા છે, પાંથજનો પોતપોતાના વતન તરફ ગમન કરવાની તૈયારી કરી રહ્યા છે આવા અનેક પ્રકારના સુખકારી સમયે દેવરચિત સમવસરણમાં અશોક વૃક્ષની નીચે સિંહાસન પર બેસી શ્રીઅરિહંત પ્રભુ ભવ્યપ્રાણિઓના હિતને અર્થે સામાન્ય રીતે એક પ્રહર સુધી દેશના દે છે આ દેશના સાત **નય**, ચાર **નિક્ષેપ**, બે **પ્રમાણ** અને **સપ્તભંગી-સ્યાદ્વાદ**શૈલીયુક્ત હોય છે તે દેશનાને ગણધરો બુદ્ધિના આઠ ગુણ પૂર્વક શ્રવણ કરે છે અને ગ્રહણ કરેલ અર્થને અનુસરી દ્વાદશાંગીની રચના કરે છે અર્થની અપેક્ષાએ આ દ્વાદશાંગી **નિત્ય** છે, કારણ કે સમસ્ત તીર્થંકર મહારાજના મુખકમળમાંથી નિકળેલો અર્થ સરખોજ હોય છે જ્યારે શબ્દની રચનામાં ફારફેર હોવાની અપેક્ષાએ **અનિત્ય** છે ચોવીશે તીર્થંકર મહારાજના ગણધરો "**उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा**" અર્થાત્ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ ત્રિપદી પામીને દ્વાદશાંગીની રચના કરે છે છતાં તેમાં ખૂબી એ છે કે તમામનો અર્થ સરખોજ હોય છે તે દ્વાદશાંગીમાં રહેલ શબ્દોને સ્વયંભૂરમણસમુદ્રની ઉપમા દઇ શકાય ખરી, પરંતુ અર્થ તો અનંત હોવાથી અનુપમેય છે એટલે કે તેને કોઇની ઉપમા આપી શકાય નહિ '**एगस्स सुत्तस्स अणंतो अत्थो**' એક સૂત્રના અર્થો અનંત છે એવા સંખ્યાબંધ સૂત્રો છે તેથી તેના અર્થોને અનંત કહેવામાં શો બાધ દેખાતો નથી

પૂર્વોક્ત વાક્ય ઉપર એક અલ્પબુદ્ધિવાળા માણસે **સમય-**

ુકર નામના ઉપાધ્યાયજીનુ ઉપહાસ્ય કર્યુ કે-' સાહેબ ! ઠીક ાગ પહોરના ગપાટા હાકયા છે, ' આ વાત ઉપર તે કુશાગ્ર-ુદ્ધિ ઉપાધ્યાય મહારાજે એક વાકયના આઠ લાખ અર્થો કરી તાવ્યા હતા, કે જે ગ્રથ હજુ પણ વિદ્યમાન છે, અને ' **અષ્ટ-ાક્ષી** ' ના નામથી ઓળખાય છે ( આ ગ્રથ તેમણે લાહોરમા ૧૭૪૬ મા બનાવ્યો હતો ) આ ઉપાધ્યાય મહારાજે કરેલા એક વાક્યના આઠ લાખ અર્થો સાભળીને તે પ્રશ્ન કરનાર પુરૂષ શીઘ્ર ઉપાધ્યાય મહારાજના ચરણકમળમા પડી પોતાનો અપરાધ ખમાવી બોલ્યો -" **સર્વજ્ઞનુ જ્ઞાન, અલ્પજ્ઞ પામરોને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે, પરતુ તત્ત્વજ્ઞોને કાઇ આશ્ચર્ય ઉત્પન્ન કરતુ નથી.** " કવિવર શ્રીમાનસાગરે પણ **શતાર્થી** બનાવેલ છે, અને તેવીજ રીતે **શ્રીઉદયધર્મગણિએ** વિ સ ૧૬૦૬ મા **શતાર્થી** બનાવી છે, કે જેમા **ઉપદેશમાલાની** એકજ ગાથાના સો અર્થો કરવામા આવ્યા છે ઇત્યાદિ અનેક દષ્ટાતો તથા ગ્રથો દેખવામા આવે છે, તો શ્રીતીર્થકર મહારાજના વાક્યોમાથી અનત અર્થ નિકળે, તેમા આશ્ચર્ય જેવુ શુ છે ? કાળના પ્રભાવથી પ્રતિસમય અને પ્રતિવ્યક્તિ, દીપમાલ ( ઓછુ ) થતા થતા આજે સમુદ્રમાથી બિંદુમાત્ર જ્ઞાન રહ્યુ નથી એ પ્રમાણે અવશેષ રહેલા અતિઅલ્પ જ્ઞાનને પણ પૂરી રીતે ગ્રહણ કરવા આજ કાલ કોઇ સમર્થ હોય, એમ કલ્પી શકાતુ નથી

જે સમયે તીર્થકર મહારાજે દેશના આપી, તે સમયે તે દેશનાને ગ્રહણ કરનાર સાક્ષાત્ ગણધરો હતા, તો પણ તેઓ અનતગુણહીન ધારણ કરી શક્યા, ત્યારે મારા જેવા અલ્પત પામર જીવો દેશનાનુ સ્વરૂપ લખવા હિંમત ધરે તો તે એક જાતના સાહસ સિવાય બીજુ શુ ગણી શકાય ?

તથાપિ મનના ઉત્સાહને આધીન થઇ, હું જે કંઇ સ્થૂલરીત્યા લખવાને પ્રવૃત્તિ કરું છું, તેની અંદર પ્રામાદિક દોષ, મતિભ્રમથી થએલો દોષ કે અજ્ઞાનવિલસિત દોષ-જે કંઇ દૃષ્ટિગોચર થાય, તેને, આશા રાખું છું કે સજ્જન વાચકો શુદ્ધ કરીને વાંચશે, અને તે સબંધી મને મિત્રભાવથી સૂચના આપશે, તો હું સાનંદ મારી ભૂલ સુધારના ભાગ્યશાળી બનીશ

કહેવું આવશ્યક છે કે-પરોપકારી નિષ્કારણબંધુ, જગદ્ગુરૂ શ્રીજિનરાજ ભગવાનની દેશના સમસ્ત જીવોને ગુણકારી છે દાખલા તરીકે, જો કે રસાયણ ઔષધ પુષ્ટિકર છે, તોપણ અહીં પાત્રાપાત્રનો વિચાર કરવો પડશે જેમકે જેનો કોઠો સાફ હોય, તેને રસાયણ ગુણ કરે છે, પરંતુ તે સિવાય બીજાઓને નવી વ્યાધિ પેદા કરે છે તેજ પ્રમાણે જેના મનમાં સમભાવ છે-કોઇ પણ જાતનો આગ્રહ નથી, તેમજ જેની મતિ વસ્તુધર્મની ઓળખાણ કરવાની લાલસાવાળી છે તેને માટે **દેશના** ગુણ દેવાવાળીજ છે કદાચિત્ કોઇ શંકા કરે કે 'જ્યારે પ્રભુની દેશના પાત્ર' ગુણીનેજ હિતકર થાય છે, અપાત્ર કે નિર્ગુણીને ઉપકારક થતી નથી, ત્યારે તો તેમાં તેટલી ન્યૂનતાજ કેમકે યોગ્યને ઉપકાર કરે તેમાં કાંઇ વિશેષ નથી, જ્યારે અયોગ્યને પણ ઉપકાર કરે ત્યારેજ દેશનામાં કાંઇ પણ વિશેષ ગુણ છે એમ માની શકાય "

આના ઉત્તરમાં સમજવું જોઇએ કે-જો કે સૂર્યના કિરણો જગતભરને પ્રકાશ કરવાના સ્વભાવવાળા છે, છતાં ઘૂવડને પ્રકાશ કરી શક્તા નથી, ઉલટું તેને અંધ બનાવે છે, તો તેમાં સૂર્યનો શો દોષ છે? સંપૂર્ણ ક્ષીરતુલ્ય પાણીથી ભરેલ ક્ષીરસમુદ્રમાં નાખેલ ફૂટેલો ઘડો ભરાતો નથી, તો તેમાં સમુદ્રનો શો દોષ? અને વસંત ઋતુમાં જ્યારે સમસ્ત વનસ્પતિને પત્ર, પુષ્પ આવે

છે, જ્યારે કરીર વૃક્ષને (કેરડાના ઝાડને) પત્ર આવતા નથી, તેમ જવાસા સૂકાઇ જાય છે, તો તેમા વસત ઋતુનો કાઇ દોષ નથી હોય તો તે તે વસ્તુઓના નિર્ભાગ્યપણાનોજ છે તેજ પ્રમાણે ભગવતની દેશના સર્વથા સામર્થ્યવાળી છે, છતા અભ્યતર જીવનો સ્વભાવ કઠોર હોવાથી, તેને કાઇ લાભ ન થાય, તો તેમા દેશનાનો દોષ જરા પણ કહી શકાય નહિ વળી જૂઓ કે સાકર સ્વભાવે સુંદર છે, પણ ગર્દભને હિતકર નથી એનડી મીઠી છે, પણ ઊંટને માટે વિષ તુલ્ય છે ઘી આયુષ્યની વૃદ્ધિ કરનાર છે, છતા પણ જ્વરાક્રાંત પ્રાણીને દોષ કરનાર થાય છે, તેવીજ રીતે તીર્થકર મહારાજની દેશના મિથ્યાત્વવાસિત મનુષ્યને ન રૂચે, તો તેથી દેશના દૂષિત નહિ, કિન્તુ સાભળનારજ દૂષિત છે

આટલો ઉપક્રમ કર્યા પછી, હવે પ્રતિજ્ઞાત વિષયની મીમાસા પર આવીશ પ્રારભમાજ એ કહેવામા આવ્યુ છે કે, આ દેશના **નય, નિક્ષેપ, પ્રમાણ અને સપ્તભગી–સ્યાદ્વાદથી** ભરપૂર છે, માટે પ્રથમ તે સમજનાની અપેક્ષા હોવાથી પૂર્વોક્ત **નયાદિનુ સ્વરૂપ** ટૂકમા આપવુ જરૂરનુ જણાય છે

## નયાદિનુ સ્વરૂપ.

### નયનું સ્વરૂપ.

**શ્રુતનામના** પ્રમાણથી વિષયીભૂત થએલ અર્થના એક અશનો (બીજા અશોનો નિષેધ કર્યા સિવાય) બોધ જે વડે થાય, તે વક્તાના અભિપ્રાયવિશેષને '**નય**' કહેવામા આવે છે આ '**નય**' બે પ્રકારના છે –(૧) દ્રવ્યાર્થિક અને (૨) **પર્યાયાર્થિક**

(૧) દ્રવ્યાર્થિક નયના વળી ત્રણ ભેદ છે –(૧) **નૈગમ નય** (૨) **વ્યવહાર નય** અને (૩) **સગ્રહ નય**

(૨) પર્યાયાર્થિક નયના ચાર ભેદ-(૧) ઋજુસૂત્ર (૨) શબ્દ (૩) સમભિરૂઢ (૪) એવંભૂત આ સાત નયોનું વર્ણન અહીં નહીં આપતા 'જૈનતત્ત્વદિગ્દર્શન'[1] જોવા ભલામણ ... નયચક્રમાં સાત નયોના સાતસો ભેદો બતાવેલ છે ... સમ્મતિતર્કમાં લખ્યું છે કે—'જેટલા નય છે, તેટલા વચનપથ છે' તેમજ 'જેટલા વચનમાર્ગ છે, તેટલાજ ... દુનિયામાં પ્રચલિત છે,' પરંતુ એટલું સમજવું જોઈએ ... અન્યનયવિરૂદ્ધ એક નયનું કથન મિથ્યા છે જ્યારે એક ... નયથી અવિરૂદ્ધ સાતે નયોનું કથન સમ્યક્ છે અહીં શંકા ... થવાનો અવકાશ છે ... જ્યારે એ નયનું કથન મિથ્યા ... તો સાતે નયોના કથનમાં સમ્યક્ત્વ ક્યાંથી આવી શકે? ... એક વેળુના કણમાં તેલ નથી દેખાતું, તો વેળુના સમુદાયમાંથી પણ તેલ નથી મળતું

વાત ઠીક છે પરન્તુ સમજવું જોઈએ કે—જો કે એક મોતીમાં ... નથી રહેતી પરંતુ મોતીના સમુદાયમાં માળા રહેલી છે ... રીતે એક નયમાં સમ્યક્ત્વ નથી પણ તેના સમુદાયમાં તે ... એક મોતીને કોઈ 'માળા છે' એમ બોલી શકે નહિ અને ... તો મૃષાવાદી ગણાય તેમજ એક નયમાં સમ્યક્ત્વ નથી, ... કોઈ ધીઠો થઈ બોલે તો તે પણ જૂઠોજ છે નિદાન એક વસ્તુમાં જે ગુણ ન હોય, તે ગુણ તેના સમુદાયમાં પણ નજ હોય, એમ માનવું ભૂલ ભરેલું છે કેમકે પદાર્થધર્મની અચિંત્ય શક્તિ છે

**નિક્ષેપનું સ્વરૂપ**

'निक्षिप्यते-स्थाप्यते वस्तुतत्त्वमनेनेति निक्षेपः' જેના

[1] આ પુસ્તક શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા ઓફીસ, ભાવનગરમાં મળે છે —પ્રકાશક

વડે વસ્તુતત્ત્વનુ સ્થાપન કરવામા આવે, તેને **નિક્ષેપ** કહેવામા આવે છે આ નિક્ષેપના સામાન્ય પ્રકારે ચાર ભેદો છે વિશેષ ભેદ તો જેવો ક્ષયોપશમ હોય, તેના પ્રમાણમા થઈ શકે છે ૭, આઠ, દશ, વીશ જેટના કરવા હોય તેટલા નિક્ષેપના પ્રકારો થાય છે અહી ચાર પ્રકાર તપાસીએ **–નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ**

આ ચારે ભેદો, '**જીવ**' પદાર્થને છોડીને દરેક પદાર્થ ઉપર ઘટાવી શકાય છે કેટલાએક આચાર્યો તો જીવમા પણ કથંચિત્ ઘટના કરી બતાવે છે અહીંઆ આપણે આ ચાર નિક્ષેપ 'ઘટ' (ઘડા) ઉપર ઘટાવી જોઈએ જેમકે, **નામઘટ, સ્થાપનાઘટ, દ્રવ્યઘટ** અને **ભાવઘટ**. જડ કે ચેતનનુ અથવા તે બન્નેનુ **ઘટ** નામ હોય, તે '**નામઘટ**' કહેવાય પુસ્તક, પ્રાસાદ અથવા કોઈ પણ સ્થળે ઘટની આકૃતિ આલેખેલ હોય તેને '**સ્થાપનાઘટ**' કહીએ જે મૃત્તિકા (માટી) થી ઘટ ઉત્પન્ન થનાવાળો છે, તે માટીને '**દ્રવ્યઘટ**' અને જળ લાવવુ, લઈ જવુ આદિ ક્રિયા કરતી વખતે વપરાશમા આવતો ઘટ '**ભાવઘટ**' કહેવાય છે આ ચાર ભેદની અંદર, **દેશઘટ** તથા '**કાળઘટ**' એવા બે ભેદો પણ મેળવીએ તો નિક્ષેપના ૬ ભેદ પણ થાય અમુક દેશમા ઉત્પન્ન થયેલો ઘટ તે '**દેશઘટ**' અને અમુક કાળમા ઉત્પન્ન થયેલો ઘટ તે '**કાળઘટ**' ઇત્યાદિ પ્રકારે એમ વસ્તુ ઉપર એ ૭ બે તથા તે કરતા બીજા વધારે ભેદ પણ સંભવી શકે

**પ્રમાણનુ સ્વરૂપ**

**પ્રમાણ** બે માનેલ છે **પ્રત્યક્ષ** અને **પરોક્ષ** પ્રત્યક્ષ પ્રમાણ બે પ્રકારનુ છે (૧) **સાવ્યવહારિક** અને (૨) **પારમાર્થિક**

આની અ દર વળી સા યવહારિ પ્રત્યક્ષ બે પ્રકારનુ છે ( ૧ ) **ઇંદ્રિયનિબ ધન** અને ( ૨ ) **અનિંદ્રિયનિબ ધન** આ બન્ને **સાવ્યવહારિક** પ્રત્યક્ષના દરેના ચાર ચાર ભેદો છે તે આ —( ૧ ) **અર્થાવગ્રહ** ( ૨ ) **ઈહા** ( ૩ ) **અપાય** અને ( ૪ ) **ધારણા**

( ૧ ) **અર્થાવગ્રહ** વ્યજનાવગ્રહ થયા પછી થાય છે, જેમકે કોઇ પણ વસ્તુનો એટલે કે શબ્દાદિકનો મન અને ચક્ષુને છોડી બીજી કોઇ ઇંદ્રિય સાથે સનિકર્ષ ( સબધ ) થયો, તે સમયે તેનો **વ્યજનાવગ્રહ** થયો, અને ત્યારબા **અર્થાવગ્રહ** થાય છે નૈયાયિક લોકો આ જ્ઞાનને **નિર્વિકલ્પકજ્ઞાન** માને છે

( ૨ ) આવુ નિર્વિકલ્પક જ્ઞાન થયા બાદ ' આ શબ્દ ( વિગેરે ) કોનો હશે ? ક્યાથી આવ્યો ? ઇત્યાદિ વિચારનુ નામ **ઈહા** છે

( ૩ ) ત્યાર બા નિર્ણય થાય જે, ' આ તો માણસનો શબ્દ છે, તેમા વળી અમુક જ માણસનો છે ' એવા નિશ્ચય પૂર્વક થયેલા જ્ઞાનને ' **અપાય** કહે છે

( ૪ ) તેમજ આ પ્રમાણે થએના નિશ્ચયપૂર્વક જ્ઞાનને જે અમુક વખત સુધી દૃઢ રીતે મનમા ધારણ કરી રખાય, તેને ' **ધારણા** કહે છે

આ પ્રમાણે બે પ્રકારના સાવ્યવહારિક પ્રત્યક્ષનુ વર્ણન કર્યા બાદ હવે પારમાર્થિક પ્રત્યક્ષના ભેદો કહેવામા આવે છે

**પારમાર્થિક પ્રત્યક્ષ** તેને કહેવામા આવે છે કે—જે જ્ઞાન, ઇંદ્રિયાદિકની અપેક્ષા વિના કેવળ આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, આ

પારમાર્થિક પ્રત્યક્ષ બે પ્રકારનુ છે (૧) સકલ અને (૨) વિકલ વિકલપારમાર્થિક પ્રત્યક્ષ બે પ્રકારનુ-(૧) અવધિ અને (૨) મન પર્યાય સકલપારમાર્થિક પ્રત્યક્ષનો એક જ ભેદ છે, તેને '**કેવલજ્ઞાન**' કહે છે

હવે આ પ્રમાણે પૂર્વોક્ત બને પ્રકારનુ પ્રત્યક્ષપ્રમાણ (પરોક્ષની માફક) બે પ્રકારનુ છે (૧) **સ્વાર્થ** અને (૨) **પરાર્થ**

જેમ કે આભૂષણો સહિત શ્રીતીર્થંકર ભગવાનની મૂર્તિના જે પોતાને દર્શન થયા, તે '**સ્વાર્થ પ્રત્યક્ષ**' અને ત્યાર પછી બીજાને-આ આભૂષણોથી અલંકૃત શ્રીજિનરાજની પ્રતિમા છે-એમ જે કહેવુ, તે '**પરાર્થ પ્રત્યક્ષ**' કહેવાય છે

હવે બીજુ જે **પરોક્ષપ્રમાણ** છે, તેના પાચ ભેદો બતાવે છે (૧) **સ્મરણ** (૨) **પ્રત્યભિજ્ઞાન** (૩) **તર્ક** (૪) **અનુમાન** અને (૫) **આગમ**

(૧) સસ્કારોના જાગૃત થવાથી ઉત્પન્ન થએલુ પૂર્વ અનુભવેલા અર્થને વિષય કરનારૂ જે જ્ઞાન, તેને '**સ્મરણ**' કહે છે જેમકે—આ તેજ (મે અમુક વખતે જોયુ હતુ તેજ) તીર્થંકરનુ બિબ છે

(૨) અનુભવ તથા સ્મૃતિરૂપ હેતુઓ વડે કરીને તિર્યગ ઊર્ધ્વતા સામાન્યાદિ વિષયનુ પ્રત્યક્ષ-પરોક્ષમિશ્રિત સકલના-સ્વરૂપ જે જ્ઞાન થાય છે, તેને '**પ્રત્યભિજ્ઞાન**' કહે છે, દાખલા તરીકે જેમ (૧) આ ગોપિંડ (ગાય રૂપ પદાર્થ) તેજ જાતીય (તેવીજ જાતનો) છે (૨) ગવય (રાઝ) ગાયના જેવો હોય છે

(૩) અન્વય-વ્યતિરેકથી ઉત્પન્ન થએલ તથા ત્રણે કાલ

સહિત જે સાધ્ય સાધનનો સંબંધ, તેજ સંબંધ જેને વિષે આલંબન રૂપ હોય એવું અને અમુક વસ્તુ હોય તો અમુક વસ્તુ હોય તથા અમુક વસ્તુના અભાવમાં અમુક વસ્તુ ન હોય, એવા આકારનું જે સંવેદન ( જ્ઞાન ) તેને ઊહ અથવા તર્ક કહે છે જેમકે દરેક પ્રકારનો ધૂમ વહ્નિ રહેતેજ હોય છે, એટલે કે ધૂમ હોય ત્યાં વહ્નિ હોયજ અને વહ્નિના અભાવમાં ધૂમનો અભાવજ હોય આવા પ્રકારના જ્ઞાનનું નામ ' તર્ક ' છે

( ૪ ) પ્રતિજ્ઞા હેતુ ઉદાહરણ, ઉપનય અને નિગમનાદિ અવયવોથી જે જ્ઞાન પ્રમાતા પુરુષને થાય છે તેને **' અનુમાન '** કહે છે

અનુમાન બે પ્રકારનું છે ( ૧ ) **સ્વાર્થાનુમાન** અને ( ૨ ) **પરાર્થાનુમાન.**

( ૧ ) કોઇ એક પુરૂષને રસોડાદિકમાં ઘણીજ વાર એવો અનુભવ થયેલો છે કે ' જ્યાં ધૂમ હોય છે ત્યાં વહ્નિ હોયજ છે હવે ધારો કે તે પુરૂષ કોઇ કારણસર પર્વતની સમીપમાં ગયો અને તે પર્વત ઉપર લાગેલો ધૂમ તેણે છેટેથી જોયો તે વખતે તેને પૂર્વ રસોડાદિકમાં અનુભવેલ ધૂમ તથા વહ્નિનું સાહચર્ય-જ્ઞાન યાદ આવવાથી તેના મનમાં એવો નિશ્ચય થયો કે જ્યાં ધૂમ હોય છે, ત્યાં વહ્નિ નક્કી હોયજ છે કારણ કે ધૂમ વહ્નિનો વ્યાપ્ય છે, તો તેથી કરીને જરૂર આ પર્વત વહ્નિવાળો છે' આવા પ્રકારના જ્ઞાનને તર્કરસિક જનો **સ્વાર્થાનુમાન** કહે છે (૨) બીજું જે **'પરાર્થાનુમાન** છે તેમાં ઉપર કહેલા પાંચ અવયવોની અપેક્ષા છે કારણ કે જેની મતિ વ્યુત્પન્ન નથી, તે ઉપર કહેલા પાંચ અવયવોની મદદ સિવાય અનુમાન કરી શકે

નહિ વખતે તેની અદર દશ અવયવોની પણ દરકાર રહે છે, જ્યારે વ્યુત્પન્નમતિવાળા માણસને તો બે અવયવોથી પણ અનુમાનનો સભવ થઇ શકે છે

( ૫ ) પદાર્થને જે યથાર્થ રીતે જાણે છે તથા જેવુ જાણે છે તેવુજ કહે છે, તે **'આપ્તપુરૂષ'** કહેવાય આ-આપ્ત બે પ્રકારના હોયછે ૧ **લૈકિક** અને ૨ **લેકોત્તર** ૧ જનકાદિ **લૈકિકઆપ્ત** અને ૨ તીર્થકરાદિ **અલૈકિકઆપ્ત** છે આ બન્ને માહેના લેકોત્તર આપ્ત પુરૂષના વચનોથી પ્રકટ થએના અર્થનુ જે જ્ઞાન તેને **'આગમ'** કહેવામા આવે છે ઉપચારથી આપ્તપુરૂષના વચનોને પણ **આગમ** કહી શકાય છે

આ **આગમનુ** કાર્ય, સપ્તભગીના ખરા સ્વરૂપને સમજાવવાનુ છે **સપ્તભગી**દ્વારા **સ્યાદ્વાદ** અથવા **અનેકાતવાદનુ** રહસ્ય જાણી શકાય છે તેટના માટે પ્રથમ **સપ્તભગી** જોવી જોઇએ આ સપ્તભગી દરેક વસ્તુઓ ઉપર ઘટાવી શકાય છે

**સપ્તભગીનુ સ્વરૂપ.**

આ **સપ્તભગી** પૂર્વોક્ત **નય** અને **પ્રમાણની** સાથે સબધ ધરાવે છે કારણ કે **નય** વિકલાદેશરૂપ છે, જ્યારે **પ્રમાણ** સકલાદેશરૂપ છે

આટલુ જાણ્યા પછી હવે 'ઘટ' પદાર્થ ઉપર સપ્ત ભગ સામાન્ય રીતે તેના અર્થ સહિત જૂઓ —

( ૧ ) **સ્યાદસ્ત્યેવ ઘટ** — કથચિત્ ઘટ છે

( ૨ ) **સ્યાન્નાસ્ત્યેવ ઘટ** — કથચિત્ ઘટ નથી

( ૩ ) स्यादस्ति नास्ति च घट—કથંચિત્ ઘટ છે, કથંચિત્ ઘટ નથી

( ૪ ) स्यादवक्तव्य एव घट—કથંચિત્ ઘટ અવક્તવ્ય છે

( ૫ ) स्यादस्ति चावक्तव्यश्च घट—કથંચિત્ ઘટ છે, અને અવક્તવ્ય છે

( ૬ ) स्यान्नास्ति चावक्तव्यश्च घट—કથંચિત્ ઘટ નથી, અને અવક્તવ્ય છે

( ૭ ) स्यादस्ति च नास्ति चावक्तव्यश्च घट—કથંચિત્ ઘટ છે, કથંચિત્ ઘટ નથી અને તે અવક્તવ્ય છે

પૂર્વોક્ત સાત ભંગો કરતાં વધારે આમાં ભંગ કોઈ પણ થઈ શકતો નથી, કારણ કે વચનના પ્રકાર સાત છે જો કે વસ્તુ અનંત હોવાથી તેનો આશ્રય કરીને ભંગ અનંત છે પરંતુ પ્રત્યેક પદાર્થ ઉપર તો આ સાતજ ભંગો ઘટે છે સપ્તભંગીનું સંપૂર્ણ સ્વરૂપ તત્ત્વજ્ઞાની જાણી શકે છે આ સપ્તભંગીનું યુક્તિપૂર્વક વિસ્તારસહિત સ્વરૂપ જાણવાની ઇચ્છાવાળા પુરુષોએ 'રત્નાકરાવતારિકા'[1] નો ચતુર્થ પરિચ્છેદ, **'સ્યાદ્વાદમંજરી'** ના ૨૩ મા શ્લોકની વ્યાખ્યા અને **'સપ્તભંગીતરંગિણી'** નામનો ગ્રંથ-વિગેરે ગ્રંથો જોવા જોઈએ

**સ્યાદ્વાદનું સ્વરૂપ**

પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણથી સિદ્ધ થએલા એક પદા

૧ આ પુસ્તક, ભાવનગરની શ્રીયશોવિજય ગ્રંથમાળા ઓફીસમાં મળે છે— **પ્રકાશક**

થમા પરસ્પર વિરૂદ્ધ એવા અનેક ધર્મોનો પણ સાપેક્ષ રીતે સમાવેશ થાય, તેનુ નામ ' **સ્યાદ્વાદ** ' છે

ઉદાહરણ તરીકે, જેમ એકજ પુરૂષમા અસ્તિત્વ, નાસ્તિત્વ, પુત્રત્વ, પિતૃત્વ, સ્વામિત્વ, સેવકત્વ, ભાગિનેયત્વ, માતુલત્વ, જીવત્વ, મનુષ્યત્વ, બ્રાહ્મણત્વ, વાચ્યત્વ અને પ્રમેયત્વાદિ અનેક ધર્મોનો સમાવેશ થાય છે

આ વાત સ્વાનુભવસિદ્ધ છે, છતા એનો વિષય છે કે, લોકો આગ્રહને આધીન થઇ પદાર્થના યથાવત્ સ્વરૂપનો ઇનકાર કરવામા જરા પણ આચકો ખાતા નથી

અહીં [illegible] કોઇ વાદી એવી શકા કરે કે—' તમારી માનેલી સ્યાદ્વાદ પ્રક્રિયામા સકર વ્યતિકર અને વિરોધ આદિ દોષો પ્રકટ જોવામા આવે છે '

આનો ઉત્તર આપતા પહેલા વાદીને પૂછવુ પડશે કે—"પચાવયવ વાક્યની અદર પ્રથમ **અવયવ** ' પ્રતિજ્ઞા ' છે અને ત્યાર પછી હમેશા હેતુની જરૂરિયાત હોય [illegible] કારણ કે હેતુ વિના સાધ્યની સિદ્ધિ થનાર નથી, પરતુ હેતુ જે હોય છે, તે હમેશા સાધ્યનો સાધક અને સાધ્યાભાવનો બાધક હોય છે હવે આ પ્રમાણે વિચાર કરતા હેતુની અદર સાધકત્વ અને બાધકત્વ ઉભય ધર્મ રહેલા છે આ પ્રમાણે એકજ હેતુમા બન્ને ધર્મોનો સમાવેશ અનાયાસ થવાથી તમારા કથનાનુસાર તમારો હેતુ, સકર વ્યતિકર અને વિરોધાદિ દૂષણોથી દૂષિત થશે હવે અમે તમને પૂછીએ છીએ કે, આ પ્રમાણે દૂષિત થએલો હેતુ કદી પણ સાધ્યનો સાધક થશે ખરો ? "

આ પ્રમાણે જ્યાર તેમને પૂછવામા આવશે, ત્યારે જરૂર

કહેવું પડશે કે "અમે હેતુની અંદર સાધકત્વ અને બાધકત્વ બન્ને ધર્મો અપેક્ષિત માનીએ છીએ" ત્યારે તો બસ ! જૈનો પણ ક્યાં નિરપેક્ષિત માને છે ? જુદી જુદી અપેક્ષાથી એક વસ્તુની અંદર પરસ્પર વિરુદ્ધ ધર્મો માનવા, તેનું નામજ **સ્યાદ્વાદ** છે.

ગમે તે માર્ગે જઇએ, પરંતુ સત્ય માર્ગને ગ્રહણ કર્યો સિવાય ઇચ્છિત નગરની પ્રાપ્તિ થતી નથી. અને જૈનેતર દરેક દર્શનાનુયાયિ જનોએ પ્રકારાંતરથી પણ સ્યાદ્વાદને સ્વીકાર્યોજ છે તેની ટૂંક નોંધ અહીંઆ લેવામાં આવે, તો તે અયોગ્ય તો નહિજ ગણાય.

પ્રથમ **સાંખ્ય** મતની પ્રક્રિયા વિચારી જોઇએ. તેઓ **સત્વ** **રજસ્** અને **તમસ્** એ ત્રણે ગુણોની સામ્યાવસ્થાને પ્રધાન (મૂલ) પ્રકૃતિ માને છે. તેમ છતાં તે મતની અંદર પ્રસાદ, લાઘવ, શોષ, તાપ અને વારણાદિ ભિન્ન સ્વભાવવાળા અનેક ધર્મોનો એકજ ધર્મીની (પ્રકૃતિની) અંદર સ્વીકાર કરવામાં આવ્યો છે. તો હવે વિચારવાનું છે , આનું નામ **અનેકાન્તવાદ-સ્યાદ્વાદ** નહિ, તો બીજું શું કહી શકાય ?

તેમજ વળી પૃથિવીમાં નિત્યત્વ, અનિત્યત્વ એવા પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો સ્વીકાર **નૈયાયિકો**એ કરેલો છે તે પણ **સ્યાદ્વાદ** નહિ તો બીજું શું છે ?

પંચવર્ણિ રત્નનું નામ મેચક છે, **બૌદ્ધો** આવા મેચકના એક જ્ઞાનને અનેકાકારમાં માને છે, તે પણ **સ્યાદ્વાદજ** છે.

**મીમાંસકો 'घटमहं जानामि'** (હું ઘટને જાણું છું) એવા પ્રકારના અનુભવથી એકજ જ્ઞાનમાં પ્રમાતા પ્રમિતિ તથા પ્રમેયરૂપ વિષયતાનો સ્વીકાર કરે છે, આનું નામ પણ **સ્યાદ્વાદ** સિવાય બીજું

કાઇજ નથી ખરૂ પૂછો તો એ મતમતાતરવાળાઓએ ' અધ ભુજગ ' ન્યાય કરે ફરીને પણ મૂળ માર્ગનેજ માન આપ્યુ છે અર્થાત્ જેમ અધભુજગ ( સર્પ ) ફરી ફરીને તેજ બિલ ( રાફડા ) ઉપર આવ્યો હોય, છતા મનમા એવુ સમજે કે હુ ઘણો દૂર ચાલી ગયો છુ તેજ પ્રમાણે જૈનથી ઇતર મતાનુયાયિઓ સ્યાદ્વાદની સીધી સડક ઉપર આવ્યા છતા, પોતાને એકાત પક્ષમા સમજીને અનેકાતપક્ષને બુરી દૃષ્ટિથી નિહાળે છે, તેનુ કારણ જો તપાસીશુ તો મિથ્યાદૃષ્ટિતા સિવાય બીજુ કાઇ જણાઇ શકશે નહિ

વળી વાદિદેવસૂરિના શબ્દોમા કહીએ તો દરેક ઠેકાણે **સ્યાદ્વાદ** શાર્દૂલજ (સ્યાદ્વાદસિહજ) વિજયને મેળવે છે, યથા —

प्रत्यक्षद्वयदीप्तनेत्रयुगलस्तर्कस्फुरत्केसर
शाब्दव्यात्तकरालवक्त्रकुहर सद्धेतुगुञ्जारव ।
प्रक्रीडन्नयकानने स्मृतिनखश्रेणीशिखाभीषण
सञ्ज्ञावालधिवन्धुरो विजयते स्याद्वादपञ्चानन ॥ १ ॥
[ स्याद्वादरत्नाकर ]

**અર્થાત્**—સાવ્યવહારિક અને પારમાર્થિક એ બે પ્રત્યક્ષરૂપ દીપ્ત ( તેજસ્વી ) નેત્રવાળો, સ્ફુરાયમાન તર્કપ્રમાણરૂપી કેશરવાળો, શાબ્દ [ આગમ ] પ્રમાણરૂપ પહોળા કરેલ મુખવાળો, સારાહેતુરૂપ ગુજારવવાળો, પ્રત્યભિજ્ઞારૂપ પૂછડાવાળો, સ્મૃતિરૂપ નખશ્રેણીની કાતિથી ભયકર એવો **સ્યાદ્વાદરૂપી સિહ ' નય '** રૂપ વનની અદર ક્રીડા કરતો વિજય પામે છે

પૂર્વોક્ત **સ્યાદ્વાદ** પચાનન જેને દૃષ્ટિગોચર થએલ છે, તેને અસત્પદાર્થરૂપ ઉન્મત્ત હાથિઓ ઉપદ્રવ કરતા નથી એકાતવાદીઓ

જેમ એકજ પદાર્થમા નિત્યાનિત્ય, સદસત્, અભિલાપ્ય-અનભિલાપ્ય અને સામાન્યવિશેષ એ ચાર ધર્મો કોઇ પ્રકારે સિદ્ધ થતા નથી, તેમ ઉપક્રમ અનુગમ નય અને નિક્ષેપ પણ સિદ્ધ થતા નથી, કહ્યુ છે કે —

**एकान्तवादो न च कातवादोऽप्यसम्भवो यत्र चतुष्टयस्य।**
**उपक्रमा वानुगमा नयश्च निक्षेप एते प्रभवन्ति तद्वत् ॥ ४३ ॥**
[ जैनस्याद्वादमुक्तावली ]

આ પ્રમાણે પ્રસગોપાત્ત નય નિક્ષેપ અને પ્રમાણાદિનુ વિવેચન કર્યાં બાદ હવે 'દેશના ના વિષય ઉપર આવીશુ

## દેશનાના ભેદ

દેશના એટલે ઉપદેશ ઉપદેશ દુનિયામા બે પ્રકારનો જોવામા આવે છે ૧ સ્વાર્થોપદેશ અને ૨ **પરમાર્થોપદેશ**

રાગી પ્રાણિનો ઉપદેશ **સ્વાર્થોપદેશ** કહેવાય છે જ્યારે વીત રાગ પ્રભુનો ઉપદેશ **પરમાર્થોપદેશ** કહેવાય છે

ધન, યશોવાદ અને પુણ્યના લોભથી જે ઉપદેશ થાય છે તે **સ્વાર્થોપદેશ** ગણાય છે પરન્તુ ઉપર કહેના ધનાદિકની અપેક્ષા વિના જે ધર્મોપદેશ દેવાય છે તેનુ નામ **પરમાર્થોપદેશ** છે આ ઉપદેશ તીર્થકરપ્રભતિદ્વારા થાય છે કેમકે શ્રીતીર્થકરને ધન યશોવાદ અને પુણ્યની બિલકુલ દરકાર નથી દીક્ષા સમયની પૂર્વે એક વર્ષ સુધી તીર્થકરો વાર્ષિક દાન આપે છે તેની સખ્યા, ત્રણ અબજ અઠયાશી કરોડ એશી લાખ સોના મહોર પ્રમાણની છે આવુ દાન દેનાર દાનવીર ધનની આશા રાખે ખરા કે? કદાપિ નહિ. વળી જેમનો યશોવાદ ચોસઠ ઇન્દ્રો જન્મ સમયથી લઈને

નિર્વાણુસમય સુધી બરાબર ક તા રહે છે, તે તીથ કર મહારાજ શુ લૌકિક યશોવાદની ચાહના રાખે ખરા કે ? અને તેજ પ્રમાણે જેમણે અતુન પુણ્યપ્રકર્ષના પ્રભાવથી ' તીર્થ કર ' નામકર્મ બાંધેલુ છે, તેને ખપાવવા માટેજ વિહાર, ધર્મોપદેશાદિ કાર્ય કરવામા જેમની પ્રવૃત્તિ છે, તેના પુરૂપ શુ પુણ્યની આકાંક્ષાવાળા સભવી શકે ખરા કે ?

સસારની અ દર કેટલાએક રાગી પુરૂષો ધનને માટે ઉપદેશ કરતા જોવામા આવે છે કેટલાએક દુનિયામા પોતાનો યશ ફેલાય તેટલા સારૂ ઉપદેશકુશળતા મેળવે છે, છેવટે વ્યાખ્યાનવાચસ્પતિ વિગેરે બિરૂદો પ્રાપ્ત થવાથી પોતાની કૃતાર્થતા પણ થએલી સમજે છે જ્યારે કેટલાએક નિ સ્પૃહી તથા ત્યાગી વૈરાગી મુનિવરો, જો કે ભવ્ય જીવોને ધમ નો ઉપદેશ તેઓના કલ્યાણને માટે આપે છે, પર તુ તેઓ ધર્મોપદેશ દ્વારા જે શુભ પુણ્ય ઉપાર્જન કરે છે, તેને મોક્ષનુ કારણ સમજતા હોવાથી તેઓને પણ પુણ્યની અભિલાષા છે, એમ કહી શકાય અને તેટના માટે તમામ ઉપદેશને **સ્વાર્થોપદેશમા** દાખલ કરી શકાય

હવે શ્રીવીતરાગ ભગવાનનો જે ઉપદેશ છે, તે **પરમાર્થો-પદેશ** છે આમ માનવાની સાથે આપણને **પુરુષવિશ્વાસે વચન વિશ્વાસ** એ ન્યાયને આગળ કર્યા વિના ચાલશે નહિ અને તેટલાજ માટે પ્રથમ પરમાર્થોપદેશ દેનાર પુરૂષનુ ચરિત્ર તથા લક્ષણ કેવા પ્રકારનુ હોય તેનો ધડીભર વિચાર કરીશુ, તો તે અપ્રાસગિક નહિજ ગણાય

## તીર્થંકરોનુ ટૂ ક ચરિત્ર

જે જીવ ભવિષ્યમા તીથ કર થનાર હોય છે, તે જીવ સ્વાભા

વિક રીતેજ સર્વ સ્થળે ઊંચ ગણી ઉપર રહે છે દાખલા તરીકે, તે જીવ કદાચ પૃથ્વીકાયમાં ઉત્પન્ન થાય, તો પણ ખારી માટીની અંદર ઉત્પન્ન નજ થાય, પરંતુ સ્ફટિકરત્ન વિગેરે ઉચ્ચ જાતિના પૃથ્વીકાયમાંજ ઉત્પન્ન થાય તેજ પ્રમાણે જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિકાયની અંદર પણ જો તે જીવ ઉત્પન્ન થાય, તો ત્યાં પણ તે તે કાયની અંદર જે ચીજ ઉત્તમ ગણાતી હોય, તેમાંજ તે ઉત્પન્ન થાય છે

આ પ્રમાણે એકેંદ્રિયમાં ભવભ્રમણ કર્યા બાદ તે જીવ અનુક્રમે દ્વીન્દ્રિયાદિકમાં ગતિ કરતા કરતા છેવટે દેવ અને મનુષ્યાદિના ભવને પામે છે મનુષ્યના ભવની અંદર વૈરાગ્યવાસિત અંતઃકરણવાળો થઈ તે તીર્થંકરનો જીવ વીશ સ્થાનકના તપની યા તેમાંના એકાદ તપની આરાધના કરે છે, અને તેને પરિણામે અત્યુત્તમ '**તીર્થંકર નામકર્મ**' બાંધવા ભાગ્યશાળી બને છે મનુષ્યભવમાં આયુષ્યની સ્થિતિ પૂર્ણ કરી તે પ્રાયઃ દેવલોકની ગતિને પ્રાપ્ત કરે છે કદાચિત્ નરકગતિમાં જાય છે, તોપણ તે બન્ને ગતિઓની અંદર મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન હોવાથી, તે જ્ઞાનના પ્રતાપથી પોતાનો ચ્યવનસમય જાણી લે છે તથા 'હું અમુક સ્થળે ઉત્પન્ન થઈશ તે પણ જાણે છે ત્યાર પછી તે દેવ અગર નરકગતિમાં જેટલી આયુષ્યની સ્થિતિ પોતાને ભોગવવાની હોય, તે પૂરી કરીને માનસરોવર પ્રત્યે જેમ હંસ ઉતરી આવે છે, તેમ તીર્થંકર માતાની કૂખે અવતરે છે

સામાન્ય મનુષ્યની માફક તીર્થંકર પણ નવ માસ પર્યન્ત ગર્ભાવાસમાં રહે છે પરંતુ ઇતર મનુષ્યો ગર્ભમાં જેટલી વેદના ભોગવે છે તેટલી વેદના તીર્થંકરનો જીવ ભોગવતો નથી હવે તમામ તીર્થંકર મહારાજાઓ **શ્રીમહાવીર** ભગવાનની માફક નવ

માસ અને સાડા સાત દિવસ સુધી ગર્ભવાસમા રહે, એવો નિયમ નથી કોઇ તીર્થંકર તેનાથી અધિક સમય, તો કોઇ તેથી ન્યૂન સમય પણ રહે છે

જ્યારે શ્રીતીર્થંકર મહારાજનો જન્મ થાય છે, ત્યારે તેજ વખતે 'સૌધર્મ' નામનુ ઇંદ્રનુ આસન કપાયમાન થાય છે તે સમયે તે ઇંદ્ર અવધિજ્ઞાન વડે ઉપયોગ આપી શ્રીતીર્થંકર મહારાજનો જન્મ થયો, એમ જાણી જાય છે, અને તત્કાળ સિંહાસન ઉપરથી નીચે ઉતરી, જે દિશામા શ્રીતીર્થંકર દેવનો જન્મ થયો હોય છે, તે દિશા તરફ સાત આઠ પગના ચાની નમસ્કાર પૂર્વક શ્રીભગવાનની સ્તુતિ કરે છે

શ્રીપ્રભુનો જન્મોત્સવ કરવા માટે જેમ સૌધર્મેન્દ્ર સપરિવાર આવે છે તેજ પ્રમાણે અનુક્રમે બીજા ઇંદ્રો પણ પ્રભુના જન્મોત્સવમા લાભ લે છે

સૌધર્મેન્દ્ર પ્રભુને મેરૂશિખર ઉપર લઇ જાય છે, અને ત્યા પાડુક વનની અદર પાડુકશિલા નામની શિલા ઉપર સિંહાસન રચી, તે ઉપર પ્રભુને ખોળામા લઇને બેસે છે ત્યારબાદ અન્ય ઇન્દ્રો પણ લૌકિક તીર્થોના જળ તેમજ પુષ્પ વિગેરે સુગધી દ્રવ્યમિશ્રિત જળ વડે પ્રભુનો અભિષેક કરે છે પછી અનેક પ્રકારના ભક્તિભાવ પૂર્વક પ્રભુજીને લઇ જઇને તેમની માતાજી પાસે મૂકી આવે છે

ત્યાર પછી ઇંદ્રો આ જબૂદ્વીપથી આઠમા નદીશ્વર દ્વીપમા જઇ શાશ્વત જિનમદિરોની અદર અઠ્ઠાઇમહોત્સવ કરે છે તે પૂર્ણ થયા બાદ આત્માને ધન્ય માનતા પોતપોતાના સ્થાનક પ્રત્યે જાય છે

હવે અહીંઆ પ્રભુ પણ દ્વિતીયાના ચદ્રની માફક દિવસે

વૃદ્ધિગત થતા જાય છે, અને તેમની આકૃતિ પણ અતિસુંદર હોય છે કહ્યું છે કે —

द्विजराजमुखो गजराजगतिररुणोष्ठपुटः सितदंततति ।
शितिकेशभरोऽम्बुजमञ्जुकरः सुरभिश्वासितः प्रभयोल्लसितः ॥१॥

मतिमान् श्रुतिमान् प्रथितावधियुक् पृथुपूर्वभवस्मरणो गतरुक् ।
मतिकान्तिधृतिप्रभृतिस्वगुणजगतोऽप्यधिको जगतीतिलकः ॥२॥

અર્થાત્–જેમનું મુખ ચંદ્રમા જેવું છે, ઐરાવત હાથી જેવી જેની ગતિ છે, ઓષ્ઠરૂપી પત્ર લાલ છે, દાંતની શ્રેણી સફેદ છે, કેશનો સમૂહ કાળો છે, કમળના જેવો નાજુક જેમનો હાથ છે સુગંધીવાળો શ્વાસ છે, કાંતિથી જેઓ દેદીપ્યમાન છે, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોવા સાથ જેમનું અવધિજ્ઞાન પણ વિસ્તારવાળું છે, પૂર્વભવનું સ્મરણ પણ જેમને વિસ્તારવાળું હોય છે, તેમજ રોગરહિત હોઇ મતિ કાંતિ અને ધીરજ વગેરે ગુણોવડે કરીને જેઓ સમસ્ત જગતથી ચઢીઆતા છે એવા શ્રીપ્રભુ જગતના તિલક સમાન છે

જ્યારે પ્રભુ યૌવનાવસ્થાને પ્રાપ્ત થાય છે, ત્યારે માત-પિતાઓ વિવાહને માટે આગ્રહ કરે છે આ અવસરે પ્રભુજી અવધિજ્ઞાન દ્વારા પોતાને ભોગ્યકર્મ બાકી છે કે નહિ તેનો વિચાર કરી લે છે જો તેમને 'ભોગ્યકર્મ હજુ બાકી છે,' એવું માલુમ પડે, તો ( પોતાના સિર પર રહેલું કરજ દેવું જ પડશે, એમ ધારી ) વિવાહિત થાય છે અને જો ભોગ્ય કર્મ બાકી નથી એમ તેમને માલુમ પડે, તો શ્રીનેમનાથજી અને મલ્લિનાથજીની માફક વિવાહમાં જોડાતા નથી વિવાહિત થએલ તીર્થંકરોને પુત્રાદિક પણ થાય છે તેવી રીતે જ્યારે ભોગ્યકર્મના અંત થતા જાવે છે, ત્યારે લોકા

તિકદેવો શ્રીપ્રભુ પાસે આવી પ્રાર્થનાપૂર્વક સૂચના કરે છે કે " હે ભગવન્ ! કર્મરૂપ કિચ્ચડમા ડૂબી રહેલા આ સસારનો ઉદ્ધાર કરો, અને તીર્થને પ્રવર્તાવો " જો કે પ્રભુજી સ્વય પોતાના અવ ધિજ્ઞાન વડે દીક્ષાના સમયને જાણે છે, તથાપિ આ લોકાતિકદેવોનો અનાદિ કાળથી એવો આચાર હોવાથી તેઓ પૂર્વોક્ત પ્રાર્થના કરે છે આ વખતે દરેક તીર્થકરો પોતાના માતપિતા અગર વડિલ બધુ પ્રમતિની સમ્મતિ લઇ વાર્ષિક દાન દેવુ શરુ કરે છે એક પ્રહર સુધી યાચકો જે કાઇ માગે તેટલુ તેની ઇચ્છાપ્રમાણે દાન આપે છે

હમેશા એક કરોડ અને આઠ લાખ સોનામહોરોનુ દાન કરે છે એકદર, એક વરસની અદર, જેટલી સોના મહોરોનુ દાન કરે છે, તેની સખ્યા આ છે —

> वत्सरेण हिरण्यस्य पदौ कोटीशतत्रयम् ।
> अष्टाशीतिं च कोटीना लक्षाशीतिं च नाभिभू ॥१॥

અર્થાત્—એક વર્ષમા ૩૮૮ ક્રોડ અને ૮૦ લાખ સોના મહોરોનુ દાન આપે છે

વળી પોતાનુ રાજ્ય પણ પુત્રાદિકને વહચી આપે છે, કે જેથી કરીને પાછળથી કલેશ પેદા ન થાય આવી રીતે સમસ્ત પ્રકારની મુર્છા ઉતારીને મહોત્સવપૂર્વક શિબિકા ( પાલખી ) મા આરોહિત થઇ શહેરની બહાર અશોકવૃક્ષની નીચે જઇ શિબિકાથી નીચે ઉતરે કે અહીંયા જેવી રીતે મયૂર પોતાના પીછાનો ત્યાગ કરે, તેવી રીતે સમગ્ર આભૂષણો ઉતારી નાખી પ્રભુજી સ્વયમેવ પચમુષ્ટિ લોચ કરે છે, અર્થાત કેશાપનયન કરે છે આ સમયે ઇન્દ્ર મહારાજ આવીને પ્રભુને દેવદૂષ્ય (દિવ્ય વસ્ત્ર) અર્પણ કરે છે, આજ વખતે ભગવાનને ચતુર્થ મન પર્યાયજ્ઞાન ઉત્પન્ન થાય

છે હવે ભગવાન્ સર્વ પાપવ્યાપારનો ત્યાગ કરી, અનગાર પદ ધારણ કરી, જ્યાં દીક્ષા લીધી હોય ત્યાંથી વિહાર કરી ગ્રામાનુ ગ્રામ વિચરે છે

પરંતુ જ્યાં સુધી પોતાને પાચમું કેવળજ્ઞાન પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધી પોતે મૌન રહે છે અર્થાત્ કોઇને ઉપદેશ આપતા નથી કારણ કે જ્યાં સુધી પોતાને સૂક્ષ્મ તેમજ વ્યવહિત અને ઘણે દૂર રહેલી વસ્તુનું જ્ઞાન યથાસ્થિત થાય નહિ, ત્યાં સુધી વચન વર્ગણામાં ફારફેર થઇ જવાનો સભવ છે, માટેજ પ્રભુજી કેવળ જ્ઞાનને પામ્યા સિવાય કોઇને ઉપદેશ આપતા નથી

કેવળજ્ઞાન ઉત્પન્ન થયા બાદ વ્યન્તર, જ્યોતિષ્ક ભવનપતિ, અને વૈમાનિક એ નામોથી ઓળખાતા ચાર પ્રકારના દેવતાઓ, જે સમવસરણ રચે છે, તેની અંદર પોતે બિરાજમાન થઇ દ્વાદશ પરિષદ્ ( સભા ) સમક્ષ ધર્મોપદેશ દેવા શરૂ કરે છે તેને **દેશના** કહે છે આ દેશનાના રહસ્યનો અનુભવ આગળ ઉપર વાચકોને સારી રીતે કરાવવામાં આવશે

જ્યાં સુધી તીર્થંકર મહારાજાઓને કેવળજ્ઞાન ઉત્પન્ન ન થાય ત્યાં સુધીમાં પોતે દેવ, મનુષ્ય અને તિર્યંચોએ કરેલા ઘોર ઉપસર્ગ અને પરીષહોને સમભાવપૂર્વક સહન કરે છે જેમકે —

**पन्नगे च सुरेन्द्रे च कौशिके पादसस्पर्शि ।**
**निर्विशेषमनस्काय श्रीवीरस्वामिने नम ॥ १ ॥**

એક વખત શ્રીવીરપ્રભુના ચરણકમળનો સ્પર્શ ઇંદ્રમહારાજે ભક્તિના આવેશથી કર્યો હતો તેજ વીરપ્રભુના ચરણકમળનો સ્પર્શ ચંડકૌશિકનામના સર્પે દ્વેષબુદ્ધિથી કર્યો હતો ચંડકૌશિક સર્પે વિ

ચાયુ હતુ કે—'અરે ! આ વળી મ્હારા સ્થાનમા કોણ આવીને ઉભો છે ? હુ સપાટામા દશ મારીને તેને જમીન ઉપર પટકી દઇ પંચત્વને પમાડી દઉંછુ '

આ પ્રમાણે બન્ને કૌશિક ( એક કૌશિક ઇંદ્ર અને બીજો કૌશિક સર્પ ) ના સ્પર્શ કરવાના વિચારમા તદ્દન વિરૂદ્ધ ભાવ હતો, ( એકની ભક્તિ અને બીજાનો દ્વેષ ) છતા ભગવાન્ વીરદેવની બુદ્ધિ તો બન્નેના ઉપર એક સમાનજ રહી આવા રાગ-દ્વેષરહિત પરમાત્મા વીરને મ્હારો નમસ્કાર થાઓ અહો ! પરમાત્માનુ કેટલુ બધુ કારૂણ્ય ? વળી જૂઓ —

कृतापराधेऽपि जने कृपामन्थरतारयो ।
ईषद्बाष्पार्द्रयोर्भद्रं श्रीवीरजिननेत्रयो ॥ १ ॥

અર્થાત્-સંગમદેવે એક રાત્રીની અદર શ્રીવીરપ્રભુને અતિ કઠોર એવા વીશ ઉપસર્ગો કર્યા હતા જે માહેના માત્ર એકજ ઉપસર્ગથી મજબૂત બાંધાવાળા લૌકિક પુરૂષનું શરીર પણ એક ક્ષણ વારમા નાશ પામી જાય, એવા વીશ ઉપસર્ગો પ્રભુએ સમભાવથી સહન કર્યા એટલુજ નહિ પરંતુ તે અપરાધ કરનાર સગમ નામના દેવ ઉપર પણ પ્રભુને અપૂર્વ કૃપાની લહેરી આત્મામા ઉત્પન્ન થઇ, અને ' આ બિચારો મારા નિમિત્તે કર્મબંધન કરીને દુર્ગતિએ જાય છે ' આવા વિચારમા ઉતરતા વિચારાધીન પ્રભુના નેત્રમા જરા જળજળીઆ આવી ગયા એવા શ્રીવીર પ્રભુના નેત્રોનુ કલ્યાણ થાઓ

આ પ્રમાણે શ્રીમદ્ હેમચદ્રાચાર્ય જેવા ધુરંધર કલિકાલસર્વજ્ઞ આચાર્યો પણ મુક્ત કઠથી પ્રભુની સ્તુતિ કરે છે

આની રીતે રેક તીર્થંકરોએ ઉપસર્ગાવસ્થામાં સમભાવને સાચવી રાખ્યો છે જૂઓ, શ્રીપાર્શ્વનાથ પ્રભુ એક સમયે તાપસ આશ્રમની પાછળ વડ નીચે ધ્યાનમાં આરૂઢ થઇ સ્થિર રહ્યા હતા, તે સમયે કમઠ નામના એક અસુરે પ્રભુને ઘોર ઉપસર્ગો કરવામાં કાંઇપણ બાકી રાખી નહોતી જ્યારે ધરણેંદ્રકુમારે તે ઉપસર્ગોનું ભક્તિભાવથી નિવારણ કરી પ્રભુપ્રત્યેની પોતાની ભક્તિ પ્રદર્શિત કરી, તો પણ ભગવાનની મનોવૃત્તિ તો તે બન્નેના ઉપર સમાનજ રહી —

कमठे धरणेन्द्रे च स्वोचित कर्म कुर्वति ।
प्रभुस्तुल्यमनोवृत्ति पार्श्वनाथ श्रियऽस्तु व ॥ १ ॥

એ પ્રકારે સત્કવિઓએ જેની સ્તુતિ કરી છે એવા શ્રીભગવાન કિલષ્ટ કર્મના ક્ષયને અર્થે દ્રવ્ય ક્ષેત્ર-કાળ-ભાવમાં અપ્રતિબદ્ધ થઇ, પોતે શત્રુ-મિત્રને સમદ્રષ્ટિથી દેખત ભૂપીઠપર વિચરે છે તે આ પ્રમાણે —

પ્રથમ તો **નિર્મમ** એટલે **મમત્વરહિતપણે** પ્રભુ વિચરે છે બીજુ '**અકિંચન** એટલે દ્રવ્યાદિ પરિગ્રહરહિતપણે વિચરે છે, વળી 'કાંસ્યપાત્રની માફક સ્નેહરહિતપણે એટલે જેમ કાંસ્યપાત્ર પાણીથી ખરડાતું નથી તેમ ભગવાન કોઇપણ પદાર્થમાં ન ખરડાતા નિર્લેપપણે રહે છે વળી જીવની માફક અપ્રતિહત ગતિવાળા' 'ગગનની માફક નિરાધાર' 'શરદ ઋતુના જળની માફક સ્વચ્છહૃદયવાળા' 'કમળની માફક નિર્લેપ' 'કચ્છપની માફક ગુપ્તેન્દ્રિય' 'સિંહની માફક નિડર' 'ભારંડપક્ષિની માફક અપ્રમાદી' 'કુંજરની માફક શૌંડીર્યવાન' 'વૃષભની માફક બળવાન' એટલે કે જેમ બળદ ભાર વહન કરવામાં સમર્થ છે તેમ પ્રભુ પણ પોતે સ્વીકારેલા પંચમહાવ્રતોનો ભાર વહન કરવામાં સમર્થ

છે ' મેરૂની માફક નિષ્પ્રકંપ ' ' સાગરની માફક ગંભીર ' એટલે જેમ સમુદ્ર પોતાનો સ્વભાવ છોડતો નથી, તેમ પ્રભુ પણ હર્ષ-વિષાદના કારણો મળવા છતા પણ અવિકૃતસ્વભાવવાળા રહે છે, વળી ' ચંદ્રની માફક શાંત ' ' સૂર્યની માફક તેજસ્વી ' તેમજ ' સુવર્ણની માફક સ્વચ્છસ્વભાવી ' એવા પ્રભુજી હોય છે, અર્થાત્ જેમ સુવર્ણ તાપ તાડનાદિ કષ્ટના સમયમાં પણ પોતાના સ્વભાવને છોડતુ નથી, તેમ ભગવાન કષ્ટપરંપરા પ્રાપ્ત થયે છતે પણ સ્વભાવને છોડતા નથી ' વસુંધરાની માફક સર્વ સહ ' ઇત્યાદિ અનેક વિશેષણવિશિષ્ટ એવા શ્રીભગવાન તપસ્યાદિક કરતા છદ્મસ્થ ભાવને વ્યતીત કરે છે ભગવાન જે તપસ્યાઓ કરે છે, તે તમામ ' નિર્જલ ' હોય છે

દાખલા તરીકે, શ્રીમહાવીર ભગવાને બાર વર્ષ ઉપરાન્ત ઘોર તપસ્યા કરી હતી તેની અંદર ફક્ત ૩૪૯ પારણા થયા હતા, તેમજ પૂર્વોક્ત સમયમાં નિદ્રા પણ માત્ર એક રાતી પ્રમાણજ કરી હતી એકંદર રીતે શ્રીમહાવીરદેવે નીચેની તપસ્યાઓ કરી હતી —

૧ છમાસી, ૧ પાંચદિવસ ન્યૂન છમાસી, ૯ ચોમાસી, ૨ ત્રિમાસી, ૨ અઢી માસી, ૬ દ્વિમાસી, ૨ દોઢમાસી, ૧૨ માસક્ષપણ, ૭૨ પંદર ઉપવાસ, ૨ દિન ભદ્રપ્રતિમા, ૪ મહાભદ્રપ્રતિમા, ૧૦ સર્વતો ભદ્રપ્રતિમા, ૨૨૯ છઠ, ૧૨ અઠ્ઠમ

આ પ્રમાણે હિસાબ લગાવતા કુલ ૩૪૯ પારણા કર્યા હતા પૂર્વોક્ત ઘોર તપસ્યાના પ્રભાવથી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અને અંતરાય-એ ચાર ઘાતીકર્મોનો ક્ષય કરી લોકાલોકને પ્રકાશ કરનારૂં એવું કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ આ પ્રમાણે કેવળ જ્ઞાન પ્રાપ્ત થયા બાદ શ્રીપ્રભુજી પૂર્વોક્ત સમવસરણની અંદર બેસી દેશના આપે છે આ દેશના અર્ધમાગધી ભાષામાં હોય છે દેવ,

મનુષ્ય અને તિર્યંચની મળીને બાર પરિષદ્ એટલે પરખદાઓ આ સમયે ભરાય છે સમસ્ત જીવો પરસ્પર વૈરભાવનો ત્યાગ કરીને શાન્તિપૂર્વક શ્રીપ્રભુજીના વચનામૃતનું પાન કરે છે હવે અહીંઆ જરૂર શંકા થશે કે 'તિર્યંચો કેવી રીતે સમજતા હશે ?' તેના ઉત્તરમાં એટલુંજ કહેવું બસ થશે કે, ભગવાનના વચનોમાંજ એવા પ્રકારની શક્તિ હોય છે કે જેના પ્રભાવથી સમસ્ત જીવો બરાબર સાંભળી શકે છે, તેમજ તેનો અર્થ સ્વસ્વભાષામાં સમજી પણ શકે છે વર્ત્તમાન સમયમાં ઉદ્યમશીલ દેશની અંદર ઉદ્યમી પુરૂષો આજકાલ તિર્યંચોની ભાષા પણ સમજવા લાગ્યા છે તેમજ તિર્યંચોને સમજાવવા માટે તો ભારતવર્ષના આજકાલના મનુષ્યો પણ શક્તિમાન છે તો હવે અહીં વિચાર કરવાની વાત છે કે જ્યારે આમ છે તો આના કરતાં સરસ જમાનાની અંદર મહાપ્રતિભાશાલી શ્રીતીર્થંકર જેવા લોકોત્તર પુરૂષો તિર્યંચોને પોતાનું વક્તવ્ય સમજાવી શકે, તેમાં કાંઇ વિશેષ આશ્ચર્ય, વિચાર કરતાં જણાશે નહિ માટે તેમાં શંકા કરવાની જરૂરત નથી વળી જાતિ અને જન્મવૈરનો ત્યાગ પણ તિર્યંચો કેમ કરતા હશે ? તો તેનો ઉત્તર નહિ આપતાં હું યોગશાસ્ત્રાદિ ગ્રંથો જોવાની ભલામણ કરૂં છું યોગીઓનો પ્રભાવ અવાચ્ય અને અગમ્ય છે કે જે પ્રભાવનો ખ્યાલ પણ આપણા અલ્પબુદ્ધિજનોના મનમાં એકદમ આવી શકતો નથી પરંતુ આ વાત તમામ દર્શનકારો અવશ્ય કબૂલ રાખે છે

આજકાલ સાયન્સવિદ્યાના પ્રતાપે વૈજ્ઞાનિકશાસ્ત્રીઓ વનસ્પતિ જેવા એકેન્દ્રિય પદાર્થમાં પણ અપૂર્વ શક્તિઓનો અનુભવ કરી શકયા છે તો જેઓએ તપ જપ સમાધિ વિગેરે ગુણો વડે કરીને આત્મશક્તિ પ્રગટ કરી છે એવા યોગિઓનો પ્રભાવ અચિંત્ય હોય, તો તેમાં આશ્ચર્ય શું છે ? અલબત્ત ! એટલું તો ખરૂં કે સૃષ્ટિ–

વિરૂદ્ધ કાર્યોની અંદર બુદ્ધિમાન માણસ મળતો થઇ શકતો નથી જેમકે —

અપૌરૂષેય વચન ( કારણ કે વચન અને વળી અપૌરૂષેય એ બે પરસ્પર વિરૂદ્ધ છે ), કુમારી કન્યાને પુત્રનો જન્મ થવો, શિરોભાગમાંથી ધ્વનિ નિકળવી, પર્વતની પુત્રી, સમુદ્રનું પાન અને તેને પાછું પેશાબ દ્વારા બહાર કાઢ્યું, કાનથી પુત્રનો જન્મ, જંઘાથી પુત્રનો જન્મ, માછલીથી મનુષ્યનો જન્મ, કુશાથી મનુષ્યની પેદાશ, ચાર હાથવાળો પુરૂષ, દશ શિરનો મનુષ્ય, ઇત્યાદિ વાતો કે જે અનુભવથી વિચારતા અઘટિત માલૂમ પડે છે, તેવી એક પણ વાત શ્રીતીર્થંકર મહારાજની પ્રરૂપેલી નથી કેવળ જગજ્જીવના હિતને માટે, તેમજ પોતાની ભાષાવર્ગણાના પુદ્ગલોના ક્ષયને અર્થે અગ્લાનપણે તેઓ દેશના આપે છે, તે દેશનાનું યત્કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે છે —

## દેશનાનું સ્વરૂપ

હે ભવ્ય જીવો ! આ સંસારના કલેશોથી જો તમે કંટાળ્યા હો, જન્મ, જરા અને મરણના દુઃખોથી ઉદ્વિગ્ન થયા હો અને આ ભવાટવીનો સંગ છોડી મુક્તિમંદિરમાં જવાની જો તમારી વાસ્તવિક ઇચ્છા હોય, તો વિષય રૂપી વિષવૃક્ષની છાયા તળે એક ક્ષણવાર પણ વિશ્રામ કરશો નહીં વિદેશ જનાર તરૂણવયવાળા પુરૂષને જેમ એક વૃદ્ધ માણસ હિતશિક્ષા આપે કે ' તું અમુક સ્થળમાં જઇશ નહિ, અને કદાચ જઇ ચડે તો સાવચેતી રાખજે ' તેજ પ્રમાણે જ્ઞાની પુરૂષોએ પૂર્વોક્ત હિતશિક્ષા કલ્યાણની અભિલાષાવાળા ભવ્ય પુરૂષોને આપેલી છે વિષયરૂપ વિષવૃક્ષની શક્તિ ઘણીજ અજબ છે તે વિષયની છાયા ત્રણ જગતની સીમા પર્યન્ત

વિસ્તાર પામેલી છે તે છાયાના પ્રતાપમાથી કોઇ ભાગ્યેજ બચી શકે છે તેણે નામધારી ત્યાગીઓને ભોગી બનાવી દીધા છે જ્યારે ભોગીઓને તો સર્વથા પાયમાલ જ કરી મૂકયા છે ઝાઝુ કયા સુધી કહેવુ ? તેણે દેવ, દાનવ, હરિ, હર, બ્રહ્મા વિગેરે દેવોની પાસે પણ દાસપણે આચરણ કરાવેલુ છે આ વિષયરૂપ વિષવૃક્ષની છાયામાથી સર્વથા અલગ રહેવા સારૂ મહાપુરૂષોનો હિતોપદેશ પરપરાથી ચાલતો આવેલો છે જે લોકો આવા મહાપુરૂષોના વચનો ઉપર વિશ્વાસ નહિ રાખતા સ્વતત્રતામા ખેચાઇ જાય છે, અને પછી મન કલ્પિત વિચારશ્રેણીમા ગુથાઇ જઇ પૂર્વોક્ત વિષયરૂપી વિષવૃક્ષની છાયા તળે વિશ્રામ લેવા દોરાઇ જાય છે, તેઓ ક્ષણવારમા આત્મસત્તાનો નાશ કરી, મોહમદિરાના પાનથી મૂર્ચ્છિત થઇ કૃત્યાકૃત્યસબધી વિવેકબુદ્ધિને જલાજલી આપી મનમા આવે તેમ બોલવા અથવા આચરણ કરવા લાગે છે ખરૂ કહીએ તો વિષય વિષ કરતા પણ બળવાન છે, કારણ કે વિષ તો જીવને આભવમાજ મરણ રૂપી દુઃખ આપનાર છે પરતુ વિષય ભવોભવમા મરણના અનિષ્ટ ફળોને દેનાર કરે છે ચોરાશી લાખ જીવયોનિ એટલે કે જીવોની ઉત્પત્તિના સ્થાન છે તેની અદર અનાદિ કાળથી પરિભ્રમણ કરાવનાર પણ ખરેખર આ વિષયજ છે

એ વાતને દરેક દર્શનકારો એકી અવાજે સ્વીકારે છે કે, આ સસારની અદર સર્વથી ઉત્તમ યોનિ મનુષ્યનીજ છે, કારણ કે મનુષ્ય યોનિ વિના ઇતર યોનિદ્વારા મુક્તિની પ્રાપ્તિ થઇ શકતી નથી અલબત ! કેટલીક ઇતર યોનિદ્વારા સ્વર્ગગતિ પામી શકાય છે સા માન્ય રીતે તમામ યોનિની અદર પ્રાણીમાત્રને વિષયસેવનની ઇચ્છા થાય છે કેટલીએક જગ્યાએ વિષયનુ સેવન બરાબર હોય છે જ્યારે કેટલીએક યોનિઓમા વિષયની ચેષ્ટા માત્ર હોય છે, તોપણ વિષયનો સર્વથા અભાવ તો કોઇ ઠેકાણે નથી છતા મનુષ્ય

યોનિની અંદર જો માણસમા તત્ત્વજ્ઞાન પેદા થાય, તો વિષયનો અભાવ થઇ શકે છે તેજ કારણથી મનુષ્યયોનિની શ્રેષ્ઠતા છે અન્યથા મનુષ્યયોનિમા પણ અનાદિ કાળથી વિષયસેવન ચાલ્યુ આવેલુ હોય છે, અને તેજ કારણથી પરમ પૂજ્ય વાચકમુખ્ય **શ્રીઉમાસ્વાતિજી** મહારાજ કહે છે —

भवकोटीभिरसुलभं मानुष्यं प्राप्य कः प्रमादो मे ? ।
न च गतमायुर्भूयः प्रत्येत्यपि देवराजस्य ॥ १ ॥

અર્થાત્—ક્રોડો જન્મ વડે કરીને પણ અત્યત દુર્લભ એવા મનુષ્ય ભવને પામીને મને આ શો પ્રમાદ છે ? કેમકે દેવરાજ એટલે કે ઇન્દ્રને પણ ગએલું આયુષ્ય ફરી મળનાર નથી

તાત્પર્ય એ છે કે વ્યાવહારિક પક્ષમા સમર્થ એવા ઇંદ્ર દેવતાઓ પણ મરણની આગળ શરણાગત થઇ જાય છે, તો પછી આપણા જેવા પામરોની શી ગતિ ? પ્રમાદ ભવ્ય જીવોના શિર ઉપર રહેલો એક પનો દુશમન છે પ્રમાદ એજ કટ્ટો વૈરી છે કે જે જીવોને ઉપાડીને સસારસમુદ્રમા ફેંકી દે છે ઉપરના શ્લોકની અદર ' कः प्रमादो मे ' એમ જે કહેવામા આવ્યુ, તેમા ' પ્રમાદ ' શબ્દથી પાચે પ્રકારના પ્રમાદોનું ગ્રહણ થઇ શકે છે પરતુ તે પાચની અદર પણ મુખ્ય **વિષય**જ છે બાકીના ચાર જે **મદ્ય, કષાય, નિદ્રા,** અને **વિકથા** છે, તે તો તેના કાર્યરૂપ છે કારણ કે વિષયી પુરૂષ પ્રાય વ્યસની હોય છે વળી ક્રોધ, માન, માયા અને લોભ—આ ચાર કષાયો પણ વિષય નિમિત્તેજ થાય છે રાગ–દ્વેષ તો તેના સહચારીજ છે જ્યારે નિદ્રા અવ્યભિચરિત રીતે વિષયી માણસની સેવા કરે છે તેમજ સ્ત્રીકથાદિ વિકથાઓ તો વિષયી માણસના શિરપર વિધિના લેખની માફક લખાએલીજ હોય છે **શ્રીશીલાંકાચાર્યજી** સૂત્રકૃતાગની ટીકામા લખે છે કે —

निर्वाणादिसुखप्रदे नरभवे जैनेन्द्रधर्मान्विते
लब्धे स्वल्पमचारु कामजसुखं नो सेवितुं युज्यते ।
वैडूर्यादिमहोपलौघनिचिते प्राप्तेऽपि रत्नाकरे
लातुं स्वल्पमदीप्तिकाचशकलं किं चोचितं साम्प्रतम्? ॥१॥

અર્થાત્—શ્રીજૈનેન્દ્રના ધર્મથી યુક્ત તેમજ નિર્વાણ અને સ્વર્ગાદિના સુખને આપનાર એવા મનુષ્ય જન્મને પામીને, અમનોજ્ઞ અને અલ્પ એવા વૈષયિક સુખને સેવવું કદાપિ યોગ્ય નથી, જેમકે વૈડૂર્યાદિ મહારત્નરાશિથી પરિપૂર્ણ એવા રત્નાકરની પ્રાપ્તિ થયા પછી થોડી કાન્તિવાળા કાચના ટુકડાને ગ્રહણ કરવો શું ઉચિત છે? કદાપિ નહિ રે ભવ્ય પ્રાણીઓ! થોડા માટે ઝાઝું ગુમાવવું વ્યાજબી નથી નિગોદમાથી ચડતા ચડતા મનુષ્યનો જન્મ પ્રાપ્ત થયો હવે માત્ર વિષયનો સંગ તજવો, એજ બાકી છે જો તે ક્રકમ વાળા પાપી વિષયનો તમે સંગ નહિ તજશો તો કલ્યાણ તમારાથી સેંકડો ગાઉ દૂર ભાગતું રહેશે, એ વાત નિર્વિવાદ પણે તમારે હૃદયમાં ધારણ કરી રાખવી

મનુષ્ય જન્મની દુર્લભતા દેખાડવા માટે શાસ્ત્રકારોએ દશ દૃષ્ટાન્તો આપેલા છે, કે જેનો ઉલ્લેખ અન્ય પ્રસંગે આગળ ઉપર કરવામાં આવનાર હોવાથી અત્રારે તેને અહીં નહિ બતાવતા સંસારની અંદર ઉત્તરોત્તર કઇ કઇ વસ્તુઓ દુર્લભ છે, તેજ બતાવવું ઉચિત સમજાય છે કહ્યું છે કે—

भूतेषु जङ्गमत्वं तस्मिन् पञ्चेन्द्रियत्वमुत्कृष्टम् ।
तस्मादपि मानुष्यं मानुष्येऽप्यार्यदेशश्च ॥ १ ॥
देशे कुलं प्रधानं कुले प्रधाने च जातिरुत्कृष्टा ।
जातौ रूपसमृद्धी रूपे च बलं विशिष्टतमम् ॥ २ ॥

भवति बले चायुष्क प्रकृष्टमायुष्कतोऽपि विज्ञानम् ।
विज्ञाने सम्यक्त्व सम्यक्त्वे शीलसम्प्राप्ति ॥ ३ ॥
एतत्पूर्वश्चाय समासतो मोक्षसाधनोपाय ।
तत्र च बहु सम्प्राप्त भवद्भिरल्प च सम्प्राप्यम् ॥ ४ ॥
तत्कुरुतोद्यममधुना मदुक्तमार्गे समाधिमाधाय ।
त्यक्त्वा सगमनार्य कार्य सद्भि सदा श्रेय ॥ ५ ॥

ભાવાર્થ —એકેન્દ્રિયમાથી ત્રસપણુ પામવુ દુર્લભ છે ત્રસપણામા પચેન્દ્રિયપણ ઉત્કૃષ્ટ છે, પચેન્દ્રિયપણ પામે પણ મનુષ્યભવ, મનુષ્યભવમા પણ આર્યદેશ, ( ૧ ) આર્યદેશમા પણ પ્રધાનકુળ, પ્રધાનકુળ પામ્યા છતા પણ ઉત્કૃષ્ટ જાતિ, ઉત્કૃષ્ટ જાતિની અદર પણ રૂપ અને સમૃદ્ધિ વળી રૂપ સમૃદ્ધિનો જોગ થયા છતા પણ વિશિષ્ટતમ બળની પ્રાપ્તિ દુર્લભ છે ( ૨ ) બળ પ્રાપ્ત થતા પણ દીર્ઘ આયુષ્ય અને દીર્ઘ આયુષ્યમા પણ વિજ્ઞાનની પ્રાપ્તિ પુણ્યોદયથીજ થાય છે, તેમજ વિજ્ઞાન પ્રાપ્ત કરવા છતા પણ સમ્યક્ત્વ દુર્લભ અને સમ્યક્ત્વની પ્રાપ્તિમા પણ સદાચારની પ્રાપ્તિ ઘણીજ દુર્લભ છે ( ૩ ) આ પ્રમાણે ઉત્તરોત્તર સક્ષેપ થકી મોક્ષ સાધનનો ઉપાય બતાવ્યો છે

ભવ્યો ! તમોને ઘણુ મળી ચૂક્યુ છે, હવે માત્ર થોડુ મળવુ બાકી છે, ( ૪ ) માટે હે ભવ્યો ! મે કહેલા માર્ગમા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ રૂપ સમાધિને સ્વીકારવા હમણા ઉદ્યમ કરો, કારણ કે અનાર્ય સગતનો ત્યાગ કરી હમેશા સત્પુરૂષોએ શ્રેય સાધન કરવુ, એજ ઉચિત છે કદાપિ વિષય-કષાયાદિ દુર્ગુણોમા પડવુ જોઇએજ નહિ

મહાપુણ્યરાશિ વડે આ મનુષ્યજન્મરૂપી કલ્પવૃક્ષ પ્રાપ્ત

થયુ છે સત્ય સતોષ, પરોપકાર, ઇન્દ્રિયજય, દાન શીલ, તપ, ભાવ, સમભાવ વિવેક અને વિનયાદિક આ મનુષ્યજન્મરૂપ કલ્પવૃક્ષના પુષ્પો છે, માટે તેની રક્ષા કરો જેનાથી સ્વર્ગ અને અપવર્ગાદિ ઉત્તમ અને અક્ષય ફળોની પ્રાપ્તિ થઈ શકે

દુનિયામા લાખો બલ્કે કરોડો વસ્તુઓ કર્મબન્ધનના હેતુભૂત છે, પરન્તુ તેની અદર લૌકિક વ્યવહારમા જમીન, જોરૂ અને જર–એ ત્રણ કલેશના ઘર છે, એમ આબાલગોપાલ દરેકના મનની અદર પ્રતિબિમ્બિત થયેલ છે વળી આ ત્રણ ચીજોની અદર પણ જોરૂ (સ્ત્રી) એ સૌથી બળવાન્ કલેશનુ કારણ છે તેનુ કારણ એજ છે કે, જ્યારે માણસને સ્ત્રી પ્રાપ્ત થાય છે, ત્યારે તેણીની ખાતર તેને જમીનની પણ તપાસ કરવી પડે છે વળી જમીન અને સ્ત્રી–એ બે જ્યારે ભેળા થાય ત્યારે તેને જરની (પૈસાની) જરૂરીઆત પડે છે જર નીતિ વડે ઉપાર્જન કરવા છતા પણ તેમા અનેક પાપસ્થાનકની પ્રાપ્તિ થવા સભવ છે, તો પછી તેને (પૈસાને) અનીતિ પૂર્વક પેદા કરનાર કેવા કર્મ વડે બદ્ધ થઈ શકે, તેનો વિચાર વાચકવર્ગ સ્વય કરી શકે તેમ છે સ્ત્રીસગથી વિમુક્ત થએલ પુરૂષ સર્વ પાપથી વિમુક્ત છે, એમ કહેવામા કશી જાતની અતિશયોક્તિ નથી, અને સ્ત્રીસગમા ફસાએલો પુરૂષ પોતાનું સર્વસ્વ હારી ગયો છે, એમ સમજવુ પણ લગારે ખોટુ નથી એક કવિએ ઠીકજ કહ્યુ છે કે હે સસાર! વચમા વનિતારૂપી મહાનદી ન પડેલી હોત, તો તને તરવામા લગારે મુશ્કેલી જેવુ ન્હોતું યત –

संसार! तव निस्तारपदवी न दवीयसी।
अन्तरा दुस्तरा न स्युर्यदि रे! मदिरेक्षणा ॥ १ ॥

જીવોને સસારરૂપ મહાઅરણ્યમા ફસાવવા સારૂ દુષ્ટ કર્મ

હારાજાએ કામિની રૂપી જાળ પાથરેલી છે, કે જેની અન્દર જાણુ
અને અજાણુ બન્ને ફસાઇ જાય છે કહ્યુ છે કે—

हयविहिणा ससारे महिलारूवेण मण्डिय पास ।
यज्झन्ति जाणमाणा अजाणमाया वि यज्झन्ति ॥ १ ॥

'જગતમા શરવીર કોણ ?' એવો જો પ્રશ્ન કરવામા આવે, તો તેનો સાચો જવાબ એ છે કે 'જે સ્ત્રીચરિત્રથી ખડિત ન થાય તેજ' ભવ્યો ! સ્ત્રીનુ ચરિત્ર અનિગહન છે જે મહાપુરૂષો જગતના આધારરૂપ ગણાતા હતા, તેઓ પણ સ્ત્રીચરિત્રના ફાસલામા ફસાઇ લોકલજ્જાને ત્યાગ કરી, દુખના ભાજન થયેલા આપણે પ્રત્યક્ષ અને શાસ્ત્રીય કથાઓથી જોઇએ છીએ

એક વખત મુજરાજા પોતે ભિક્ષા માગવા ગયો હતો, તેવામા એક સ્ત્રીએ એક માડાના બે ટુકડા કર્યા, તેમાથી ઘીના બિદુ નીચે ટપકવા લાગ્યા, આ જોઇને તરત મુજરાજાના મનમા નીચે પ્રમાણે કલ્પના થઇ, અને તે બોલ્યો—

रे ! रे ! मडक ! मा रोदीयदहं खण्डितोऽनया ।
रामरावणमुञ्जाद्या स्त्रीभि के के न खण्डिता ? ॥ १ ॥

અરે મડક ! આ સ્ત્રીએ તને ખડિત કર્યો, તેથી તુ રો નહિ સ્ત્રીએ તને એકલાને ખડિત ક્યા કર્યો છે ? રામ, રાવણ અને મુજ પ્રમુખ સર્વે-એટલે આખુ જગત્ સ્ત્રીઓ વડે ખડિત થએલુ છે

આજ મુજરાજા એક વખત કૂવાને કિનારે જઇને ઉભો હતો, તેવામા સ્ત્રીઓ પાણી ભરવા આવી આ વખતે કૂવા ઉપર બનાવેલુ યત્ર (રેંટ) સ્ત્રીઓના ચલાવવાથી શબ્દ કરવા લાગ્યુ તે જોઇને મુજ બોલ્યો—

रे ! रे ! यन्त्रक ! मा रोदीः यं कं न भ्रमयन्त्यमूः ।
कटाक्षाक्षेपमात्रेण कराकृष्टस्य का कथा ? ॥ १ ॥

અરેરા યંત્ર ! તું શો નહિ સ્ત્રીઓએ કેવળ ભૃકુટીના ભમ ડવા વડે કરીને કોને કોને નથી ભમાડ્યા ? તને તો ભલા બે હાથ ભમાડે છે, તો તારા ભ્રમણમા મને કંઇ પણ આશ્ચર્ય નથી તેટલ માટે તું તારી કમતાકાત સમજતો નથી

આ વિષયને હવે વધારે નહિ લંબાવતા ભવ્યપુરુષોને મા માત્ર એટલીજ ભલામણ બસ થશે કે—હે ભવ્યો ! તમે બનત કોશિશે વિષય ત્યાગ કરવાને પ્રયત્નશીલ થાઓ આવો ઉત્ત ભવ પામી શાસ્ત્રશ્રવણ શુદ્ધશ્રદ્ધા, દેવગુરુની સેવા અને શક્તિને વિચાર કરીને સ્વીકાર કરેલા નિયમોને પાળો આગળ વધો અ વિષયરૂપ વિષવૃક્ષની છાયાથી હમેશા બચતા રહો

શ્રીઋષભદેવ ભગવાન્ જે વખતે શ્રીઅષ્ટાપદ પર્વત ઉપ સમોસર્યા હતા, તે વખતે ભરતરાજાની આજ્ઞાથી ચીડાએલા, ક્રોધ દાવાનળથી સંતપ્ત થએલા, માન વિષધરથી ડસાએલા, માયા જ ળમા ફસાઇ ગએલા અને લોભ મહાસમુદ્રથી પરાજિત થએલા એવ શ્રીભગવાનના અઠ્ઠાણું પુત્રો પ્રભુ પાસે આવ્યા પ્રભુના દર્શનમાત્ર તેઓ પૂર્વોક્ત વિશેષણોથી રહિત બની, શાન્ત થઇ હાથ જોડી માન મોડી, વિનયભાવથી નમ્રીભૂત થઇ વંદના કરીને જ્યારે નીચે બેઠા, ત્યારે કેવળજ્ઞાનથી પ્રભુએ સર્વ ભાવ જાણી તેઓને અંગાર દાહનું દૃષ્ટાંત આપ્યું આ દૃષ્ટાન્તનો સારાંશ એ છે કે—એ અંગારદાહક ( અંગારાને બનાવનાર ) પોતાને પીવા જેટલું પાણ લઇ વનમા જ્યા ભઠ્ઠી હતી તે ઠેકાણે ગયો પરંતુ તાપના વિશે જોરથી પાણી જેટલું એ તે કરતા વધારે વપરાયું છેવટે તાપ વધતે ગયો, અને પાણી તો થઇ રહ્યું તૃષાથી પીડિત થએલો તે ઘર તરફ

જ્યો રસ્તામા એક ઝાડ જોયુ, તેની નીચે બેઠા ક્ષણવારમા નિદ્રા
આવી અને સ્વપ્નવશ થયો સ્વપ્નાવસ્થામા તે તૃષિત હોવાથી પાણી પીવા
લાગ્યો નદી, સરોવર, કૂવા વિગેરે સર્વ પી ગયો, પણ તૃષા શાત
ન થઇ એટલે એક વનની અદર એક ઉજડ કૂવો જોયો, ત્યા
ગયો ઘાસના પૂળાવતી તેમાથી પાણી કાઢવા લાગ્યો, તેની અદર
જરા જરા જલબિન્દુ ટપકતા હતા, તેને પીવા લાગ્યો હવે હે
મહાનુભાવો ! આ સ્થળે વિચારવાની વાત છે કે, નદી, સરોવર
અને કૂવાના પાણીનુ પાન કરવા છતા પણ જેની તૃષા શાત ન થઇ,
તેની તૃષા ઘાસના અત ભાગમા લટકતા બિદુથી શાત થાય ખરી ?
કદાપિ નહિ તેવીજ રીતે આ જીવે અનાદિ કાળથી સસારચક્રમા
ભમતા ભમતા સુરાસુરોના ભોગો બહુશ ભોગવેલ છે, તે જીવને
હવે આ ક્ષણભગુર મનુષ્યના તુચ્છ ભોગોથી તૃપ્તિ થાય ખરી કે ?

આ સાભળી અઠ્ઠાણુ પુત્રોમાથી સૌથી મ્હોટા પુત્ર બોલ્યો —
હે પ્રભો ! આપની વાત સત્ય છે આપના સ્વહસ્તથી મળેલી રાજ્ય
લક્ષ્મી વડે અમે સતુષ્ટ છીએ, અધિકની ઇચ્છા અમે રાખતા નથી,
તોપણ અમારી વિનતિ એટલીજ છે કે ભરત, વારવાર અમારા પર
દૂતો મોકલી અમારા માનનો ભગ કરે છે, જેથી કરીને ક્રોધ, માન,
માયા અને લોભ વિગેરે ઉત્પન થયા છે અમારો મનનો વિચાર
ભરતની સાથે યુદ્ધ કરવાનો થયો છે, ફક્ત આપની આજ્ઞા બાકી
છે, આવા પ્રકારના પુત્રના વચનો સાભળીને કરુણાસાગર પ્રભુએ
આ પ્રમાણે દેશના દેવી શરૂ કરી —

## પ્રભુની દેશના.

दुष्पाप प्राप्य मानुष्यं सौम्या ! सर्वाङ्गसुन्दरम् ।
धर्मे सर्वात्मना यत्न कार्यं स्वात्मसुखार्थिभि ॥ १ ॥

હે સૌમ્ય જનો ! દુ ખે કરીને પામવા લાયક અને સર્વાંગ સુન્દર એવા મનુષ્ય જન્મને પામીને સ્વાત્મકલ્યાણના અર્થિ પ્રાણી ઓએ સવ પ્રકારે ધમારાધનમા યત્ન કરવો તે મનુષ્ય જન્મની પ્રાપ્તિ થયા પછી જે કઇ કરવાનું છે, તે આ છે —

दुष्कर्म बन्धनोपाया अन्तराया सुखश्रियाम् ।
तपसामामया हेया कषाया प्रथम बुधै ॥ १ ॥

દુષ્ટકર્મબન્ધનના હેતુભૂત, સુખરૂપ લક્ષ્મીમા અન્તરાયભૂત અને તપસ્યાઓની અન્દર રોગભૂત એવા કષાયોને પંડિત પુરૂષોએ પ્રથમ ત્યાગ કરવા જોઇએ વળી કહેલ છે કે —

सकषाया नर सत्सु गुणवानपि नाच्यते ।
यतो न विषसपृक्त परमान्नमपीष्यते ॥ १ ॥
यथा प्रज्वलितोऽरण्य दवाग्निर्दहति द्रुतम् ।
कषायवशगो जन्तुस्तथा जन्मार्जित तप ॥ २ ॥
धर्मश्चित्ते दुराधेय कषायकलुषात्मनाम् ।
रङ्गो यथा कुसुम्भस्य नीलीवासितवाससि ॥ ३ ॥
यथाऽन्त्यज स्पृशन् स्वणधारिणापि न शुध्यति ।
सकषायस्तथा जन्तुस्तपसाऽपि न शुद्धिभाक् ॥ ४ ॥

જે માણસ સત્પુરૂષોની અન્દર ગુણવાન ગણાતો હોય, છતા જો તે કષાયે કરીને સહિત હોય, તો તે ઇચ્છવા યોગ્ય નથી કારણ કે પય પાક ( દૂધપાક ) વિષમિશ્રિત હોય, તો તે પણ ઇચ્છવા લાયક નથી (૧) જેમ સળગેલો દાવાનલ જલદી વનના વૃક્ષોને ભસ્મસાત્ કરે છે તેમ ક્રોધ, માન માયા અને લોભ—એ ચાર કષાયોને વશ થએલ જીવ, જન્મથી એકઠા કરેલ તમામ તપને નષ્ટ કરી નાખે

છે (૨) જેમ ગળીવાળા વસ્ત્રમા કસુંભાનો રંગ ચઢી શકતો નથી, તેમ કષાયો વડે જેનો આત્મા કલુષિત થયો હોય છે, એવા જીવોના અંતઃકરણમા ધર્મ દુઃખે કરી નિવાસ કરી શકે છે. (૩) જેમ ચંડાળનો સ્પર્શ કરનાર પુરૂષ સોનાના પાણીથી પણ શુદ્ધ થતો નથી, તેજ પ્રમાણે કષાયયુક્ત જીવ તપ વડે કરીને પણ શુદ્ધ થતો નથી (૪)

એ પ્રમાણે સામાન્ય રીતે કષાયોનુ સ્વરૂપ બતાવ્યા બાદ, હવે તે કષાયોમાના પ્રથમ ક્રોધનુ સ્વરૂપ અહીં પ્રકાશિત કરવામા આવે છે —

ક્રોધનુ સ્વરૂપ.

हरत्येकदिनेनैव तेज पाण्मासिक ज्वर ।
क्रोध पुन क्षणेनापि पूर्वकोट्यार्जित तप ॥ १ ॥

તાવના એક દિવસ આવવાથી ૭ માસનુ શરીરનું તેજ નષ્ટ થાય છે, જ્યારે ક્રોધ તો એક ક્ષણવારમા પૂર્વક્રોડી વર્ષો વડે ઉપાર્જન કરેલ તપને પાયમાન કરે છે

सन्निपातज्वरेणेव क्रोधेन व्याकुलो नर ।
कृत्याकृत्यविवेके हा ! विद्वानपि जडीभवेत् ॥ १ ॥

જાણે કે સન્નિપાત જ્વર હોયની ! તે પ્રમાણે ક્રોધ વડે આકુલ વ્યાકુલ થએલો પુરૂષ, વિદ્વાન્ હોય તોપણ, હા ! ઇતિ ખેદે, કૃત્યાકૃત્યના વિવેકની અંદર પોતે જડ બની જાય છે

આજ વાતને લગાર વધારે સ્પષ્ટતાથી જોઇએ તાવ આવવાથી શરીરના અવયવો શિથિલ થઇ જાય છે, તેજ પ્રમાણે તેજ તાવ જ્યારે સન્નિપાતનું રૂપ પકડે છે, ત્યારે જીવ અનેક પ્રકારની

ચેષ્ટા કરવા લાગે છે, નહિ બકવાનું બકે છે, લોકોના મનમાં એમ થાય છે કે, આ જીવ હવે બચે ત્યારે ખરો—બસ, તેવીજ રીતે ક્રોધાવેશમાં આવેલ પુરૂષના અવયવો શિથિલ થઈ જાય છે, વચન વર્ગણાની વ્યવસ્થા રહેતી નથી, શરીરની સ્થિતિ વિલક્ષણ દેખાય છે, તેમજ ધર્મરૂપ જીવનનો જાણે અન્ત સમય પ્રાપ્ત ન થયો હોય, તેનો દેખાવ થઈ રહે છે વળી કહ્યું છે—

तपोभिर्भृशमुत्कृष्टैरावर्जितसुरौ मुनी ।
करटधारटौ कोपात् प्रयातौ नरकावनीम् ॥ १ ॥

ઘણા ઉગ્ર તપ વડે કરીને દેવતાઓને જેણે વશવર્તી કર્યા હતા, એવા કરટ અને ધારટ નામના બે મુનિઓએ કોપ વડે કરીને નરકપૃથ્વી પ્રત્યે પ્રયાણ કર્યું વિચારવાની વાત છે કે જ્યારે કોપ, મુનિઓના તપ-સંયમાદિ ધર્મકૃત્યોનો પણ નાશ કરી તેમને નરકે લઈ જાય છે ત્યારે ઇતર મનુષ્યોની તો વાતજ શી કરવી ?

વળી આજ વાતની દૃષ્ટાંતમાં કહ્યું છે—

जीवोपतापकः क्रोधः क्रोधो वैरस्य कारणम् ।
दुर्गतेवर्तनी क्रोधः क्रोधः शमसुखार्गला ॥ १ ॥
उत्पद्यमानः प्रथमं दहत्येव स्वमाश्रयम् ।
क्रोधः कृशानुवत् पश्चादन्यं दहति वा न वा ॥ २ ॥
अर्जितं पूर्वकोट्या यद्वर्षैरष्टभिरूनया ।
तपस्तत्तत्क्षणादेव दहति क्रोधपावकः ॥ ३ ॥
शमरूपं पयः प्राग्यपुण्यसभारसंचितम् ।
अमर्षविषसंपर्कादसेव्यं तत्क्षणाद् भवेत् ॥ ४ ॥
चारित्रचित्ररचनां विचित्रगुणधारिणीम् ।
समुत्सर्पन् क्रोधधूमो श्यामलीकुरुतेतराम् ॥ ५ ॥

જીવોને સતપ્ત કરનાર ક્રોધ છે, ક્રોધ વેરનુ કારણ છે, દુર્ગતિનો માર્ગ ક્રોધ છે, તેમજ શાતિરૂપ સુખને બધ કરવામા અર્ગલા (ભોગળ) સમાન પણ ક્રોધજ છે (૧) અગ્નિની માફક ક્રોધ પણ ઉત્પન્ન થઇ પ્રથમ પોતાના આશ્રયનેજ બાળે છે પછી બીજાને બાળે અથવા ન બાળે ભાવાર્થ એ છે કે અગ્નિની માફક ક્રોધથી પણ ભવ્ય પુરૂષોએ હમેશા ડરતા રહેવુ જોઇએ (૨) આઠ વર્ષ ન્યૂન પૂર્વ કોડી વર્ષો વડે જે તપ એકઠુ થયેલ હોય છે, તે તપને, ક્રોધ રૂપી અગ્નિ ક્ષણવારમા બાળી નાખે છે અર્થાત્ તે તપનો નાશ કરે છે (૩) મોટા પુણ્યના સમૂહ વડે સચય કરવામા આવેલુ શાતિરૂપ દૂધ, ક્રોધ રૂપ વિષની સાથે સબધ પામવાથી તત્કાળ અસેવ્ય થઇ જાય છે (૪) વૃદ્ધિ પામતો એવો ક્રોધ રૂપી ધૂમાડો, વિચિત્ર ગુણોને ધારણ કરવાવાળી ચારિત્ર રૂપી ચિત્રની રચનાને, અત્યન્ત શ્યામતાવાળી બનાવે છે (૫) આવા દુષ્ટ ક્રોધનો સર્વથા નાશ કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ

**यो वैराग्यशर्मीपत्रपुटै शामरसोऽर्जित ।**
**शाकपत्रपुटाभेन क्रोधनोत्सृज्यते स किम् ॥ १ ॥**

વૈરાગ્ય રૂપી શમીપત્રના પડીયા વડે કરીને જે શાતિ રૂપી રસ એકઠો થયો હોય છે, તે શાતિરસનો, શાકપત્ર ॥ પડીયા તુલ્ય ક્રોધ વડે ત્યાગ કરવો જોઇએ ? કદાપિ નહિ

શમીપત્ર (ખીજડાના પાના) ઘણાજ નાના હોય છે અને તેથી તેમા રસ બહુજ થોડો રહી શકે અર્થાત્ તેનાથી રસને ભેગો કરતા ઘણીજ વાર લાગે, તેજ પ્રમાણે વૈરાગ્ય વડે કરીને શાતરસ મહા મહેનતે એકઠો થઇ શકે છે હવે શાકપત્ર મોટા હોય છે, તેથી તેમા ઘણો રસ સમાય છે, તો તેના મોટા પડીયાઓ વડે કરીને,

શમીપત્રના નાના પડીયાઓ વડે એકઠા થએલા શાંતિ રૂપ રસને ઉલેછી નાખતા વાર લાગે નહિ તેમ વૈરાગ્ય વડે એકઠો થએલો શાંતરસ ક્રોધ વડે તરતજ નાશ પામે છે માટે મહા મહેનતે જે ચીજ એકઠી કરી હોય તે ચીજનો લગાર વારમા નાશ કરી નાખવો, તે બુદ્ધિમાનોનુ કર્તવ્ય નથી એટલા માટે ક્રોધ કરવો, એ સર્વથા નુકસાન કર્તાજ છે વળી,

प्रवर्धमान क्रोधोऽयं किमकार्यं करोति न ?।
भाविनी द्वारिका द्वैपायनक्रोधानले समित् ॥ १ ॥

વધતો એવો આ ક્રોધ કયા અકાર્યને નથી કરતો ? અર્થાત્ તમામ અકાર્યોને કરે છે દ્વૈપાયનના ક્રોધાગ્નિમા દ્વારિકા નગરી કાષ્ટ રૂપ હોણહાર ( ભવિષ્યમા થનારી ) છે (આ ઠેકાણે भाविनी એ ભવિષ્યત્ કાળનો પ્રયોગ આપેલો છે, તેનુ કારણ એ છે કે દ્વૈપાયન ઋષિ વડે દ્વારિકા નગરીનો દાહ તો નેમનાથ ભગવાનના વારામા થએલ છે, જ્યારે આ દેશના તો શ્રીઆદીશ્વર ભગવાને તે સમયની પહેલા આપેલી હોવાથી ભવિષ્યકાળ વપરાએલો છે ) પૂર્વોક્ત શ્લોકનો ભાવાર્થ એ છે કે, યાદવોએ દ્વૈપાયન ઋષિને અપરાધ બનાવ્યા હતા, તે સમયે દ્વૈપાયન ઋષિએ એવો નિયમ કર્યો કે–' જો મારા તપનો પ્રભાવ હોય તો હુ આ પછીના ભવમા આ શહેરનો દાહ કરનાર થાઉં ' તે ઋષિ તપના પ્રભાવે અગ્નિકુમાર નામના દેવ થયા તેમણે પોતાના પૂર્વભવમા કરેલો નિયમ પૂર્ણ કરીને દ્વારકાનો દાહ કર્યો હતો. આ દૃષ્ટાન્તથી સારાશ એ લેવાનો છે કે–તે દ્વૈપાયન ઋષિએ ક્રોધ વડે કરીને પોતાના તપનુ ફળ હારી જઇ સસારને વધાર્યો માટે સજ્જન પુરુષોએ ક્રોધથી હમેશા ડરતા રહેવુ કદાચ કોઇ માણસ એમ સમજે કે–ક્રોધ સિવાય કાર્યસિદ્ધિ થતી નથી, તો તે મતવ્ય બિલકુલ ઠીક નથી, કેમકે—

क्रुध्यन् कार्यसिद्धिर्या न सा क्रोधनिबन्धना ।
जन्मान्तरार्जितोर्जस्विकर्मणः खलु तत्फलम् ॥ १ ॥

ક્રોધ કરનારને કાર્યસિદ્ધિ થાય છે, તો તે કાર્યસિદ્ધિમા કારણ ક્રોધ નથી, કિન્તુ જન્માંતરમા અતિશય માહાત્મ્યવાળા કર્મનુ ફળ છે, એમ નક્કી સમજવુ જોઇએ

स्वस्य लोकद्वयोच्छित्त्यै नाशाय स्वपरार्थयो ।
धिगहो ! दधति क्रोधं शरीरेषु शरीरिणः ॥ १ ॥

અહો ધિક્કાર છે કે, આ ભવ તેમજ પરભવના નાશને માટે, તેમજ પોતાના અને બીજાના અર્થનો ઉચ્છેદ કરવાને માટે પ્રાણીઓ શરીરમા ક્રોધને ધારણ કરે છે !

વિચારવાની વાત છે કે-દુનિયામા એવો કોણ મૂર્ખ હશે કે, જે ચીજ સર્વથા દુખ દેનાર તેમજ પરિણામે અતિદારૂણ હોય, તેને પોતાની પાસે રાખે ? ખેદની વાત છે કે જાણતા છતા પણ જડ મનુષ્યો ક્રોધનો ત્યાગ કરતા નથી અરે ખરૂ કહીએ તો ક્રોધ સમસ્ત પ્રકારના અનર્થોનુ મૂળ છે

क्रोधान्धाः पश्य निघ्नन्ति पितरं मातरं गुरुम् ।
सुहृदं सोदरं दारानात्मानमपि निर्घृणाः ॥ १ ॥

તુ જો કે, નિર્દય ક્રોધાંધ માણસો પિતા, માતા, ગુરૂ, મિત્ર, ભાઇ અને સ્ત્રીને, એટલુ જ નહિ, પરન્તુ પોતાના આત્માને (શરીરને) પણ હણી નાખે છે

જ્યારે પુરૂષ ક્રોધથી પરવશ થાય છે ત્યારે તેમા વિવેક રહેતો નથી પરમોપકારી પિતા-માતાઓને મારવા પ્રયત્ન કરે છે અને કોઇવાર મારે છે પણ ખરો કોઇવાર પોતાના આત્માને ક્રોધાવેશમા

મરણને શરણે પહોંચાડે છે પરંતુ તેના માણસોના હૃદયમાંથી જ્યારે ક્રોધ દૂર થાય છે, ત્યારે તે પણ પશ્ચાત્તાપ કરે છે કે મે આ શું કર્યું ? આત્મઘાત કરનાર માણસ પણ પ્રથમ સાહસ કરે છે તો ખરો, પરંતુ જ્યારે પ્રાણ જવાનો સમય થાય છે ત્યારે વેદનાના વેગમાં વિચારે છે કે જો આ અકાર્ય ન કર્યું હોત તો ઠીક હતુ હવે કેમ બચી શકું ? વળી એ પણ ધ્યાનમાં રાખવાની વાત છે કે આત્મઘાત કરનાર માણસ કાચા વીર્યવાળો સિદ્ધ થાય છે કારણ કે જો પરિપક્વવીર્યવાન હોય તો કદાપિ વિષાદિ પ્રયોગથી પ્રાણનો ત્યાગ કરેજ નહિ, તેમજ जीवन्नर शत भद्राणि पश्यति એટલે કે જીવતો પુરૂષ સેંકડો કલ્યાણને જૂએ છે, એવા સામાન્ય ન્યાયનું પાલન કરવા કદાપિ પાછો હઠે નહિ શાસ્ત્રકારો આત્મઘાતીને મહાપાપી બતાવે છે, તેનું કારણ એ છે કે, મ્હોટામાં મ્હોટા અજ્ઞાન સિવાય આત્મઘાત રૂપ મોટું અકાર્ય થાયજ નહિ અજ્ઞાની મનુષ્ય ઘણા જ ભવો સુધી સંસારચક્રમાં ભ્રમણ કર્યા કરે છે માટે સર્વ અનર્થોનું મૂળ–ક્રોધ ચંડાળ છે, તેથી તેનો ત્યાગ કરવા હમેશા પ્રયત્નશીલ રહેવું ઉચિત છે

### ક્રોધનો જય

ઉપર પ્રમાણે ક્રોધનું સ્વરૂપ બતાવ્યા પછી હવે તેનો ત્યાગ કરવાની રીતિ કંઇક બતાવવી જરૂરની છે કહ્યું છે કે—

क्रोधवह्नेस्तदह्नाय शमनाय शुभात्मभिः ।
श्रयणीया क्षमैकैव संयमारामसारणिः ॥ १ ॥

કલ્યાણના અભિલાષી પુરૂષોએ ક્રોધાગ્નિને શાંત કરવા માટે સંયમરૂપ બગીચાને વધારવામાં નીક સમાન એક ક્ષમાનોજ આશ્રય કરવો જોઇએ.

હવે એ વિચારવાનુ જરૂરનુ છે કે, ક્ષમાનો આશ્રય જલદી કરવો, એ તો ઠીક, પરતુ ગુન્હેગાર ઉપર ક્ષમા કેમ થઇ શકે ? એવી શકા કરનારના સમાધાનને માટે પણ કહેવામા આવ્યુ છે કે —

अपकारिजने कोपो निरोद्धु शक्यते कथम् ? ।
शक्यते सत्त्वमाहात्म्यादथवा भावनयानया ॥ १ ॥
अङ्गीकृत्यात्मन पाप यो मा बाधितुमिच्छति ।
स्वकर्मनिहतायास्मै कः कुप्येद्बालिशोऽपि सन् ? ॥ २ ॥

અપરાધી મનુષ્યના ઉપર કોપ કરવો કેમ રોકી શકાય ? તેના ઉત્તરમા સમજવુ કે-તે કોપ, પરાક્રમના માહાત્મ્યથી અથવા તો આ ભાવના વડે રોકી શકાય છે કે –( ૧ )-પોતાના આત્માને પાપનો ભાગી બનાવી જે માણસ મને અડચણ કરવા ઇચ્છે છે, તે માણસ પોતાનાજ કર્મ વડે હણાએલો હોવાથી તેના ઉપર કયો મૂર્ખ પુરૂષ કોપ કરે ? ( ૨ )

વળી જૂઓ —

प्रकुप्याम्यपकारिभ्य इति चेदाशयस्तव ।
तत्किं न कुप्यसि स्वस्य कर्मणे दु खहेतवे ? ॥ १ ॥

'હુ અપરાધિઓનો ઉપર કોપ કરૂ છુ ' એવો જો તારા કહેવાનો આશય છે, તો ખરા અપરાધી, દુ ખના કારણભૂત, જે તારા કર્મો છે, તેના ઉપર કેમ કોપ કરતો નથી ?

કહેવાની મતલબ કે, બીજા અપરાધિઓ કરતા કર્મ વધારે અપરાધી છે, કારણ કે બીજા અપરાધી તો થોડા કાળ સુધી માત્ર અલ્પ દુ ખ આપનારા છે, પરતુ કર્મ તો અનાદિ કાળથી અનન્ત દુ ખને આપનાર હોવાથી વાસ્તવિક અપરાધી છે, માટે વાસ્તવિક

અપરાધીને છોડી અન્ય-અવાસ્તવિક અપરાધી ઉપર કોપ કરવો, તે બિલકુલ કર્તવ્યથી બહારજ ગણી શકાય જગતમા શત્રુ અને મિત્ર પ્રાચીન કર્મના પ્રભાવથી માલૂમ પડે છે જો કર્મનો નાશ થાય, તો તેની સાથેજ શત્રુમિત્ર ભાવનો પણ અભાવ થઇ જાય, શત્રુમિત્ર ભાવનો અભાવ થવાથી રાગદ્વેષનો અભાવ થાય, અને રાગદ્વેષના અભાવથી મોક્ષ થાય છે

માટેજ મૂળ શુદ્ધિને તપાસનાર બુદ્ધિમાન ગણાય છે વળી સમજવુ જોઇએ કે જેમ ક્રોધ કર્મનુ કારણ છે તેમ કર્મ પણ ક્રોધનુ કારણ છે માટે 'કર્માભાવે ક્રોધાભાવ અને 'ક્રોધાભાવે કર્માભાવ' એ પ્રકારની અન્યોન્ય વ્યાપ્તિ દૃષ્ટિગોચર થાય છે તાત્પર્ય એજ છે કે કોઇ પણ પ્રકારે ક્રોધનો નિગ્રહ કરવો તે પુરૂષનુ પરમ પુરૂષાર્થ છે

વિચારવાની વાત છે કે —

उपेक्ष्य लोष्टक्षेप्तारं लोष्टं दशति मण्डलः ।
मृगारिः शरमुत्प्रेक्ष्य शरक्षेप्तारमृच्छति ॥ १ ॥

કૂતરાનો સ્વભાવ છે કે,તે પત્થર ફેંકનારને નહિ કરડતા પત્થરને કરડવા દોડે છે પરતુ સિંહ બાણ પ્રત્યે નહિ દોડતા, બાણ ચલાવનાર તરફ ધસે છે

અર્થાત્—મનુષ્યે સિંહ જેવુ થવુ યોગ્ય છે, કૂતરા જેવુ થવુ યોગ્ય નથી જેમ સિંહ મૂળ કારણ ઉપર જાય છે, તેમ ભવ્ય પુરૂષે મૂળ કારણભૂત-સ્વકર્મ ઉપર દૃષ્ટિ દેવી જોઇએ એમ વિચાર કરવો કે, આ બિચારો મારૂં બુરૂ કરવાની જે કોશીશ કરે છે તે મારા કર્મની પ્રેરણાને લીધે છે તેટના વાસ્તેજ શમ- માદિ ધર્મો વડે કર્મશત્રુનો નાશ કરવો ઉચિત છે અન્યથા કૂતરાની ઉપમા લાગુ પડતા વાર લાગશે નહિ તેથી મનુષ્યોએ સિંહ જેવા બનવુ, પરંતુ શ્વાન જેવા બનવુ નહિ વળી

त्रैलोक्यप्रलयत्राणक्षमाश्चेद्‌ाश्रिता क्षमाम्।
कदलीतुल्यसत्त्वस्य क्षमा तव न किं क्षमा ? ॥ १ ॥

ત્રણ લોકના નાશ અને રક્ષણમા સમર્થ એવા વીર પુરૂષોએ પણ ક્ષમાનો આશ્રય કર્યો છે, તો કેળના જેવા સત્ત્વવાળા તારા જેવા માણસે શુ ક્ષમા કરવી યુક્ત નથી ? અપિતુ, દ્રવ્ય અને ભાવ બન્ને પ્રકારે ક્ષમા કરવી ઉપયોગી છે વળી સ્મરણમા રાખો કે —

तथा किं नाकृथा पुण्यं यथा कोऽपि न बाधते ? ।
स्वप्रमादमिदानीं तु शोचनङ्गीकुरु क्षमाम् ॥ १ ॥

જેથી કોઇ પણ માણસ બાધા ન કરે, એવા પ્રકારનુ પુણ્ય તે કેમ ન કર્યુ ? હવે તો પોતાના પ્રમાદને યાદ કરી ક્ષમાનો અગીકાર કર

પ્રાણીઓએ પ્રથમથીજ પુણ્ય એવુ ઉપાર્જન કરવુ કે, જેથી કરીને કોઇ પણ અન્ય પ્રાણી પોતાને લગારે બાધા કરવા સમર્થ થાય નહિ જો બારીકીથી નિરીક્ષણ કરવામા આવે તો આ દુનિયામા તમામ રચના પુણ્ય-પાપના કારણવાળી માલૂમ પડે છે કોઇ રક, કોઇ રાય, કોય રોગી, કોઇ નીરોગી, કોઇ શોકી કોઇ આનદી, કોઇ કુરૂપી, કોઇ સુરૂપી, કોઇ દરિદ્રી, કોઇ ધનાઢ્ય ઇત્યાદિક પ્રત્યક્ષ વિષમતાઓ દૃષ્ટિગોચર થાય છે, તેટના માટે જરૂર સમજવુ જોઇએ કે, જો સુખની ચાહના હોય તો પુણ્યના કારણોનુ સેવન કરો અને પાપના કારણોને દૂર કરો વળી કહ્યુ છે કે —

क्रोधाद्यस्य मुनेश्चण्डचण्डालस्य च नान्तरम्।
तस्मात् क्रोधं परित्यज्य भजोज्ज्वलधिया पदम् ॥ १ ॥

ક્રોધાન્વ મુનિ અને ચડાળ એ બન્નેની અદર કાઇ પણ તફા વત નથી માટે ક્રોધને છોડી શાન્તિપ્રધાન પુરૂષોના પદનુ સેવન કર

વિચાર કરતા માલૂમ પડે છે કે, ક્રોધી પુરૂષ ખરેખર ચડાળ જેવો છે, જેમ ચડાળ નિર્દય કામ કરે છે, તેમ ક્રોધાધ માણસ અમુક નિર્દયપણાનુ કામ કરવામા વાર લગાડતો નથી વળી ક્રોધા વસ્થાની અદર સજ્જન-દુર્જનની ઓળખાણુ પણ તટસ્થ પુરૂષને એકદમ પડી શકતી નથી તેને માટે એક સાવુ અને ધોબીનુ ઉદા હરણુ અહીં આપવુ યોગ્ય થઇ પડશે —

" એક સાધુ ઘણો ક્રિયાપાત્ર હતો, તેના તપ-સયમના પ્રભા વથી કોઇએક દેવતા તેને વશ થયો અને તે હમેશા તેની સેવા કરવા લાગ્યો એક સમયે તેજ સાવુ કાયચિતા માટે બહાર ગયો અને ત્યા એક ધોબીના ઘાટ ઉપર જઇને વડીનીતિ કરી (જગલ ગયો) આ જોઇને ધોબી ઘણો ક્રોધ્યો અને સાધુને ગાળો ભાડવા લાગ્યો સાધુને પણ શાતિ રહી નહિ, તે પણ પોતાના ધર્મવિરૂદ્ધ વર્તન ચલાવી ધોબીને સામી ગાળો દેવા લાગ્યો ધોબીએ સાધુનો હાથ પકડયો જ્યારે સાધુએ ધોબીનો હાથ પકડયો ધોબી લષ્ટપુષ્ટ હોવાથી અને સાધુ શરીરે કૃશ હોવાથી ધોબીએ સાધુને ખૂબ માર માર્યો હવે સાધુ માર ખાઇને પોતાને સ્થાને આવ્યો અને થોડી વાર વિશ્રામ લીધો એટલામા પેલો તેની સેવા કરનાર દેવ આવ્યો અને કહેવું ' મહારાજ ! સુખશાન્તિ છે ? ' એવા પ્રકારનો પ્રશ્ન કર્યો આવો પ્રશ્ન સાભળી તરતજ સાધુ બોલ્યા-' અલ્યા દેવ ! ધોબીએ મને માર્યો, તે વખતે તુ કયા ગયો હતો ? દેવે ઉત્તર આપ્યો - ' મહારાજ ! હુ આપની પાસેજ ઉભો હતો, સાધુએ કહ્યુ-' ત્યારે તે તેને કેમ રોક્યો નહિ ?

આ સાભળી દેવે યોગ્ય ઉત્તર આપ્યો કે મહારાજ ! તે સમયે મને સાવુ કોણ અને ધોબી કોણ તેની ઓળખાણ પડી નહિ '

આ પ્રમાણેના દેવના વચનો સાભળીને સાધુ શાત થઇ વિચા રમા પડ્યા કે, "દેવનુ કહેવુ બરાબર છે મારી મોટી ભૂલ થઇ છે મે પોતાનો ક્ષમાધર્મ છોડી ઉલટે માર્ગે ચાલવાથીજ માર ખાવો છે"

આ ઉપરથી સમજવાનુ કે ક્રોધ સાધુને અસાધુ, જ્ઞાનીને અજ્ઞાની અને સજ્જનને દુર્જન બનાવે છે, માટેજ ક્રોધ ન કરવો, એ કહેવાની મતલબ છે આજ વાતની પુષ્ટિમા વળી કહ્યુ છે —

मर्मतुद्भिर्वचः शस्त्रैस्तुद्यमानो विचिन्तयेत्।
चेत्तथ्यमेतत् क कोपोऽथ मिथ्योन्मत्तभाषितम् ॥ १ ॥

મર્મનુ ભેદન કરનાર વચનરૂપ શસ્ત્રો વડે દુખી થતા પુરૂષે વિચાર કરવો જોઇએ કે, જો સામા માણસનુ કહેવુ સાચુજ છે' તો પછી તેના ઉપર કોપ કરવો વ્યર્થ છે, તેમજ જો તે માણસનુ કહેવુ મિથ્યા છે, તો પણ તેના પર ક્રોધ કરવો ફોકટનોજ છે

પોતાનામા અમુક દોષ હોય અને તેથી કોઇ માણસ નિંદા કરે, તો તે સમયે વિચારવુ કે મારો દોષ છે અને તેથી તે નિંદા કરે છે, તો પછી મારે તેના ઉપર કોપ કરવો ઉચિત નથી અને મારામા દોષ નથી, છતા તે નિંદા કરે છે, તો મને તેમા કઇ હરકત નથી દૂષિત હોય તેનેજ દુખ થાય, પરતુ નિર્દોષને ઉલટો આનદ છે સામા માણસ ઉપર તે ઉલટો દયા ધારણ કરે અર્થાત્— આ બિચારા જીવો, પરની કીર્ત્તિ સહન નહિ કરી શકવાથી, અસત્ય આરોપ ચડાવી દુર્ગતના ભાજન થાય છે, કરેલી ક્રિયાનો નાશ કરે છે, પામેલ ધર્મને હારી જાય છે અને સસારની વૃદ્ધિ કરે છે ઇત્યાદિ ભાવનાવાસિત અન્ત કરણવાળો બને, પરન્તુ કદાપિ કોપ કરે નહિ

ત્યારે શુ કરે —

ક્રોધાન્ધ મુનિ અને ચંડાળ એ બન્નેની અંદર કાંઈ પણ વિશેષતા નથી માટે ક્રોધને છોડી શાન્તિપ્રધાન પુરૂષોના પદનું સેવન કર

વિચાર કરતા માલૂમ પડે છે કે, ક્રોધી પુરૂષ ખરેખર ચંડાળ જેવો છે, જેમ ચંડાળ નિર્દય કામ કરે છે, તેમ ક્રોધાંધ માણસ અમુક નિર્દયપણાનું કામ કરવામાં વાર લગાડતો નથી વળી ક્રોધાવસ્થાની અંદર સજ્જન-દુર્જનની ઓળખાણ પણ તટસ્થ પુરૂષને એકદમ પડી શકતી નથી તેને માટે એક સાધુ અને ધોબીનું ઉદાહરણ અહીં આપવું યોગ્ય થઈ પડશે —

' એક સાધુ ઘણો ક્રિયાપાત્ર હતો, તેના તપ-સંયમના પ્રભાવથી કોઈએક દેવતા તેને વશ થયો અને તે હમેશા તેની સેવા કરવા લાગ્યો. એક સમયે તેજ સાધુ કાયચિંતા માટે બહાર ગયો અને ત્યાં એક ધોબીના ઘાટ ઉપર જઈને વડીનીતિ કરી (જંગલ ગયો) આ જોઈને ધોબી ઘણો ક્રોધ્યો અને સાધુને ગાળો ભાંડવા લાગ્યો સાધુને પણ શાંતિ રહી નહિ તે પણ પોતાના ધર્મવિરૂદ્ધ વર્તન ચલાવી ધોબીને સામી ગાળો દેવા લાગ્યો ધોબીએ સાધુનો હાથ પકડ્યો જ્યારે સાધુએ ધોબીનો હાથ પકડ્યો ધોબી લષ્ટપુષ્ટ હોવાથી અને સાધુ શરીરે કૃશ હોવાથી ધોબીએ સાધુને ખૂબ માર માર્યો હવે સાધુ માર ખાઈને પોતાને સ્થાને આવ્યો અને થોડી વાર વિશ્રામ લીધો એટલામાં પેલો તેની સેવા કરનાર દેવ આવ્યો અને કહેલ ' મહારાજ ! સુખશાંતિ છે ? ' એવા પ્રકારનો પ્રશ્ન કર્યો આવો પ્રશ્ન સાંભળી તરતજ સાધુ બોલ્યા-' અત્યા દેવ ! ધોબીએ મને માર્યો તે વખતે તું ક્યાં ગયો હતો ' ? દેવે ઉત્તર આપ્યો - ' મહારાજ ! હું આપની પાસેજ ઉભો હતો, ' સાધુએ કહ્યું-' ત્યારે તેં તેને કેમ રોક્યો નહિ ? '

આ સાંભળી દેવે યોગ્ય ઉત્તર આપ્યો કે ' મહારાજ ! તે સમયે મને સાધુ કોણ અને ધોબી કોણ તેની ઓળખાણ પડી નહિ '

આ પ્રમાણેના દેવના વચનો સાભળીને સાધુ શાત થઇ વિચા રમા પડ્યા કે, "દેવનુ કહેવુ બરાબર છે મારી મોટી ભૂલ થઇ છે મે પોતાનો ક્ષમાધર્મ છોડી ઉલટે માર્ગે ચાલવાથીજ માર ખાધો છે"

આ ઉપરથી સમજવાનુ કે ક્રોધ સાધુને અસાધુ, જ્ઞાનીને અજ્ઞાની અને સજ્જનને દુર્જન બનાવે છે, માટેજ ક્રોધ ન કરવો, એ કહેવાની મતલબ છે આજ વાતની પુષ્ટિમા વળી કહ્યુ છે —

अरुंतुदैर्वच शस्त्रैस्तुद्यमानो विचिन्तयेत्।
चेत्तथ्यमेतत् क कोपोऽथ मिथ्यो मत्तभाषितम् ॥ १ ॥

મર્મનુ ભેદન કરનાર વચનરૂપ શસ્ત્રો વડે દુ ખી થતા પુરૂષે વિચાર કરવો જોઇએ કે, જો સામા માણસનુ કહેવુ સાચુ જ છે' તો પછી તેના ઉપર કોપ કરવો વ્યર્થ છે, તેમજ જો તે માણસનુ કહેવુ મિથ્યા છે તોપણ તેના પર ક્રોધ કરવો ફોકટનોજ છે

પોતાનામા અમુક દોષ હોય અને તેથી કોઇ માણસ નિંદા કરે, તો તે સમયે વિચારવુ કે મારો દોષ છે અને તેથી તે નિંદા કરે છે, તો પછી મારે તેના ઉપર કોપ કરવો ઉચિત નથી અને મારામા દોષ નથી, છતા તે નિંદા કરે છે, તો મને તેમા કઇ હરકત નથી દૂષિત હોય તેનેજ દુ ખ થાય, પરતુ નિર્દોષને ઉલટો આનદ છે સામા માણસ ઉપર તે ઉલટો દયા ધારણ કરે અર્થાત્ આ બિચારા જીવો, પરની કીર્ત્તિ ન સહન નહિ કરી શકવાથી, અસત્ય આરોપ ચડાવી દુર્ગતિના ભાજન થાય છે, કરેલી ક્રિયાનો નાશ કરે છે, પામેલ ધર્મને હારી જાય છે અને સસારની વૃદ્ધિ કરે છે, ઇત્યાદિ ભાવનાવાસિત અન્ત કરણવાળો બને, પરન્તુ કદાપિ કોપ કરે નહિ

ત્યારે શુ કરે ?—

वधायोपस्थितेऽ यस्मिन् हसेद्विस्मितमानस ।
वधे मत्कर्मसाध्ये वृथा नृत्यति बालिश ॥ १ ॥

મારવાને માટે તૈયાર થએના પુરૂષને જોઇને પોતે મનમા વિસ્મય પામીને હસે કે–' વધ મારા કર્માધીન છે, તેમા આ મૂખ માણસ ફોગટનો નાચે છે '

મરનાર પુરૂષનું કર્મ અશુભ હોય તો જ મારનાર ફાવી શકે છે, નહિ તો મારનારના તમામ પ્રયોગો નિષ્ફળ જાય છે અહીંઆ નિશ્ચયનયની અપેક્ષાએ ભાવના રાખવાની છે કે–" મારૂ મરણ આ નિમિત્તે થવાનુ છે તેજ થાય છે મારનારની ચેષ્ટા નકામી છે " એમ ધારી મરનાર પુરૂષ વૈરાગ્યગરગિત બનીને હસે છે, અથાત્ મારનાર ઉપર સમભાવવાળો થાય છે અન્યથા ખરૂં જોઇએ તો મરણ જેવો ભય બીજો કોઇ પણ નથી

ખરી રીતે કોપ કોના ઉપર કરવો ?

सर्वपुरुषार्थचौरे कोपे कोपो न चेत्तव ।
धिक्त्वा स्वल्पापराधेऽपि परे कोपपरायणम् ॥ १ ॥

સર્વ પુરૂષાર્થને ચોરી જનાર એવો જે કોપ, તેની ઉપર જો તને કોપ નથી તો પછી થોડો અપરાધ કરનાર અન્ય માણસની ઉપર કોપપરાયણ થના એના તને ધિક્કાર છે

ધમ, અથ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થનો નાશ કરનાર કોપની ઉપર કોપ કરવો ઉચિત છે અને ખાળથી ક્રોધને લીધે આ જીવ દુર્ગતિનુ ભાજન થાય છે માટે જેમ અપરાધીને દેશનિકાલજ કરવામા આવે છે તેમ આ ક્રોધને પણ શરીરરૂપી દેશમાથી દેશવટો આપી ક્રોધરૂપ અપરાધીને યોગ્ય દંડ આપવો

જોઇએ પરંતુ બીજા પુરૂષ ઉપર કોપ કરી ક્રોધ—અપરાધીને ઉત્તેજન આપવું કોઇ પણ રીતે ઉચિત નથી

હવે એક અન્તિમ શ્લોક આપી ક્રોધની વ્યાખ્યા ખતમ કરતાં કહેવું જોઇએ કે —

सर्वेन्द्रियग्लानिकरं प्रसर्पन्तं ततः सुधी ।
क्षमया जाङ्गुलिक्या जयेत् कोपमहोरगम् ॥ १ ॥

સર્વ ઇન્દ્રિયોને શિથિલ કરનાર વૃદ્ધિને પામતા ક્રોધરૂપ મહાસર્પને ક્ષમારૂપ જાંગુલિ મંત્ર વડે જીતી લેવો

જૂઓ, સર્પ, જે માણસના ઉપર દંશ કરે છે, તેની તમામ ઇન્દ્રિયો શિથિલ થઇ જાય છે, અને તેનો વેગ આગળ વધતો જાય છે, એટલે કે ઝેર ચડે છે અન્તમાં જો જાંગુલીમન્ત્રનો જોગ ન બને, તો પ્રાણ પણ હરણ કરે છે તેજ પ્રમાણે ક્રોધ જેના શરીરમાં પ્રવેશ કરે છે, તે માણસની ઇન્દ્રિયોને શિથિલ બનાવી, શરીરને તપાવી નાખી લોહીનો નાશ કરે છે, અને ભાન ભૂલવી નાખે છે તેજ સમયે જો ક્ષમારૂપ મન્ત્રની પ્રાપ્તિ થઇ હોય, તો ક્રોધ ચડાળ વેગળો થાય, નહિ તો તે ધર્મરૂપી પ્રાણનો નાશ કરે છે, માટે હે ભવ્યજીવો ! ક્રોધથી દૂર રહો ! દૂર રહો ! !

માનનું સ્વરૂપ.

ક્રોધ નહીં કરવા વિષે પુત્રોને ઉપદેશ આપ્યા બાદ, હવે શ્રીપ્રભુ **માન** ( અહંકાર ) નહિ કરવા વિષે દેશના દેવી શરૂ કરે છે —

" હે જીવો ! માન કરો નહીં માન કરવાથી વિનયનો નાશ થાય છે વિનય નહીં હોવાથી વિદ્યા સંપાદન થઇ શકતી નથી

વિદ્યા પ્રાપ્ત થયા વિના માણસમાં વિવેક આવતો નથી અને વિવેકના અભાવમાં તત્ત્વજ્ઞાન થઈ શકતું નથી, કે જે તત્ત્વજ્ઞાન મોક્ષનું કારણ છે તેટલા માટે સર્વ વિનાશનું કારણ જે માનરૂપી અજગર છે, તેને છોડવાની ખાસ જરૂરીઆત હોવાથી માનના દોષો, તેનું સ્વરૂપ અને કેવા પ્રકારના વિચારોથી તેનો ત્યાગ થઈ શકે, તે આ માનના અધિકારમાં અનુક્રમવાર બતાવવામાં આવે છે

**विनयश्रुतशीलाना त्रिवगस्य च घातक ।**
**विवेकलोचन लुम्पन् मानोऽधकरणो नृणाम् ॥ १ ॥**

વિનય, શાસ્ત્ર, સદાચાર તેમજ ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગનો ઘાત કરનાર વિવેક-ચક્ષુનો લોપ કરનાર અને મનુષ્યને અંધ કરનાર માન છે

આ માનના આઠ પ્રકાર બતાવવામાં આવ્યા છે —

**जातिलाभकुलैश्वर्यबलरूपतपःश्रुतै ।**
**कुर्वन् मदं पुनस्तानि हीनानि लभते जन ॥ १ ॥**

જાતિ વડે, લાભ વડે, કુળ વડે, ઠકુરાઈ વડે, બળ વડે, રૂપ વડે, તપ વડે અને શ્રુત વડે મદ કરનાર પુરૂષ જન્માન્તરને વિષે ઉપર કહેલી આઠ વસ્તુઓમાંથી જેનો મદ કર્યો હોય છે, તે વસ્તુ હીન પામે છે

મદ અને માન તે એ જ છે કેટલાક પુરૂષોને જાતિનું અભિમાન હોય છે, કેટલાકને લાભનું અભિમાન હોય છે એટલે કે તેઓ એમ સમજે છે કે, મારા જેવો લાભ કોઈને મળ્યો નથી હું ભાગ્યશાળી છું ઈત્યાદિ કોઈકને કુળનું અભિમાન હોય છે,—'મારૂં કુળજ સર્વથી ઉત્તમ, બીજાના કુળો મારા કરતા નીચા છે ' તેજ

પ્રમાણે કોઇને બલનુ અભિમાન હોય છે, જ્યારે કેટલાકને રૂપનું અભિમાન થાય છે, અર્થાત્ તે એમ સમજે છે જે મારા જેવી આકૃતિ અથવા કાન્તિ કોઇમા છેજ નહિ કેટલાકને તપનુ અભિમાન હોય છે એટલે કે ' હુ તપસ્વી છુ મારા જેવી તપસ્યા કરનાર આ જગતમા કોણ છે ?' વળી કેટલાએક જીવોને જ્ઞાનનુ અભિમાન થાય છે, તે એવી રીતે કે ' મારા જેવુ જ્ઞાન કોને છે ? દરેક મારી આગળ મૂર્ખ છે હુ જે વ્યાખ્યા કરૂ છુ, ભણાવુ છુ યા તત્ત્વ બેસુ છુ, તેવો કોઇ માણસ હજુ સુધી મે જોયો નથી ' ઇત્યાદિ પ્રકારે અભિમાન કરતો મનુષ્ય જન્માન્તરમા તે તે વસ્તુઓની હીનતાને પામે છે, અને પરિણામે દુખી થાય છે જૂઓ —

( ૧ ) જાતિનો મદ કરનાર હરિકેશી નીચ ગતિને પામ્યો ( ૨ ) લાભનો મદ કરનાર સુભૂમચક્રવર્તી નરકે ગયા ( ૩ ) કુલનો મદ કરનાર મરીચિ ઘણા કાળ સુધી સસારમા ભમી અંતે શ્રીમહાવીર સ્વામીના જન્મમા ભિક્ષુક કુળમા ઉત્પન્ન થયા, પરન્તુ દેવોએ હરણ કરી તેમને સિદ્ધાર્થ ક્ષત્રિયના કુલમા મૂક્યા ( ૪ ) ઐશ્વર્યનો મદ કરનાર દશાર્ણભદ્ર રાજા જ્યારે અહકારમા આવી ગયો, ત્યારે ઇંદ્ર મહારાજાએ તેને સ્વઋદ્ધિ દેખાડી, તે જોઇ દશાર્ણભદ્ર મદરહિત થઇ સાધુ થયો, ( ૫ ) બળ મદથી શ્રેણિક રાજા નરકાધિકારી બન્યો ( ૬ ) રૂપ મદથી સનત્કુમાર ચક્રવર્તી રોગગ્રસ્ત થયા ( ૭ ) તપ મદથી કુરગડુ ઋષિ તપનો અતરાય પામ્યા ( ૮ ) તેમજ શ્રુત મદથી સ્થૂલિભદ્ર જેવા મહામુનિ પણ સપૂર્ણ શ્રુતના અર્થથી વચિત ગ્યા માટેજ કલ્યાણાર્થી જનોએ આ મદોથી સદા દૂર રહેવુ, એજ ઉચિત વાત છે

**માનનો જય.**

કહ્યુ છે કે —

जातिभेदानेकविधानुत्तमाधममध्यमान् ।
दृष्ट्वा को नाम कुर्वीत जातु जातिमदं सुधी ? ॥ १ ॥
उत्तमां जातिमाप्नोति हीनामाप्नोति कर्मतः ।
तत्राशाश्वतिकीं जातिं को नामासाद्य माद्यतु ? ॥ २ ॥

ઉત્તમ અધમ અને મધ્યમ એવા અનેક પ્રકારના જાતિના ભેદોને જોઇને કોણ સારી બુદ્ધિવાળો માણસ જાતિમદ કરે વારૂ ? મતલબ કે કોઇજ ન કરે (૧) જીવો કર્મથકીજ ઉત્તમ જાતિ પામે છે, તેમજ નીચ જાતિ પણ કર્મથીજ પામે છે, માટે સંસારમાં અનિત્ય જાતિને પામી કોણ મદ કરે ? અર્થાત્ કોઇજ ન કરે (૨) હવે બીજા લાભમદને શી રીતે તજવો ? તે બતાવવામાં આવે છે —

अन्तरायक्षयादेव लाभो भवति नान्यथा ।
ततश्च वस्तुतत्त्वज्ञो ना लाभमदमुद्वहेत् ॥ १ ॥

લાભાન્તરાયકર્મનો ક્ષય થવાથીજ લાભ થઇ શકે છે, અન્યથા થતો નથી માટે વસ્તુતત્ત્વના જાણ પુરૂષોએ લાભ મદને ધારણ કરવો ન જોઇએ

કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિમાં શુભાશુભ કર્મજ કારણ હોય છે શુભકર્મના ઉદયથી અને અશુભકર્મના ક્ષયથી લાભ મળે છે માટે લાભની પ્રાપ્તિ થાય તે સમયે જરા પણ મદ કરવો ઉચિત નથી ઉલટું એમ વિચારવું જોઇએ કે, મારા પૂર્વના શુભ કર્મનો વ્યય થયો છે, તો તેમાં હું શાને માટે મદ કરૂં ? વળી કહ્યું છે કે —

परप्रसादशक्त्यादिभवे लाभे महत्यपि ।
न लाभमदमृच्छन्ति महात्मानः कथञ्चन ॥ १ ॥

પરપ્રસન્નતાની શક્તિ આદિથી થએલ મોટા લાભમા પણ મહાત્મા પુરૂષો કોઇ રીતે લાભમદને પ્રાપ્ત થતા નથી

હવે કુલમદને ત્યાગ કરવાનો પ્રસગ કહેતા કહે છે —

अकुलीनानपि प्रेक्ष्य प्रज्ञाश्रीशीलशालिन ।
न कर्तव्य कुलमदो महाकुलभवैरपि ॥ १ ॥
किं कुलेन कुशीलस्य सुशीलस्यापि तेन किम्? ।
एव विदन् कुलमद विदध्याद् न विचक्षण ॥ २ ॥

અકુલીન એટલે નીચા કુળમા ઉત્પન્ન થએલા માણસોને જ્ઞાન, લક્ષ્મી અને આચાર વડે શોભતા દેખીને ઊંચા કુળમા ઉત્પન્ન થએલા માણસોએ પણ કુળમદ કરવો વ્યાજબી નથી (૧)

જે માણસ કુશીલ એટલે દુરાચારી છે, તેને કુળવડે કરીને શુ ? તેમજ સુન્દર આચારવાળાને પણ કુળનુ શુ પ્રયોજન છે ? એમ જાણીને વિચક્ષણ પુરૂષોએ કુલ મદ કરવો ન જોઇએ (૨)

આ જગતમા અકુલીન પુરૂષો વિદ્યા, લક્ષ્મી આદિ પદાર્થોથી વિભૂષિત જોવામા આવે છે તેનુ કારણ એ છે કે, જોકે તેઓએ પૂર્વજન્મમા પુણ્ય તો ઉપાર્જન કરેલ છે, પરન્તુ તેની સાથે નીચકુળનુ કર્મ પણ બાધેલ હોવાથી આ જન્મમા નીચકુલને ધારણ કરેલ હોય છે વળી કેટલાએક ઉચ્ચગોત્રકર્મ બાધેલ હોય છે, છતા પુણ્ય ઉપાર્જન કરેલ નથી હોતુ, તો કુલ ઉત્તમ છતા ધનધાન્યાદિ ઋદ્ધિ સમૃદ્ધિ વિના હોય છે માટે તે તમામને શુભાશુભ કર્મની રચના જાણી કુળમદ ન કરવો અરે, જેને દુર્ગુણોએ પોતાનો દાસ બનાવેલ છે, તેવા પાપાત્માને કુળથી શુ ફાયદો થનાર છે ? તેમજ વળી જેને સદાચાર ઉપર સ્વાભાવિક પ્રેમ છે, તેને પણ હલકા કુળથી શુ હાનિ છે ? પ્રાપ્ત થયેલ ઉચ્ચકુળ લૌકિક ખ્યાતિ

ભલે આપે, પરતુ તે કદાપિ લોકોત્તર ગુણોને કરનાર નથી ઉત્તમકુળ નિમિત્તે જો કર્મબધ થતો હોય, તો ઉત્તમકુળ પણ શસ્ત્રરૂપ થયેલુ ગણાય, કારણ કે જો તેવુ કુળ ન પામ્યો હોત, તો કર્મબધ કરવાનો વખત આવત નહિ, પ્રત્યુત ન્યૂનતાનીજ ભાવના ભાવત યાદ રાખો કે સારી વસ્તુ સુદર વિચારવાળા પુરૂષનેજ હિતકર થાય છે

હવે ઐશ્વર્યના મદને માટે જૂઓ —

श्रुत्वा त्रिभुवनैश्वर्यसंपदं वज्रधारिणः ।
पुरग्रामधनादीनामैश्वर्ये कीदृशो मदः ? ॥ १ ॥
गुणोज्ज्वलादपि भ्रश्येद् दोषवन्तमपि श्रयेत् ।
कुशलस्त्रीवदैश्वर्यं न मदाय विवेकिनाम् ॥ २ ॥

ઇંદ્ર મહારાજની ત્રણ ભુવનના ઐશ્વર્ય (ઠકુરાઇ)ની સંપદાને સાભળીને શહેર, ગામ અથવા ધનાદિકના ઐશ્વર્યમા મદ કેવો ? અર્થાત્ મદ કરવો યુક્ત નથી (૧) વ્યભિચારિણી સ્ત્રીની માફક જે ગુણવાન પુરૂષને પણ તજી જાય છે તેમજ જે દોષવાન્ પુરૂષનો પણ આશ્રય કરે છે, એવા ઐશ્વર્યથી વિવેકી પુરૂષોને મદ થતો નથી (૨)

વિચાર કરો કે, ઇન્દ્રની ઋદ્ધિ આગળ મનુષ્યની ઋદ્ધિ શી ગણતરીમા છે ? જ્યારે તે કશા હિસાબમા નથી તો પછી ઐશ્વર્યનો મદ કરવો શુ વ્યર્થ નથી ? ઇદ્ર પણ અવસર થયેથી પોતાની ઋદ્ધિને છોડી જાય છે, ત્યારે મનુષ્યની તો વાતજ શી ? માટે અનિત્ય એવી ઋદ્ધિને માટે નિત્ય એવા આત્માને દુઃખી કરવો કોઇ પણ બુદ્ધિમાનને માટે ઉચિત નથી

અમુક પુરૂષ ગુણવાન્ છે, એમ જાણી ઐશ્વર્ય કોઇ તેની પાસે આવતું નથી, તેમજ તે નિર્ગુણી છે, એમ સમજી દૂર જતુ નથી, માત્ર તે પૂર્વપુણ્યની રચનાના આધાર ઉપર રહેતુ છે પુણ્યના ક્ષયમા તેનો ક્ષય થાય છે અને પુણ્યની વૃદ્ધિમા તે વિકસિત રહે છે તાત્પર્ય એ છે કે ઐશ્વર્યનુ કારણ પુણ્ય છે, અને તે પુણ્ય પણ આખરે હેય એટલે તજવા લાયકજ છે તથાપિ પરપરાવડે મોક્ષનુ કારણ હોવાથી શાસ્ત્રકારોએ પવિત્ર પુણ્યોનો આશ્રય કરેલો છે તેટના માટે પુણ્યઉપાર્જન કરવા વાસ્તે પ્રયત્નશીલ થવુ, પરન્તુ ઐશ્વર્યનો મદ તો કદાપિ કરવોજ નહિ

હવે બલ મદને છોડી દેવાની ભલામણ કરતા કહે છે કે —

महाबलोऽपि रोगाद्यैरबल क्रियते क्षणात् ।
इत्यनित्यबले पुसा युक्तो बलमदो न हि ॥ १ ॥
बलवतोऽपि जरसि मृत्यौ कर्मफलान्तरे ।
अबलाश्चेत्ततो हन्त ! तेषा बलमदो मुधा ॥ २ ॥

મહાબળવાળો પુરૂષ પણ રોગાદિના પ્રકોપથી ક્ષણવારમા નબળો થઇ જાય છે, એટલા ઉપરથી અનિત્ય એવા બળની અદર પુરૂષોએ બળમદ કરવો વાજબી નથી (૧) બળવાન પુરૂષો પણ જરા (ઘડપણ)મા, મૃત્યુમા તેમજ કર્મથી થએલ બીજા ફળોને વિષે જો બળરહિત છે, તો તેઓનો બળમદ ફોગટ છે (૨)

આત્મા સબધી બળનો મદ કોઇ કરતુ નથી, પરતુ જીવો શારીરિક બળનો મદ કરતા હોય, એમ જોવામા આવે છે ભાઇઓ ! અહીં વિચારવાની વાત છે કે-બળના આશ્રયરૂપ જે શરીર છે, તે પણ સર્વથા વિનાશી છે, તો તેમાથી ઉત્પન્ન થનાર-

બળ સુતરા અનિત્ય છે અને અનિત્ય પદાર્થો વિનાશ થવાના સ્વભાવવાળા હોવાથી બુદ્ધિશાળી માણસે મદ નજ કરવો જોઇએ

જો બળ, કદાચ જરા મૃત્યુ તેમજ કર્મનો નાશ કરતુ હોય, તો તેનો મદ કરવો વાજબી પણ ગણાય પરતુ આ તો ઉલટુ જરા, મૃત્યુ અને કર્મ બળનોજ નાશ કરનારા છે મોટા મોટા યોદ્ધાઓને જરાએ જર્જરીભૂત કર્યા છે મૃત્યુએ બળવાન પુરૂષોને પણ ક્ષણમાત્રમા હરણ કર્યા છે, કર્મરાજાએ બળવતોને નિર્બળ બનાવી પરાધીન કરી મૂક્યા છે તેના માટે બળ કર્માધીન છે અને તે પરાધીન ચીજ છે, તેનો મદ ચતુર પુરૂષોની ચતુરાઇને કલકિત કરનારજ છે હવે પાચમા રૂપમદને પણ તિલાજલિ આપવાનુ ફરમાવે છે –

> सप्तधातुमये देहे चयापचयधर्मिण ।
> जरारुजादिभावस्य का रूपस्य मद वहेत् ? ॥ १ ॥
> सनत्कुमारस्य रूप क्षणात्क्षयमुपागतम् ।
> श्रुत्वा सकर्ण स्वप्नेऽपि कुर्यात् रूपमद किल ? ॥ २ ॥

સપ્ત ધાતુઓથી વ્યાપ્ત એવા શરીરને વિષે વૃદ્ધિ અને હાનિ પામવાના ધર્મવાળા, અને જરા, રોગ આદિ ભાવો જેને વિષે છે, એવા રૂપનો મદ કોણ કરે ? અર્થાત્ કોઈ ન કરે (૧) સનત્કુમાર ચક્રવર્તીનુ રૂપ પણ ક્ષણવારમા ક્ષય પામ્યુ, એ સાભળીને વિદ્વાન્ પુરૂષો શુ સ્વપ્નમા પણ રૂપમદ કરશે ખરા કે ?

રૂપ હમેશા શરીરસહચારી છે, તેથી શરીરાવસ્થા પ્રમાણે રૂપાવસ્થા નિર્વિવાદ સિદ્ધ છે શરીરમા જે સ્વાભાવિક ધર્મો વિધ્વસ વૃદ્ધિ, હાનિ વિગેરે છે-તે રૂપમા પણ છે વળી શરીર ધર્મનુ સાધન છે, રૂપ ધર્મનુ સાધન નથી રૂપ વિનાના

પ્રાણીઓ અર્થાત્ કદરૂપી જીવો પણ શરીરની સહાયતાથી ઉચ્ચ શ્રેણી ઉપર ચડ્યા છે હવે જ્યારે શરીર પર પણ મદ ન કરવો, એમ શાસ્ત્રકાર ફરમાવે છે, ત્યારે રૂપ પર મદ કરનાર માણસને જ્ઞાની કે અજ્ઞાની સમજવો ? તેનો ખ્યાલ કરવાનુ કામ બુદ્ધિમાનોની બુદ્ધિને સોપવામા આવે છે સનત્કુમાર જેવા ધર્માત્મા પુરૂષના મનમા જરા માત્ર રૂપનો મદ આવ્યો, કે તત્કાળ તેમનુ રૂપ નષ્ટ થઇ જવા સાથે સાત મહારોગોએ તેમના શરીરમા નિવાસ કર્યો હતો તે મહાપુરૂષનુ દૃષ્ટાન્ત અને તેના ઉપરથી ઉપજતી ભાવના આગળ ઉપર આપવાનુ મુલતવી રાખી, અહિં એ વિચારવાનુ છે કે, રૂપમદ, મહાપુરૂષને પણ અસહ્ય વેદનાનુ નિમિત્ત થઇ પડ્યો, તો આપણા જેવા પામર પુરૂષોને રૂપમદનો વિપાક કેવો ફળે, તેની તો કલ્પનાએ શી કરવી ?

હવે, તપમદના પરિહારના પ્રસગનુ પ્રરૂપણ કરતા કહેવામા આવ્યુ છે કે –

> नाभेयस्य तपोनिष्ठा श्रुत्वा वीरजिनस्य च ।
> को नाम स्वल्पतपसि स्वकीये मदमाश्रयेत् ? ॥ १ ॥
> येनैव तपसा शुद्ध्येत् तरसा कर्मसचय ।
> तेनैव मददिग्धेन धार्यते कर्मसचय ॥ २ ॥

ઋષભદેવ સ્વામીની અને શ્રીવીરપરમાત્માની તપ સબધીની વાર્તાને સાભળીને કયો માણસ પોતાના થોડા તપમા મદનો આશ્રય કરે ? (૧) જે તપ વડે કરીને જલદી કર્મસમૂહનો નાશ થાય છે, તેજ જો મદયુક્ત કરાય તો કર્મનો સમૂહ વૃદ્ધિને પામે છે

પહેલા અને છેલા તીર્થકરની તપસ્યા બીજા બાવીસ તીર્થકરો કરતા અધિક છે, તેટના માટે તેને અહીં દૃષ્ટાતમા લીધી છે

શ્રીઋષભદેવ ભગવાને એક વર્ષ સુધી આહાર લીધો નહિ, તેનું કારણ એ હતું કે, તે વખતમાં લોકો અન્નદાન આપવાનું સમજતા નહોતા તેથી કરીને તે લોકો ભગવાન આગળ હાથી, ઘોડા, રથ, કન્યા અને ધન વિગેરે ધારણ કરતા હતા પરંતુ ભગવાનને તે કલ્પતું નહિ હતું એક વર્ષને અંતે શ્રેયાંસકુમારે પારણું કરાવ્યું એક વર્ષ સુધી કોઇની બુદ્ધિ દાન દેવાની થઇ નહિ, તેનું મુખ્ય કારણ એ હતું કે, પૂર્વ ભવમાં ભગવાનના જીવે અંતરાયકર્મ બાંધ્યું હતું તે કર્મ ઋષભદેવ સ્વામીના ભવમાં ઉદય આવ્યું, કારણ કે કૃતકર્મનો વિના ભોગવ્યે છૂટકો થતો નથી કહ્યું છે કે–

उद्‌यति यदि भानुः पश्चिमायां दिशायां
प्रचलति यदि मेरुः शीततां याति वह्निः ।
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायां
तदपि न चलतीयं भाविनी कर्मरेखा ॥ १ ॥

કદાપિ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે, મેરૂ ચલાયમાન થાય, અગ્નિ શીતળતાને પામે અને પર્વતના અગ્રભાગમાં રહેલા પથ્થરની અંદર કમળ વિકાસ પામે તોપણ ભવિષ્યમાં થનાર કર્મ કદાપિ અન્યથા થતું નથી આજ પ્રમાણે કર્મનું પ્રાધાન્ય અન્યદર્શનકારો પણ એજ અવાજે સ્વીકારે છે, જૂઓ, જે વખતે વશિષ્ઠઋષિએ રામચંદ્રજીને ગાદીએ બેસવાનું મુહૂર્ત આપ્યું હતું, તેજ વખતે રામચંદ્રજીને વનવાસ જવું પડ્યું હતું અને તેટલાજ માટે કહ્યું છે કે –

कर्मणो हि प्रधानत्वं किं कुर्वन्ति शुभा ग्रहाः ?।
वसिष्ठदत्तलग्नोऽपि रामः प्रव्रजितो वने ॥ १ ॥

આ વખતે રામચંદ્રજી પોતે પણ શો વિચાર કરે છે:—

यच्चिन्तितं तदिह दूरतरं प्रयाति
यच्चेतसा न गणितं तदिहाभ्युपेति।
प्रातर्भवामि वसुधाधिपचक्रवर्ती
सोऽहं व्रजामि विपिने जटिलतपस्वी ॥ १ ॥

અહો! જે મે ચિન્તવ્યુ હતુ, તે અત્યન્ત દૂર જાય છે, અને જે મનથી વિચાર્યું પણ નહોતુ, તે અહિં પાસે આવીને ઉભુ રહે છે, એટલે કે જે હુ પ્રાતઃકાલમા પૃથ્વીનો અધિપતિ-ચક્રવર્તી થવાનો હતો, તેજ હુ જટાવાળો તપસ્વી થઇને અત્યારે જગલમા જાઉં છુ

આ ઉપરથી આપણને સ્પષ્ટતયા માલૂમ પડે છે કે, દરેક દર્શનકારોએ યેન કેન પ્રકારેણ કર્મના પ્રાધાન્યનો સ્વીકાર કર્યો છે અર્થાત્ ઈશ્વરકર્તૃત્વને સ્વીકારવાવાળાઓ પણ અન્તે કર્મ ઉપર જ આવીને ઉભા રહે છે, ત્યારે તો પ્રથમથીજ કર્મને માનવુ તેજ બવારે શ્રેય છે

પ્રસ્તુતમા કહેવાનુ કે-ભગવાન્ ઋષભદેવે વાર્ષિક તપસ્યાદિ ઘણી તપસ્યાઓ કરીને અનેક પરીસહ-ઉપસર્ગો સહન કરીને, ઘાતિકર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું અને અનેક પ્રાણીઓને શિવસુખના ભાગી કર્યા તેજ પ્રમાણે શ્રીમહાવીર પ્રભુએ ઘોર તપસ્યા કરી છે, તેનુ દિગ્દર્શન આ દેશનાની આદિમા ઉપોદ્ઘાતની અદર કરાવવામા આવેલુ છે, માટે વિશેષ ન લખતા એટલુજ કહેવુ બસ થશે કે, જ્યારે પરમાર્થદૃષ્ટિવાળા લોકોત્તર પુરૂષોની તપસ્યા આગળ આપણી ઘોર તપસ્યા પણ તુચ્છ છે, તો પછી સ્વલ્પ તપસ્યાનો ગર્વ કરવો શુ કોઇ રીતે પણ ઉચિત ગણી શકાય? જે તપ નિકાચિત કર્મનો ક્ષય કરવામા પણ સમર્થ છે, તે તપ દ્વારા ઉલટો કર્મબધ થાય, તે કેવુ શોચ્યાજનક ગણાય?

તેનો ક્ષણનાર વિચાર કરવામા આવે, તો કદાપિ તપનો મ૦ પણ ક્રવામા પ્રવૃત્તિ થાય નહિ

હવે શ્રીકરૂણાસાગર પ્રભુ આઠમા શ્રુતમદને બહિષ્કાર કરવા માટે ચેતવણી આપનાર સૂચના કરે છે કે —

स्वबुद्धया रचितान्यन्ये शास्त्राण्याघ्राय लीलया ।
सर्वज्ञोऽस्मीति मदवान् स्वकीयाङ्गानि खादति ॥ १ ॥
श्रीमद्गणधरेन्द्राणां श्रुत्वा निर्माणधारणम् ।
क: श्रयेत श्रुतमदं सकर्णहृदयो जन ? ॥ २ ॥

અન્ય આચાર્યોએ બનાવેલા શાસ્ત્રોનો પોતાની બુદ્ધિ અનુસાર લીનામાત્રથી ગન્ધ લઇને સર્વજ્ઞપણાનો ગર્વ કરનાર માણસ પોતાના જ અંગને ખાય છે અર્થાત્ પોતેજ પોતાના પગ ઉપર કુહાડો મારે છે (૧) શ્રીમત શ્રેષ્ટ ગણધરોની રચનાશક્તિ અને ધારણા શક્તિને સાંભળીને કયો તાત્ત્વિક અંતઃકરણવાળો મનુષ્ય શ્રુતમદનો આશ્રય કરશે વારૂ ? અપિ તુ કોઇજ ન કરે (૨)

કુશાગ્રબુદ્ધિવાળા આચાર્ય મહારાજાઓએ પોતાની બુદ્ધિનો સદુપયોગ કરી, લીલા વડે અનેક શાસ્ત્રો બનાવેલા છે તથાપિ તેમના મનમા લગાર પણ મદાદ્ય થયો નથી આ વાતની ખાત્રી તેઓના ગ્રન્થોજ કરી આપે છે જ્યારે હે પામર જીવ ! તુ તેવા ગ્રન્થો બનાવવાને તો શક્તિમાન્ નથી કેવળ પાચ પચીશ તેઓના બનાવેલા ગ્રન્થો વાચવા માત્રથી મદવાળો થાય છે આથી તો પ્રામાણિક લોકોની દૃષ્ટિ આગળ તુ તારી મૂર્ખતા પ્રકટિત કરી કીર્તિને બદલે અપકીર્તિને પામે છે ઉન્નતિને બદલે અવનતિનો ભાગી થવાથી ગ્રન્થકારે સ્વાંગને ખાનાર જેમ કહ્યુ છે તે ઠીક જ છે શ્રીગણધર મહારાજાઓની ચમત્કારશક્તિ આગળ તુ અમની તુલનાને પણ

વારણ કરવા શકિતમાન્ નથી વિચાર તો કર કે જે મહાનુભાવોએ ફક્ત ત્રિપદીના જોરથી દ્વાદશાગીની રચના, બગાબર શ્રીઅર્હન્ દેવના આશયને અનુસરીને-બિલકુલ તેનાથી અવિરૂદ્ધપણે-કરી છે, અને જેઓની ધારણાશકિત અને રચનાશકિત દેવોને પણ આશ્ચર્યાવર્ત્તમા ઉતારે છે, તેના ગણધરોએ પણ કદાપિ કોઇ ઠેકાણે મદાશ માન પણ કર્યો નથી એટલે કે તેઓએ પણ મદને વિષતુલ્ય માનેલ છે, તો પછી તારી શકિત, ભકિત અને વ્યકિત શા હિસાબમા છે? તેટલા માટે હે ચેતન! શ્રુતમદાદિ કોઇ પણ મદ કરીશ નહિ અને નિર્મદ બની નિ સીમ સુખનો ભાગી બન

ઉપર મુજબ આઠે પ્રકારના માનની જુદી જુદી વ્યાખ્યા જોયા બાદ હવે માનનુ સમુચ્ચય સ્વરૂપ સામાન્ય પ્રકારે તપાગીએ કહ્યુ છે —

उन्मर्दयन् दापशाखा गुणमूलान्यधो नयन् ।
उन्मूलनीया मानद्रुस्तन्मार्दवसरित्पूरै ॥ १ ॥

વિનયરૂપી શાખાઓનો વિનાશ કરનાર, તેમજ ગુણ રૂપ મૂળી આઓને નીચે લઇ જનાર એવા માન રૂપી વૃક્ષને, કોમળતા રૂપી નદીના પ્રવાહ વડે જડમૂળથી ઉખેડી નાખવુ જોઇએ

આ માનનો નાશ કરવા ઇચ્છતા જનોએ તે।। ઔષધ તરીકે મૃદુતાનુ સેવન કરવુ જોઇએ કેમકે, કહ્યુ છે કે —

मार्दवं नाम मृदुता तच्चौद्धत्यनिषेधनम् ।
मानस्य पुनरौद्धत्य स्वरूपमनुपाधिकम् ॥ १ ॥
अन्त स्पृशत्र यत्रौद्धत्य जात्यादिगाचरम् ।
तत्र तस्य प्रतीकारहेतोर्मार्दवमाश्रयेत् ॥ २ ॥

માર્દવ એટલે મૃદુતા, તે ઉદ્ધતાઇને દૂર કરનાર છે, અને માનનુ સ્વાભાવિક સ્વરૂપ ઉદ્ધતાઇ છે (૧)

અન્ત પ્રદેશની અન્દર જે જે જગ્યાએ જાતિમદ વિગેરે આઠે મદો સબંધી ઉદ્ધતના સ્પર્શ કરે, તે તે સ્થળે તેના વિનાશને માટે મૃદુતા ધારણ કરવી ( ૨ )

રોગની શાંતિ માટે બુદ્ધિમાનો જેમ યોગ્ય ઔષધ-ઉપચારો કરે છે, તેમ આઠ મદનો સબંધ જ્યાં જ્યાં જણાય, ત્યાં ત્યાં કોમળ તાનો ઉપયોગ કરવો હિતકર છે મૃદુતા મદના સબંધને દૂર કર વામાં પરમાષધિ છે મૃદુતાગુણને ધારણ કરનાર પુરૂષ હમેશાને માટે સુખી રહે છે દાખના તરીકે આપણે એક પુષ્પ લઇએ

પુષ્પની મૃદુતા જગતમાં પ્રસિદ્ધ છે જૂઓ, આ પુષ્પને ભ્રમર જેવી જાતિ, કે જે કઠિન વસ્તુમાં પણ પ્રવેશ કરવાના સ્વભાવવાળી છે, તે પણ દુઃખ દેતી નથી, જો કે ભમરનો સ્વભાવ કઠિનની સાથે કઠિન થવાનો છે, ત્યારે ઇતર જનની તો વાત જ શી? માટે મૃદુતા સર્વથા ધારણ કરવામાં જ સાર છે કહ્યું પણ છે કે—

> सर्वत्र मार्दवं कुर्यात् पूज्येषु तु विशेषत ।
> येन पापाद्विमुच्येत पूज्यपूजाव्यतिक्रमात् ॥ १ ॥

સર્વ ઠેકાણે મૃદુતા કરવી, પણ પૂજનીય પુરૂષોમાં વિશેષ કરીને કરવી કે જેથી પૂજનીયની પૂજના વ્યતિક્રમથી થએલ પાપમાંથી પ્રાણી મુક્ત થઇ શકે

આ પ્રસંગે માનને માટે બાહુબલીનું દૃષ્ટાંત વિચારવું બહુ જરૂરનું છે

બાહુબલીનું દૃષ્ટાંત

> मानाद् बाहुबली बद्धो लताभिरिव पादप ।
> मादवात्तत्क्षणान्मुक्त सद्य सप्राप केवलम् ॥ १ ॥

વેલડીઓ વડે ફરીને જેમ વૃક્ષ શોભતી ! તે પ્રમાણે માન વડે બાહુબલી બંધાણો અને તત્કાળ સરલતાના કારણથી તે બંધન-રહિત થયો અને તુરત કેવળજ્ઞાન સંપાદન કર્યું આ બાહુબલીની ટૂંકી કથા આ પ્રમાણે છે

"ભરત રાજાના લઘુબંધુ બાહુબલી, બાહ્લીક નામે દેશના અધિપતિ હતા. જ્યારે શ્રીભરતચક્રવર્તી ૭ ખંડોને જીતીને અયોધ્યામાં પાછા આવ્યા, ત્યારે ચક્રરત્ન આયુધશાળાની અંદર પ્રવેશ કરી શક્યું નહિ ત્યારે મંત્રીઓએ કહ્યું, 'હે મહારાજ, આપણે હજુ જીતવું બાકી છે કેમકે જ્યારે સ્વગોત્રીઓ પણ આજ્ઞા માનતા નથી, તો બહારના કોણ લોકો આપની આજ્ઞા માનશે ?' ઇત્યાદિ વાક્યોથી ઉત્સાહિત બનેલ ભરતરાજાએ બાહુબલી ઉપર દૂત મોકલ્યો દૂત બાહ્લીક દેશને જોઇનેજ ચકિત થઇ ગયો ત્યાં તેણે હજારો ચમત્કારો જોયા તે દેશમાં ભરતનું નામ પણ કોઇ જાણતું નહોતું ભરત શબ્દનો વ્યવહાર માત્ર સ્ત્રિયોની કંચુકી ઉપર બનાવેલા ચિત્રને માટેજ કરવામાં આવતો હતો ધીમે ધીમે તે દૂત મુખ્ય શહેર તક્ષશિલા નામની નગરીએ પહોંચ્યો બાહુબલીની આજ્ઞા મળવાથી છડીદારે તેને સભામાં પ્રવેશ કરવા દીધો દૂતે ત્યાં પોતાનું કાર્ય સામ, દામ, દંડ અને ભેદવાળા વચનોથી યથાયોગ્ય રીતે બજાવ્યું તે સમયે બાહુબલીને ક્રોધ તો થયો, પરંતુ દૂતને અવધ્ય જાણી અપમાનપૂર્વક સભામાંથી બહાર કાઢ્યો દૂતે ભરતરાજા પાસે જઇ પોતાનું વૃત્તાંત મીઠું મરચું ભભરાવીને કહી સંભળાવ્યું, અને ભરત રાજાને લડવા માટે તૈયાર કર્યા બીજી તરફ બાહુબલી પણ તૈયાર થયા પૂર્વ પશ્ચિમ સમુદ્ર જેમ ભેગા થાય, તેમ બન્ને પક્ષના સૈન્યો સામ સામે આવી ઉભા રહ્યા લડાઇની સંપૂર્ણ સામગ્રિયો તૈયાર થઇ ગઇ તે સમયે 'સૈન્યની લડાઇથી પ્રજાનો સંહાર થશે' એમ જાણી, દેવતાઓ મધ્યસ્થ બન્યા અને બન્ને

भाइओने लडवाने माटे ब दोमस्त कर्यो एक बाजु देव दानव, यक्ष, राक्षस, किन्नर अने विद्याधरो मध्यस्थताथी जोवाने माटे उभा रह्या बीजी बाजूए बन्नेना सैनिको बन्ने भाइओ वच्चे पाच प्रकारना युद्धनी प्रतिज्ञा थइ, (१) दृष्टि युद्ध, (२) वाग्युद्ध, (३) बाहुयुद्ध (४) दंडयुद्ध, अने (५) मुष्टियुद्ध मुष्टियुद्ध सिवा यना चारे युद्धोनी अदर बाहुबलीए भरत राजाने परास्त कर्या, ते वखते भरत राजा म्लानवदनवाळा मालूम पडवाथी, बाहुबलीए तेमने उत्साही बनावी पाचमु मुष्टियुद्ध करवु शरू कयु प्रथम भरत महाराजे बाहुबली उपर मुष्टिनो प्रहार कर्यो जेथी बाहुबली ढींचण सुधी जमीनमा पेसी गया क्षणवार नेत्रसपुट बध रह्या बाद बाहुबली सावचेत थया हवे पोतानो मुष्टि उपाडवानो वारो आव्यो बन्ने जण तद्भव मोक्षगामी होवाथी श्रीबाहुबलीनी विचारश्रेणी बदलाणी – जो आ मुष्टि भरत पर पडशे तो निसन्देह भरत पचत्वने पामशे हा ! ए क्षणिक क्षणु विनश्वर राज्यने माटे उभय लोकमा निन्दनीय कम करवु कोइ रीते योग्य नथी तेमज मुष्टि पाछी फेरववी ते पण योग्य नहि आम विचार करी तेज मुष्टि वडे बाहुबली स्वकेशनो लोच करी सर्व अत भाव परिग्रहना त्यागी बन्या —

इत्युदित्वा महासत्त्वः सोऽग्रण्यां शीघ्रकारिणाम् ।
तेनैव मुष्टिना मूर्ध्न उद्दधे तृणवत् कचान् ॥ १ ॥

श्रीभरत महाराजा, पोताना भाई बाहुबलीने त्यागी थएला जोई तत्काळ आ प्रमाणे खमाववा लाग्या —

भरतस्त तथा दृष्ट्वा विचार्य स्वकुकर्म च ।
बभूव न्यञ्चितग्रीवो विविक्षुरिव मेदिनीम् ॥ १ ॥

त्वमेव पुनस्तातस्य यस्तातपथमन्वगा ।
पुत्राऽहमपि तस्य स्या चेद् भवामि भवादृश ॥ ४ ॥

મારા ઉપર અનુકંપાની ખાતર તે રાજ્યનો ત્યાગ કર્યો, માટે તને ધન્ય છે જ્યારે અસંતોષી અને મદોન્મત્ત થઈને મે તને ઉપદ્રવ કર્યો એટના માટે હુ પાપી છુ (૧) જે લોકો પોતાની શક્તિને જાણતા નથી, જેઓ અન્યાય કરે છે તેમજ જેઓ લોભ વડે પોતાની જિન્દગી ગાળે છે તેઓની અંદર હુ ધુરંધર છુ મતલબ કે હુ સ્વશક્તિને જાણતો નથી અન્યાય કરુ છુ તેમજ લોભ વડે જીવુ છુ (૨) 'રાજ્ય એ સસારરૂપ વૃક્ષનુ બીજ છે એ પ્રમાણે જે લોકો જાણતા નથી તેઓ અધમ છે જ્યારે હુ તો તેઓ કરતા પણ વિશેષ અધમ છુ કારણ કે હુ તો ઉપર પ્રમાણે જાણતા છતા તેનો ત્યાગ કરતો નથી કહેવાનુ તાત્પર્ય એ છે કે ખરો જાણકાર તો તેજ ગણાય કે જે અમુક વસ્તુને અનિષ્ટ જાણીને તેનો ત્યાગ કરે કિન્તુ તેમ નહિ કરતા વ્યર્થ વાચાલતાને ધારણ કરનારાઓ જગતને ઠગનારા છે (૩) તુજ તાતનો ખરો પુત્ર છે કે જેણે તાતના માર્ગનુ અનુસરણ કર્યુ છે પણ જો તારા સરખો થાઉં તોજ તાતનો વાસ્તવિક પુત્ર ગણાઉં (૪)

ततो बाहुबलिं नत्वा भरत सपरिच्छद ।
पुरीमयोध्यामगमत् स्वाराज्यश्रीसहोदराम ॥ १ ॥

ત્યાર પછી બાહુબલિમુનિને નમસ્કાર કરીને ભરત મહારાજા પરિવાર સહિત ઇન્દ્રપુરીની સમાન શોભાવાળી અયોધ્યા નગરી પ્રત્યે ગયા

ભરત મહારાજાએ અંત કરણ પૂર્વક ઉપર મુજબ મહાત્મા

બાહુબલિની સ્તુતિ કરવા સાથે પોતાની ન્યૂનતા પ્રદર્શિત કરી, જેથી દ્રવ્ય અને ભાવ–એ બન્ને પ્રકારની લક્ષ્મી મેળવી સ્વસ્થાને ગયા

હવે અહીં બાહુબલીજીએ પણ શ્રીપ્રભુજી પાસે જવાનો વિચાર કર્યો કે તત્કાળ માન મહાશત્રુ આગળ આવીને ખડો થયો. અર્થાત્ તેમને એવી બુદ્ધિ ઉત્પન્ન થઇ કે ‘જેમણે મારા કરતા અગાઉથી વ્રત ગ્રહણ કરેલા છે એવા નાના ભાઈઓને હું શું જઇને નમસ્કાર કરું? તેટલા માટે ઉચિત છે કે અહીંઆજ ઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન ઉત્પન્ન થયા બાદ તાતની સમીપે જાઉં’ એમ ધારી તેજ સ્થળે ધ્યાનારૂઢ થયા એક વર્ષ સુધી આહાર પાણી લીધા વિના સ્થાણુની માફક સ્થિર રહ્યા, જે દરમિયાન તેમની દાઢી અને મૂછોમાં પક્ષિઓએ માળા ઘાલ્યા વળી પશુઓ પોતાના શરીરમાં આવતી ખુજલીને દૂર કરવા સારૂ તેમને એક ઝાડ સમજી તેની સાથે ઘર્ષણ કરવા લાગ્યા ઇત્યાદિ અનેક આશ્ચર્યજનક ઘટના શ્રીબાહુબલીની થયા છતા, માન મહાશત્રુએ કેવળજ્ઞાન ઉત્પન્ન થવા દીધુ નહિ છેવટે કરૂણામયુ અંતર્યામી ભગવાને બ્રાહ્મી અને સુંદરી એ બે સાધ્વીઓને બાહુબલીને ઉપદેશ કરવા સારૂ મોકલી, ભગવાને બતાવેલી નિશાની અનુસાર તેઓ બન્ને આવી, પરતુ બાહુબલી દૃષ્ટિગોચર થયા નહિ છતા ભગવાનના વચન પર પૂર્ણ શ્રદ્ધાળુ હોવાથી તેજ સ્થળે તેણીઓએ પુનઃ પુનઃ બારીકાઇથી તપાસ કરી મહાકષ્ટે બાહુબલીજીને ઓળખી લીધા બાદ તેઓ ભવ્ય સ્વરથી બોલી —‘હે બંધવ! ગજ ઉપરથી નીચે ઉતરો, ગજારૂઢ પુરૂષને કેવળજ્ઞાન થતુ નથી’ આ પ્રમાણે વાણીનુ ઉચ્ચારણ કરી સ્વસ્થાને પાછી આવી તેઓના ગયા બાદ ધીર, વીર અને ગંભીર એવા બાહુબલીજી મહામુનિએ સ્વતંત્ર વિચાર કરવા માડ્યો — ‘મે તમામ રાજ્યઋદ્ધિનો ત્યાગ કર્યો છે, છતા સંયમધારિણી સાધ્વીઓએ મને ગજાવતરણ કરવાનુ કેમ કહ્યુ હશે? મારી પાસે

ગજ ( હાથી ) તો છે નહિ વળી સાધ્વીઓ કદાપિ જૂઠું બોલે નહિ' ઇત્યાદિ વિચારમાર્ગમાં ગોથાં ખાતાં બાહુબલી મહાત્માએ તત્ત્વદૃષ્ટિથી સાધ્વીઓનાં વચનનું રહસ્ય જાણી લીધું — 'હા! ધિક્! માન્! ધિક્! માનરૂપી ગજ ઉપર ચઢેલ પુરુષો કૈવલ્ય કદાપિ પ્રાપ્ત થાય નહિ માટે સાધ્વીઓનું કહેવું અક્ષરશઃ સત્ય છે, મારી કેવી અજ્ઞાનતા કે જગદ્વંદ્ય પુરુષોને નમસ્કાર કરવામાં પણ મને લજ્જા આવી? ખેર! હાનિ અન્યથા થતું નથી' ઇત્યાદિ વિચાર કરી વાંદવાને માટે જવા સારુ તૈયાર થયા —

इदानीमपि गत्वा तान् वन्दिष्येऽहं महामुनीन्।
चिन्तयित्वेति स महासत्त्वः पादमुदक्षिपत् ॥ १ ॥

लतावल्लीव त्रुटितेष्वभितो घातिकर्मसु।
तस्मिन्नेव पदे ज्ञानमुत्पेदे तस्य केवलम् ॥ २ ॥

'અત્યારે પણ જઈને તે મહામુનિઓને હું વાંદીશ' એમ વિચાર કરી તે મહાસત્ત્વશાળી બાહુબળી મુનિએ જેવો પગ ઉપાડ્યો કે તરતજ વેલડીઓની જેમ ચારે બાજુથી ઘાતિકર્મો તૂટ્યા અને તે પગને ઉપાડવાની સાથેજ તેમને કેવળજ્ઞાન પ્રગટ થયું.

ઉપરના દૃષ્ટાંત ઉપરથી સાર એ ગ્રહણ કરવાનો છે કે, માન રૂપ મહાશત્રુએ બાહુબળી જેવા મહામુનિના તપસ્તેજને પણ તિરોહિત ( આચ્છાદિત ) કરી નાખ્યું તો પછી તે, પામર માણસના ધર્મધ્યાનને તો નષ્ટ કરીજ નાખે એમાં આશ્ચર્ય શું છે? તેટલા માટે મોક્ષાભિલાષી મહાશયોએ માન કરવું નહિ, કદાચ અજ્ઞાનવશાત્ થઈ જાય તો બાહુબળી મહારાજના આ ટૂંક વૃત્તાંતને તુરત યાદ લાવી તેની માફક માનનો ત્યાગ કરી આત્મસુખાનંદી બનવું જોઈએ.

એકાંતમાં બેસીને વડીભર આત્મસાક્ષીએ વિચાર કરવામાં આવે તો, એ વાત અનુભવસિદ્ધ થાય છે કે, માન મનુષ્યોને તત્કાળ પ્રત્યક્ષ ફળો દેખાડે છે જે વસ્તુનો ગર્વ આપણા મનમાં આવ્યો હોય, તેજ વસ્તુમાં કાંઇ ગરબડ અથવા વિકૃતિ થયેલી આપણને થોડાજ વખતમાં માલૂમ પડે કદાચ વાગ કે ઉગ્ર પુણ્ય-પ્રકર્ષના જોરથી અભિમાનનું ફળ તત્કાલ ન મળે, તો પણ ભવા તરમાં તો તેનું ફળ જરૂર ભોગવવુંજ પડે, એમાં બિલકુલ સંશય નથી અભિમાનને મિથ્યાત્વનો પિતા (ઉત્પન્ન કરનાર) કહીએ, તો પણ ચાલે તેમ છે કારણ કે તે ધર્મી પુરુષના મનોમંદિરમા પેસી સુંદર ભાવના રૂપી સુગંધી દૂર કરી કદાગ્રહ રૂપ દુર્ગંધની વૃદ્ધિ કરે છે અને કદાગ્રહી માણસ તત્ત્વવેદી થઇ શકતો નથી જ્યાં તેની મતિ લાગેલી છે, ત્યાં યુક્તિ લઇ જાય છે, પરંતુ યુક્તિ-યુક્ત વસ્તુ પ્રત્યે તેની મતિ જતી નથી કદાગ્રહરૂપ ગ્રહ જેના શિરપર લાગેલો હોય છે તેની ભાગ્યદશા પરવારેલીજ સમજવી કેમકે કદાગ્રહી પુરુષને સદ્વિચારની મૂર્ત્તિ સ્વપ્નમાં પણ આવતી નથી

કદાગ્રહને કેટલીક વખત કુઠાર, અગ્નિ, વિષ, પત્થર, માટી, ભસ્મ, રોગ અને રોગાદિની જે ઉપમાઓ આપવામાં આવે છે, તે ખરેખર યથાર્થ છે, કારણ કે કુઠાર જેમ વનસ્પતિનો વિનાશ કરે છે, તેમ કદાગ્રહ સદ્ધ્યાનરૂપ વૃક્ષનો વિનાશ કરે છે બીજી, અગ્નિની ઉપમા એટલા માટે સાર્થક છે કે-જેમ અગ્નિ લતાસમૂહનો નાશ કરે છે, અને તેથી પરિણામે ફૂલ-ફળાદિની પ્રાપ્તિ થતી નથી, તેજ પ્રમાણે જેના હૃદયપ્રદેશમાં કદાગ્રહરૂપ અગ્નિ લાગેલ હોય છે, ત્યાં આગળ સદ્ભાવના રૂપ વેલડી ટકેનાર નથી, તો પછી તેમાંથી ઉદ્ભવ પામતાં સમતારૂપ પુષ્પો અને હિતોપદેશરૂપ ફળોની આશા રાખવી, તે દુરાશાજ છે વળી બીજું વિષનું ઉપમાન એટલા માટે ધરે છે કે, વિષ જેમ પુરુષના અવયવોને શિથિલ

કરી અનત વે નાઓનો અનુભવ કરાવી પ્રાણનો ત્યાગ કરાવે છે, તેમ જે માણસે ક દાગ્રહવિષ પાન કરેલ છે, તેના સમ્યગ્જ્ઞાન રૂપ શરીરના અવયવો શિથિલ, અર્થાત્ અજ્ઞાન રૂપ થઇ જાય છે, વેદનાઓ ઉદ્ભવે છે અને છેવટે ભાવપ્રાણ તિરોહિત થાય છે વળી ચોથી પત્થરની ઉપમા પણ કદાગ્રહને લાગુ પડી શકે છે કેમ' પત્થરમા જેમ જળનુ બિન્દુ અવકાશ મેળવી શકતુ નથી તેમ જેના અત કરણમા કદાગ્રહરૂપ પત્થરે પ્રવેશ કરેલ હોય છે, તે અત કરણની અદર તત્ત્વજળનો પ્રવેશ થતો નથી વળી પાચમી માટીની ઉપમા પણ વ્યાજબીજ છે માટી જેમ કાચનને મલિન કરે છે તેમ કદાગ્રહ રૂપ માટી સ્વચ્છ સ્વરૂપવાન્ આત્માને કર્મરજ વડે મલિન કરે છે હવે ભસ્મની સાથે તેની તુલના કર વામા આવે તો તે પણ ઉચિતજ છે ભસ્મમા નાખવામા આવેલ ઘૃતાદિ જેમ વ્યર્થ છે તેમ કદાગ્રહરૂપ ભસ્મ જે ઠેકાણે વિદ્યમાન છે ત્યા પરમાર્થવૃત્તિરૂપ ઘતાદિ વ્યર્થ છે સાતમી રોગની સાથે તેની ઉપમા પણ વાજબી છે જેમકે જ્વરાદિ રોગ જેના દેહમદ ઘર કરી રહેલ હોય છે, તેને મિષ્ટાન્ન ઘી, દૂધ વિગેરે પદાર્થ રુચિકર થતા નથી તેની માફક કદાગ્રહરૂપ રાગ જેના શરીરમા લાગેલ છે, તેને સત્યપથ્ય રૂપ મિષ્ટાન્ન, તત્ત્વરુચિરૂપ દુગ્ધ અને વિવેકરૂપ ઘૃત રૂચિકર થતુ નથી વળી આઠમા શોકની સાથે તેનો મુકાબલો કરીએ શોકરૂપ શત્રુ જેના શરીરમા પ્રવેશ કરે છે, તેના મન, વચન અને કાયા ગ્લાનિવાળા માલૂમ પડે છે, તેમજ કદાગ્રહરૂપ શોક જેના મનોમદિરમા વિદ્યમાન હોય છે, તેને દેવ, ગુરૂ અને ધર્મ રૂપ ત્રિપુટીના સબધમા પણ ગ્લાનિ રહ્યા કરે છે, અર્થાત્ સુદેવ સુગુરૂ અને સદ્ધર્મની ઓળખાણ તેનાથી થઇ શકતી નથી તેટના માટે મુમુક્ષુ જીવોએ અભિમાન કરવુ ઉચિત નથી જ્યા અભિમાનનો અભાવ છે, ત્યા કદાગ્રહ

સ્વપ્નમા પણ દર્શન દઇ શકતો નથી, કારણ કે કારણ વિના કાર્યોત્પત્તિ થતી નથી આજ અભિમાનથી દુર્યોધન કેવી દુર્દશાને પામ્યો હતો, તેનો ઇતિહાસ આજ આબાલ-ગોપાલ સર્વત્ર જગ જાહેર છે શ્રીમહાવીરના શાસનમા તપ, નિયમ, સ્વાધ્યાય અને ઇન્દ્રિયનિગ્રહાદિ કરનાર કેટલાક મુનિઓને પણ નિન્હવોની છાપ લાગી હતી, તેનુ મૂળ કારણ જો તપાસીશુ, તો કદાગ્રહ સિવાય બીજુ કાઇજ જણાશે નહિ

અભિમાનથીજ મનુષ્યો વિતંડાવાદ કરીને પોતાની જિન્દગી વ્યર્થ ગુમાવી દે છે ને પરભવમા અનેક દુ ખોના ભાગી થાય છે તે વખતે અભિમાન કાઇ આડુ આવતુ નથી, પરંતુ જીવ ઉલટો કોડીનો બને છે

નિરભિમાની પુરૂષો અહકાર-મમકારના શત્રુ હોવા સાથે સત્યપક્ષના પક્ષપાતી હોય છે તેઓના હૃદયકુહરમા વિવેક-વિનય અને શમ-ક્ષમાદિની દીવાળી પ્રકટે છે જેને લીધે વસ્તુત જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ રત્નત્રયીને જોઇ શકે છે તેમજ અન્યને પણ તેનો પ્રકાશ કરાવી શકે છે માનની અસ્તદશામા મનુષ્યો ગુણીના ગુણગાન કરવામા ભાગ્યશાળી નિવડે છે સ્વય ગુણી અને ગુણાનુરાગી-એ બે પ્રકારના પુરૂષો ચારિત્રગુણ અને દર્શનગુણ પામી શકે છે, તે સિવાયના અભિમાનપર્વત ઉપર ચઢેલા ગુણદ્વેષી પુરૂષો વાસ્તવિક વસ્તુને ન જાણવાથી મિથ્યાત્વભૂમિ ઉપર સ્થિત છે, એમ સભળાય છે તેને માટે જૂઓ નીચેના બે શ્લોકો —

गुणी च गुणरागी च गुणद्वेषी च साधुषु ।
श्रूयन्ते व्यक्तमुत्कृष्टमध्यमाधमबुद्धय ॥ ३० ॥

ते च चारित्रसम्यक्त्वमिथ्यादर्शनभूमय ।
अतो द्वया प्रकृत्येव वर्तितव्य यथाबलम् ॥ ३१ ॥
( श्रीमद्यशोविजयकृत मार्गद्वात्रिंशिका )

સ્વયગુણી, ગુણાનુરાગી અને સાધુજનોમા દ્વેષ ધારણ કરનાર એમ ત્રણ પ્રકારના પુરુષો સ્પષ્ટ રીતે સમજાય છે તેઓને અનુક્રમે ઉત્કૃષ્ટ મધ્યમ અને અધમ સમજવા ( ૩૦ ) વળી તેઓને અનુક્રમે ચારિત્ર સમ્યક્ત્વ અને મિથ્યાદર્શનની ભૂમિ ઉપર રહેલા એટલે કે ચારિત્રી સમ્યક્ત્વી અને મિથ્યાદષ્ટિ સમજવા તેટલા માટે વિવેકી પુરુષે પ્રથમના બે પ્રકારના માર્ગમા યથાશક્તિ વર્તન કરવુ પરતુ ત્રીજાની એટલે કે ગુણદ્વેષીપણાની રીતભાતને દૂર તજવી ( ૩૧ )

હવે શ્રીભગવાન્ ક્રોધ અને માનની વ્યાખ્યા કર્યા બાદ માયા કેવીતુ સ્વરૂપ પ્રગટ કરે છે

## માયાનુ સ્વરૂપ

માયાનો સામાન્ય અર્થ, કપટ-પ્રપચ-છળભેદ-ઠગાઈ-દગો-વિશ્વાસઘાત ઇત્યાદિ થઇ શકે છે માયાથી મુક્ત પુરુષો પ્રાય મુક્ત છે, જ્યારે માયાથી બદ્ધ પુરુષો બધુધા બદ્ધજ સમજવા આત્મ કલ્યાણાભિલાષી પ્રાણીઓએ સર્વથા માયાનો ત્યાગ કરવો જોઇએ માયાપાશમા ફસેલા જીવો સત્યતત્વથી વચિત રહે છે અને પોતે કરેલા દાન-પુણ્યાદિ સુકૃતના ફળોને પણ પામતા નથી માયા સમસ્ત દુર્ગુણોની ખાણ છે કહ્યુ છે કે —

असूनृतस्य जननी परशु शीलशाखिन ।
जन्मभूमिरविद्याना माया दुर्गतिकारणम् ॥ १ ॥

માયા, મૃષાવાદની માતા છે, બ્રહ્મચર્યરૂપ વૃક્ષને કાપવામાં કુહાડી સમાન છે, અવિદ્યાની ભૂમિ છે અને દુર્ગતિનું કારણ છે.

માયાવી પુરુષ અભિમાન રાખવા માટે અસત્ય વચન બોલતા અટકતો નથી અને જૂઠનું સેવન કરવામાં પોતાની બહાદુરી સમજે છે, તેમ પોતાના આચાર-વિચારને પણ જલાંજલિ આપી દે છે. માયાથી આ જગતમાં નિત નવા દુર્ગુણો પેદા થાય છે, એટલું જ નહિ, પરંતુ દુર્ગતિ મળવામાં માયા સહજ કારણ છે. આ પંચમ કાળની અંદર માયા મહારાક્ષસીના પંજામાં કોઈ નહિ ફસાયો હોય, એમ વાત કરી શકાતું નથી. કેટલાક પ્રાણીઓ પોતપોતાના કાર્યને ઠીક બનાવવા ભગીરથ પ્રયત્નો કરતા જોવામાં આવે છે અને બને છે એમ કે, આત્મકલ્યાણના હેતુભૂત તપ-સંયમાદિ કાર્યોને માયારૂપ મહાનાગણીના ફુત્કારથી નષ્ટ-ભ્રષ્ટ કરતા વાર લગાડતા નથી. લોકોમાં વાહ વાહ કહેવડાવવાની ખાતર અનેક પ્રકારે કષ્ટપરંપરા સહન કરવામાં આનંદ માનતા દૃષ્ટિગોચર થાય છે. આત્મધ્યાનીપણાનો ડોળ કરી મહાપુરુષોના બિરુદો ધારણ કરવા ઉજમાળ થાય છે, પરંતુ વાસ્તવિક રીતે આત્મકવેરી બની સંસારસાગરની વૃદ્ધિ કરવામાં અને વિષક્રિયાની સાધના કરવામાં અગ્રેસર બને છે. આવા પુરુષોને ઠગ નહિ કહેતા આત્મસ્વરૂપથી ઠગાયેલા કહેવા જોઈએ. તેવા જીવો મિથ્યા થોડા માટે બહુ ગુમાવી દે છે. તેને માટે 'હૃદયપ્રદીપષટ્ત્રિંશિકા' માં આપેલા ઉદ્ગાર ખરેખર અનુકરણીય છે —

किं च किं ते परदोषदृष्ट्या कार्यं च किं ते परचिन्तया च ।
वृथा कथं खिद्यसि बालबुद्धे ! कुरु स्वकार्यं त्यज सर्वमन्यत् ॥ १ ॥

હે જીવ ! પારકાના દોષ દેખવાનું તારે શું પ્રયોજન છે ?

તેમ પરની ચિંતા કરવાનું પણ શું કામ છે ? હે બાલબુદ્ધિ જીવ ! ફોકટ ના માટે ખેદ પામે છે ? તું તારૂં કાર્ય કર અને બીજું બધું છોડી દે.

ઉપર્યુક્ત શ્લોકનો ભાવાર્થ પોતાના હૃદયાદર્શમાં પ્રતિબિમ્બિત કરી સ્વાત્મહિત કરવું અને તદ્દેતુક તથા અમૃતક્રિયાનો આશ્રય કરવો સર્વથા ઉચિત છે. પૂર્વોક્ત તદ્દેતુક અને અમૃતક્રિયા, માયાનો ત્યાગ કર્યા સિવાય બનવી અશક્ય છે માટે બનતી મહેનતે માયાનો ત્યાગ કરો. વળી માયાની પુરૂષો પોતાના આત્માનેજ છેતરે છે, કહ્યું છે કે —

कौटिल्यपटव पापा मायया वकवृत्तय ।
भुवन वञ्चयमाना वञ्चय ते स्वमेव हि ॥ १ ॥

કુટિલતા કરવામાં ચતુર અને માયા વડે કરીને બકવૃત્તિ ધારણ કરનારા પાપિષ્ટ લોકો જગતને ઠગતા પોતાનેજ ઠગે છે.

હવે જુદી જુદી જાતના માયા-પ્રપંચનું સ્વરૂપ ભિન્ન ભિન્ન રીતે બતાવતા પ્રથમ **રાજપ્રપંચ** જોઈએ કહ્યું છે —

कूटषाड्गुण्ययोगेन छलाद् विश्वस्तघातनात् ।
अर्थलोभाच्च राजानो वञ्चयन्तेऽखिल जगत् ॥ १ ॥

કપટપૂર્વક ષાડ્ગુણ્યયોગ એટલે કે સંધિઆદિ, તે વડે કરીને છલથી વિશ્વાસુ પુરૂષોનો ઘાત કરવાથી અને અર્થના લોભથી રાજાઓ સમગ્ર જગતને ઠગે છે માટે તેઓ રાજાઓ નથી, કિંતુ વાસ્તવિક રંકો છે.

બીજું, **મુનિવેષને** ધારણ કરી લોકો દુનિયાને કેવી રીતે ઠગે છે, તે જૂઓ —

ये लुब्धचित्ता विषयादिभोगे वहिर्विरागा हृदि बद्धरागा ।
ते दाम्भिका वेषभृताश्च धूर्ता मनांसि लोकस्य तु रञ्जयन्ति॥१॥

જેઓ વિષયાદિ ભોગની અન્દર લુબ્ધચિત્તવાળા છે અને બાહ્યવૃત્તિથી રાગરહિત માલૂમ પડે છે, પરન્તુ અન્ત:કરણમાં બદ્ધ રાગવાળા છે તેવા લોકોને કપટી અને કેવળ વેષાડંબરી ધૂર્ત સમજવા જોઇએ. તેઓ તો માત્ર લોકોના ચિત્તને રંજન કરવાનેજ પ્રયત્નશીલ હોય છે.

અહીં વાચનારને જરૂર શંકા થશે કે-લોકો શું ગમાર છે કે, તેવા ધૂર્તોના વાક્યોપર વિશ્વાસ કરે? પરન્તુ નહિં, વાસ્તવમાં બને છે તેમજ—

मुग्धश्च लोकोऽपि हि यत्र मार्गे निवेशितस्तत्र रतिं करोति ।
धूर्तस्य वाक्यैः परिमोहितानां केषां न चित्तं भ्रमतीह लोके ?॥१॥

લોક ભદ્રિક છે, જે માર્ગમાં તેને દોરવામાં આવે, તે માર્ગમાં દોરવાઇને તેમાં સુખ માને છે, કારણ કે ધૂર્તોના વાક્યોથી મોહિત થએલા ક્યા પુરૂષોનું ચિત્ત ભ્રમિત થાય નહિં? અર્થાત્ દરેકનું ચિત્ત એકવાર તો ભ્રમિત જરૂર થાય છે. કપટી સાધુ જે અનર્થ ઉત્પન્ન કરે છે, તેવો અનર્થ અન્ય જનથી થવો મુશ્કેલ છે.

આ હિન્દુસ્તાનની અંદર વર્તમાન સમયમાં બાવનથી અઠ્ઠાવન લાખ જેટલા નામધારી સાધુઓ છે. તેઓમાંથી કેટલાક યશોવાદ-કીર્ત્તિ અને ધન-માલ વિગેરેને આધીન થઇ પોતાના આચારને જલાંજલિ આપે છે, ઉન્મત્તતામાં મસ્ત બની શાસ્ત્રમાર્ગને તિલાંજલિ દઇ સ્વેચ્છાચારીપણે વર્તતા જોવામાં આવે છે. કેમકે હિન્દુ ધર્મશાસ્ત્રો, જેવા કે **મનુસ્મૃતિ, કૂર્મપુરાણ, વરાહ-પુરાણ, મત્સ્યપુરાણ, નરસિંહપુરાણ** આદિ ગ્રન્થોના વર્ણાશ્ર-

माधिमरनी अन्तगत सन्यस्ताधिमागमा सन्यासीओनो जे अधि-कार बतावनामा आवेलो छे ते अधिभागने तो तेमणे मूळथीज छोडी दीधेलो जोनाय छे लगार ते अधिभाग तरफ दृष्टिपात करीओ **नरसिंहपुराणना** अध्याय ६० पृष्ठ २६३ मां कहुं छे —

> तत प्रभृति पुत्रादौ सुखलाभादि वर्जयेत्।
> दद्याच्च भूमावुदकं सर्वभूताऽभयङ्करम् ॥ १ ॥

वानप्रस्थाश्रमनी पछी सन्यासी बने छे माटे तत प्रभृति ओ प्रमाणे आ श्लोकनी अन्दर कहेलुं छे अर्थात् दीक्षाना दिवसथी मांडीने मरणु पर्यन्त पुत्रादिनी अन्दर सुखना लोभ विगेरेनो त्याग करे पृथ्वी उपर जलाञ्जलि आपे, ओटले के ओवी प्रतिज्ञा करे के जे सर्व जीवने अभय करनार होय

दीक्षाना दिवसथी लइने मरणु पर्यन्त कोइ पण प्रकारनो प्रेमभाव पुत्र पुत्री स्त्री, तेमज धनदोलतमां करवो नहि कोइ जीवने दुःख थाय तेवी प्रवृत्ति करवी नहि अर्थात् सर्व जीवोनो बचाव थाय तेम वर्तवुं आ वाक्यथी तमाम प्रकारनी हिंसा प्रवृत्तिनो निषेध करवामा आवेलो छे, तेना पुरावाने माटे वळी स्मृतिना अने पुराणोना श्लोको तपासो —

> न हिंस्यात् सर्वभूतानि नानृतं वा वदेत् क्वचित्।
> नाहितं नाप्रियं ब्रूयान्न स्तेन स्यात् कथञ्चन ॥ १ ॥
> तृणं वा यदि वा शाकं मृदं वा जलमेव च।
> परस्यापहरन् जन्तुर्नरकं प्रतिपद्यते ॥ २ ॥

आ श्लोको जोवाथी अने तेना अर्थनुं मनन करवाथी जरूर प्रतीति थाय छे के—आधुनिक समयमां सन्यासी, उदासी, निर्मळा

પ્રાણી વિગેરે તમામ વાસ્તવિક આત્મીયતા ભૂલી જઈ, નિ
રોગધર્મમાં મગ્ન બની ઉન્માર્ગનું પોષણ કરતા હોય, એમ માલુમ
પડે એટલું જ નહિ, પરન્તુ ત્યાગ તેમજ તરંગી ત્યાગી સાધુઓના
આચાર વિચાર ઉપર જોશે તો તેમનો ત્યાગમાં મોટો ફેર છે.
આ ટૂંક નાકરથી વાચકને ત્યાગી અને ગૃહસ્થોના આચારનો મર્મ
સમજાઈ આવશે તે આ છે —गृहस्थस्य यद् भूषणं तत् साधूना
दूषण । તાત્પર્ય એ છે કે—ગૃહસ્થોને જે ભૂષણરૂપ છે, તે સાધુ
ઓને દૂષણરૂપ છે દાખલા તરીકે, ગૃહસ્થો ધન, તાન સ્ત્રી પરિ
વારવાળા હોય છે, તે તેમને ભૂષણ રૂપ થઈ પડે, એ સિદ્ધજ છે
ગૃહસ્થો ઘોડા ગાડી વિગેરે વાહનોમાં બેસી મુસાફરી કરે, તો તેમને
તે શોભારૂપ છે, પરન્તુ સાધુઓ તે કોઈ પણ સ્વારી કરે, તો
નિન્દાપાત્ર થાય છે રેલગાડી જેવા ભૂમિવિમાનમાં બેસનાર સાધુનો
ધર્મ સચવાઈ શકતો નથી આ વાત પ્રાય તમામ વિચારશીલ
યોગી ભોગી, જ્ઞાની, ધ્યાની, અને અભિમાની યુક્તિપૂર્વક સ્વીકારી
શકે એમ છે રેલમાં બેસનારા પરદર્શનના કોઈ પણ અનુયાયીને
પૂછશો, તો તેઓ સ્વાનુભવપૂર્વક સ્પષ્ટ રીતે કહેશે કે ધર્મ સચ-
વાતો નથી, તો પછી આત્માર્થી સાધુવર્ગનો માર્ગ સર્વથા નષ્ટ
થાય, તો તેમાં આશ્ચર્યજ શું છે ? એ વાત નિશ્ચયપૂર્વક સમજી
રાખવી કે, પરદર્શનના સાધુઓના સામાન્ય નિયમો તો પ્રાય
સરખાજ હોય છે જેવા કે—અહિંસા, સત્ય, ચોરી, પરિગ્રહ, બ્રહ્મ-
ચર્ય અને નિસ્પૃહતા શ્રીમદ્ હરિભદ્રસૂરિ મહારાજ જણાવે છે કે—

पञ्चैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणाम् ।
अहिंसासत्यमस्तेयं त्यागो मैथुनवर्जनम् ॥ १ ॥

આ પાંચ વ્રતો સર્વ ધર્માનુયાયીઓને માટે પવિત્ર છે, તે
પાંચના નામ-અહિંસા, સત્ય, અસ્તેય, ત્યાગ ( નિસ્પૃહતા )

અને મૈથુનવર્જન ( બ્રહ્મચર્ય ) છે પરન્તુ ખેદ માત્ર એટલોજ છે કે તેઓમાના કેટલાએક સ્વધર્માનુસાર આચાર વિચારથી પતિત થઇ જઇ મધુકરવૃત્તિને છોડી દઇ, હરકોઇ પ્રકારે સ્વોદરપૂર્તિમા તત્પર થાય છે અને સાધુજાતિ પર કલક આપે છે, સત્યમાર્ગના પ્રકાશક, મોક્ષમાર્ગના સાધક, કર્મશત્રુના બાધક, શત્રુ-મિત્ર પર સમભાવ ધારક સસાર સાગરથી ભવ્ય જીવોના તારક, રાગદ્વેષથી મુક્ત કચન-કામિનીના ત્યાગી અને વૈરાગી ઇત્યાદિ અનેક ગુણગણાલકૃત મુનિવરો ઉપર આક્ષેપ કરી, સત્યાચારને વખોડી કાઢી ભદ્રિક જીવોને ઠગતા જ્યા ત્યા ફરતા ફરે છે જો કે અન્તે તો સત્યમાર્ગ પ્રકાશમા અવશ્ય આવેજ છે તથાપિ થોડીવાર દુનિયાને દીવાની બનાવી ખરા માર્ગને નિન્દાવા ખોટે ભાગે કલ્પિત શ્લોક જોડી કાઢતા જોવામા આવે છે દાખલા તરીકે —

हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम् ।
न वदेद्यावनी भाषा प्राणै कण्ठगतैरपि ॥ १ ॥

હાથી મારે તો ભલે મરી જવાય તો પણ જૈન મન્દિરમા જવુ નહિ અને પ્રાણ કઠે આવે તો પણ યવનની ભાષા બોલવી નહિ આ શ્લોકના ઉત્તરમા કોઇ જૈનાચાર્ય પણ એવો શ્લોક જોડી કાઢે તો તે અનુચિત નહિ ગણાય કે —

सिंहेनाताड्यमानोऽपि न गच्छेच्छैवमन्दिरम् ।
न वदेद् हिंसिकीं भाषा प्राणै कण्ठगतैरपि ॥

મહાશયો ! ધ્યાન કરો કે દ્વેષબુદ્ધિથી કેવા આક્ષેપો થવા પામે છે ? ઉભયના બન્ને શ્લોકો આપ્ત નથી એ તો પ્રાય દડાદડી કેશાકેશી, મુષ્ટામુષ્ટિ યુદ્ધ સિવાય બીજુ કાઇજ નથી ખરું પૂછો તો કોઈ અલ્પબુદ્ધિવાળા પુરુષે જૈનો પર તે આક્ષેપ કરેલો જણાય છે કેમકે તે શ્લોક સ્મૃતિઓ અથવા પુરાણોમા તો

કોઇ સ્થળે જોવામાં આવતો નથી ફક્ત કોઇ દ્વેષી મહાશયે સ્વમતનો બચાવ કરવા માટે અને દુનિયામાં અનર્થ ઉત્પન્ન કરવાને તે શ્લોક બનાવેલો હોય, તેમ માલૂમ પડે છે ખરી રીતે જોવા જઇએ તો, જૈન મુનિઓ તટસ્થ રીતે જગજ્જીવને યથાસ્થિત ઉપદેશ આપતા હોવાથી નામધારી બ્રાહ્મણોની ઠગાઇ બન્ધ પડવા લાગી તેથી કરીને બ્રાહ્મણોએ જૈનધર્મ ઉપર ચાર અસદ્ભૂત કલંકો આપી જીવોને સત્યોપદેશથી વંચિત કર્યા છે પ્રથમ કલંક તો એ આપ્યું કે '**જૈનો નાસ્તિક**' છે, બીજુ એ કે '**જૈનો મલિન**' છે, ત્રીજુ કલંક '**જૈનોના દેવ નાગા**' છે અને ચોથુ કલંક એ કે **જૈનો 'બ્રાહ્મણોને પોતાના મન્દિરમાં મારે છે'**' વાચક! વિચારવાની વાત છે - જૈન ગૃહસ્થો અને જૈન સાધુઓ હમેશાં પરમ વૈરાગ્યના પંથમાં લીન રહે છે, અને જેઓ જ્ઞાન, ધ્યાન, તપ, જપાદિક હજારો પ્રકારે નિયમને પાળે છે તેમને **નાસ્તિક** કહેનાર પોતે કેવો ધર્મિષ્ઠ ગણાય વારૂ? બીજુ કલંક **મલિનતાનું** લગાવેલ છે, તે વિષયમાં વિચારવું જોઇએ કે, જૈનો કદાપિ અશુદ્ધ આહાર ખાતા નથી પાણી પણ ગળીને પીએ છે, હમેશાં દેવપૂજા વિગેરે, સ્નાનપૂર્વક કરે છે, છતાં જો તેઓને મલિન કહેવામાં આવે, તો દુનિયામાં શુદ્ધ કોણ? ખરૂ પૂછો તો મલિન તો તેનેજ કહી શકાય કે, જે ધર્મને બ્હાને જીવહિંસાદિ અકાર્યો કરી, લોકોને નરકાદિ દુઃખોના ભાગી બનાવી, પોતે તેનો સાથી બને છે જૈનોના દેવ નાગા છે, એ પ્રમાણેનું બ્રાહ્મણોએ આપેલું ત્રીજુ કલંક પણ નામુનાસીબ છે કેમકે ખાસ શ્વેતામ્બર જૈનમૂર્તિને લગાર ધ્યાન આપી જોશો, તો સ્હજ માલૂમ પડશે જો કે દિગમ્બર મૂર્તિ નગ્ન રહે છે, તો પણ તે જૈનેતર મૂર્તિઓ કરતાં ઘણે દરજ્જે યોગ્ય-લાયક છે, શંકર અને વિષ્ણુની મૂર્તિને બરાબર ધ્યાનથી જોશો, તો કોઇ જાતની અદબ નથી, એમ

કહેવામા અતિશયોક્તિ નથી આ વાતને લખનારના જતા કઈ દુનીયામા ઉન્નતિ જેવુ થાય છે અને દુનીયામા ઉન્નતિ થી ગ્રન્થ લખવાનો ઉદ્દેશ ચરચવાનો નથી તેમ વિષયાન્તર થવાનો પણ પૂર્ણ ભય રહે છે માટે અહીંઆ ન લખતા માત્ર એટલુ જ કહીશુ કે જૈનો પોતાના માર્ગમા બ્રાહ્મણોનુ બલિદાન કરે છે તેનો જવાબ આપી હુ અતિશય ઉપર આવીશ જૈનોના કોઈ સિદ્ધાતમા અથવા ગ્રન્થમા કોઈ ઠેકાણે આ વાત આ લેખકે આજ સુધીની પોતાની લગભગ ૫૦ વર્ષની ઉમ્મર સુધીમા વાચી નથી કદાચ હવે વાચવામા આવે તો તુરત જૈનશાસ્ત્રો કુશાસ્ત્ર માનવાને તૈયાર છે કારણ કે બચપણથીજ એવી માન્યતા છે કે જે કોઈ શાસ્ત્રની અન્દર મનુષ્યાદિ પચેન્દ્રિય જીવની વધની આજ્ઞા આવે, તેને કુશાસ્ત્ર માનવા અનુમત છે હિન્દુશાસ્ત્રની અન્દર તો યજ્ઞ શ્રાદ્ધ દેવપૂજાદિમા બલિદાન વિગેરેની આજ્ઞા જોવામા આવે છે નરમેધ અને કાલીની આગળ નરબલિની દન્તકથા કેટલેક ઠેકાણે સભળાય છે તો પણ નીતિકુશળ બ્રિટિશ રાજ્યના પ્રતાપથી આ અન્યાય સર્વથા નાબૂદ થયો છે આવીજ રીતે જો તમામ હિંસા બધ થાય તો અનાથ પ્રાણીઓને પણ અભયદાન મળવા સાથે હિન્દુસ્તાનના બાળકો દૂધ ઘી અને ઉનના વસ્ત્રો પુષ્કળ મેળવવા ભાગ્યશાળી થવે પણ હતભાગ્ય હિદુસ્તાનનો એ સમય ક્યાથી હોય કે દેશ-કાળને દૃષ્ટિમા લઈ આવા કુરિવાજોને બદલી નાખે ? જે અન્ધ વિદ્વાનો પૂનોત જાહેર કરી આપી લોકોને સત્ય વક્તાઓના ઉપદેશથી વચિત રાખે છે તેવા દાભિક નરવરોથી દૂર રહો અને સન્માર્ગ પ્રકાશના સમાગમમા આવો, એજ આ લેખકની ભલામણ છે

હવે માયાની ધર્ત બ્રાહ્મણોનુ અપમાન સ્વરૂપ સમજાવવા એક શ્લોક રજુ કરવામા આવે છે —

त्रिलिकैर्मुद्रया मने क्षामतादर्शनेन च ।
अन्त शून्या बहि सारा वञ्चयन्ति द्विजा जनम् ॥ १ ॥

તિલક અને મુદ્રાવડે તેમજ દુર્બલતાનો ડોળ બતાવવા વડે કરીને અંતઃકરણમા શન્ય પરન્તુ બહારથી સારા જણાતા એવા બ્રાહ્મણો માણસોને ઠગે છે

અહિંસાદિ દશવિધ સત્યધર્મને છોડી આડબરમા આનદ માનનારા એ નામ માત્રથી બ્રાહ્મણો, પરન્તુ ખરૂ જોતા બ્રાહ્મણ શબ્દને લજવનારા પુરૂષો લાબા તિલક કરી, હાથમા દર્ભાસન લઇ કાખમા પોથી નાખી ભોળા લોકો આગળ શાતમુદ્રા ધારણ કરે છે વેદમા અર્થરહિતપણે અશુદ્ધ ઉચ્ચારણ કરી કપિત અર્થો બતાવે છે યજમાન આગળ મહદ્ગિકતા બતાવી, સ્વોદરપૂર્તિ માટે અનેક ઉપાયો કરી લોકોને ઠગવાની બાજી રચે છે, તેવા બિચારા બ્રાહ્મણો લોકોના દેનાદાર થઇ અનેકવાર જન્મ-મરણાદિ કષ્ટપરપરા સહન કરશે અને તેવા બ્રાહ્મણોને દાન દેનાર દાતાએ પણ લેણ લેવા માટે જન્મ-જરા-મરણાદિક મહાદુઃખોથી ભરેલા આ સસારમા જન્મ લેવો પડશે, અને જ્યા જન્મ છે, ત્યા મરણ પણ છેજ માટે **પારાશર સ્મૃતિનો** આ શ્લોક ખાસ યાદ રાખવા લાયક છે—

यतिने काञ्चन दत्त्वा ताम्बूल ब्रह्मचारिणे ।
चौरेभ्योऽप्यभय दत्त्वा स दाता नरक व्रजेत् ॥ १ ॥

આ શ્લોક ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે જેને જેવુ ઉચિત હોય તેને તેવુ દાન આપવુ, પરન્તુ તેથી વિપરીત દેનારને નરક ગતિ થાય છે 'બ્રાહ્મણોની પૂજા કરવી' અને ' સુપાત્ર પણ બ્રાહ્મણજ છે ' એવુ ઘણા હિંદુશાસ્ત્રોમા પ્રતિપાદન કરવામા આવેલુ

છે પરન્તુ તે બ્રાહ્મણો કેવા ગુણયુક્ત હોવા જોઇએ ? તે વાત પણ તેની અંદર જણાવેલી છે, જેમકે —

ब्राह्मणा ब्रह्मचर्येण यथा शिल्पेन शिल्पिक ।
अन्यथा नाममात्र स्यादिन्द्रगोपस्तु कीटवत् ॥ १ ॥

જેમ શિલ્પવિદ્યાના સદ્ભાવમાત્રજ શિલ્પી કહેવાય છે, તેમ બ્રહ્મચર્યનો ગુણ હોય તોજ બ્રાહ્મણ કહી શકાય પરન્તુ ઇન્દ્રગોપ નામના કીડાની માફક પૂર્વોક્ત ગુણના અભાવમા તો નામ માત્રજ બ્રાહ્મણ છે

ગુણ નહિ હોવા છતા ગુણી કદાપિ કહી શકાય નહિ જો તેમ થાય તો ઈશ્વર એવુ જે માણસનુ નામ છે તે પણ ઈશ્વરની માફક કેમ ન પૂજાય ? તેજ પ્રમાણે બ્રાહ્મણને ગાજતા ગુણોના અભાવમા માત્ર બ્રાહ્મણકુલમા જન્મ થવાથીજ બ્રાહ્મણ કહી શકાય નહિ जन्मना जायते शूद्र આ વાક્યથી પણ એજ સિદ્ધ થાય છે કે જન્મથી કોઇ બ્રાહ્મણ હોઇ શકતો નથી તાત્પર્ય એ છે કે સર્વત્ર ગુણને માન છે જન્મને માન નથી માટે સત્ય સંતોષ તપ જપ, ધ્યાન અને જ્ઞાનાદિ ગુણો યુક્ત જે હોય તેજ બ્રાહ્મણ કહી શકાય વળી કહ્યુ છે કે —

सत्य ब्रह्म तपो ब्रह्म ब्रह्म चेन्द्रियनिग्रह ।
सर्वभूतदया ब्रह्म ह्येतद् ब्राह्मणलक्षणम् ॥ १ ॥
सत्य नास्ति दया नास्ति नास्ति चेन्द्रियनिग्रह ।
सर्वभूतदया नास्ति ह्येतच्चाण्डाललक्षणम् ॥ २ ॥

બ્રાહ્મણ કોને કહેવો ? તે સબધમા શાસ્ત્રમા અનેક શ્લોકો વડે બતાવી ગયા છે ખરૂ જોતા લોકો પૂજ્યની પૂજા કરે

' पूजितपूजकों लोक ' જે નામમાત્ર બ્રાહ્મણ, તે શ્લોકમા કહ્યા પ્રમાણે ઇંદ્રગોપ નામના કીડા જેવો છે અર્થાત્ ઇંદ્રગોપ નામના કીડાઓ ચોમાસાની આદિમા વરસાદના સમયની અંદર લાલરંગના થાય છે, તેઓનુ નામ જોકે ઇંદ્રગોપ છે, એટલે કે તેનો અર્થ 'ઇંદ્રને રક્ષક' એવો થાય છે, પરંતુ તે બિચારાઓને તો કાગડાઓ લઇ જાય છે અને રીબાવીને મારી નાખે છે આવો નામ માત્ર બ્રાહ્મણ પણ જો કદાચ ગરીબ દશામા હોય તો તેને જરૂર અન્ન પાન આપી સુખી કરવો, પરંતુ તેને સુપાત્ર માની ધન માનને લુટાવવો કોઇ રીતે વાજબી ગણી શકાય નહિ આનુ વધારે સ્પષ્ટીકરણ ગુરૂતત્ત્વાધિકારમા થવાનુ છે

હવે નેપાળી વર્ગ કેવી જાતનો પ્રપંચ રચી શકે છે ? જૂઓ –

कुटा कूटतुलामानाद्युत्क्रियासातियोगत ।
वञ्चयन्ते जन मुग्ध मायामाजो वणिग्जना ॥ १ ॥

માયાને સેવનાર પાખંડી વણિગ્જનો ખોટા તોલા અને ખોટા માપ વડે, નીચક્રિયા તેમજ સાતિયોગ એટલે લઘુતાવડી કળાથી મુગ્ધ લોકોને ઠગે છે

આ જગતમા વણિગ્જનોની ગાઇ સુપ્રસિદ્ધ છે ચંચળ દ્રવ્યને માટે નિશ્ચલ ધર્મને પણ કોડીના વેચતા તેઓ વાર લગાડતા નથી વિશ્વાસુ માણસને તો તેઓ બગાસુ ઠેતરે છે નીતિ અને ધર્મને જલાંજલી આપે છે, તોપણ પાપી પેટ ભરવાના સાંસા થઇ પડે આપણે જોઇએ છીએ આવા વ્યાપારીઓએ જાણવુ જોઇએ કે દેશની અંદર વ્યાપારીઓ એકજ ભાવ, એકજ જાતના તોલા અને માપ રાખી નીતિપૂર્વક વ્યાપાર કરે છે, તે દેશમા રાજા, પ્રજા

અને વ્યાપારીવર્ગ સર્વથા સુખી, ધનવાન્ તેમજ આબરૂદાર માલૂમ પડે છે આપણો આ ભારતવર્ષ પ્રાચીન કાળની અંદર ધર્મ કર્મ, વ્યાપાર, કલાકૌશલ્ય વિનય, વિવેક વિદ્યા આદિમા સર્વોત્તમ હતો, પરંતુ અત્યારે તેની જે અધોગતિ થઇ છે તે માયા-મહાદેવીનોજ પ્રસાદ છે, એમ કહીએ તોપણ કાંઇ ખોટુ નથી માયા મહાદેવી જો આ ભારતભૂમિમાથી પલાયન કરી જાય તો સ્વાર્થીજનો પરમાર્થી થઇ જાય સાધુજનો ખરખરા સાધુ અને સતો યથાર્થ સંત થાય વ્યાપારી અને સાહુકાર તે બરોબર સાહુકાર ગણી શકાય અને જો આમ થાય તો મોક્ષગતિ દુર્લભ નથી પરંતુ ખેદની વાત છે કે માયા દેવી માણસના રોમરોમમા વ્યાપેલી હોવાથી તેને દૂર કરવાનુ કામ મહાદુષ્કર છે જે માણસ માયા મહારાક્ષસીના પંજામાથી બચી શકે, તેને સાચા હીરાની અથવા માણિક્યની ઉપમા આપવામા આવે અગર તેને દુનિયાનો રાજા કે દુનિયાનો પૂજ્ય કહેવામા આવે તોપણ કંઇ હરકત નથી દુનિયાનો દાસ અથવા કિંકર તો તેજ છે કે જે માયા-જાળમા બંધાઇ ગયો છે

હવે વેપારીની વાત જવા દઇ વેશ્યાના માયાપ્રપંચ સંબંધી બાબત એકાદ શ્લોક તપાસીએ —

आरक्ताभिहावभावलीलागतिविलोकनैः ।
कामिनो रञ्जयन्तीभिर्वेश्याभिर्लुञ्च्यते जगत् ॥ १ ॥

હાવ, ભાવ લીલાવાળી ચાલવાની ગમ અને કટાક્ષપૂર્વક વિલોકન વડે કામી પુરુષોને ખુશી કરનારી અને પ્રેમનો ઢોંગ કરનાર વેશ્યાઓ વડે કરીને દુનિયા ઠગાય છે

વેશ્યા હમેશા નિંદનીય છે ધન તેમજ તનને ખરાબ કરનાર પણ વેશ્યા છે આ વેશ્યાને હજારો મનુષ્યો આધીન થઇ નષ્ટ-ભ્ર

થયાના ઉદાહરણો કાઇ શોધવા જવા પડે તેમ નથી આ પ્રમાણે જાણવા છતા પણ મોહરૂપી મહામલ્લને વશ થએલા પ્રાણીઓ વેશ્યાગામી બની સર્વથા હાનિ ઉઠાવે છે પૂર્વ દેશની અંદર એક અપૂર્વ વાત એ જોવામા આવે છે કે, જેણે એક બે સ્ત્રીઓ રાખેલી નથી હોતી, તે પ્રાય ગૃહસ્થ ગણાતો નથી કેટનેક ઠેકાણે રાખેલી સ્ત્રીના છોકરાઓના ભાગ પણ વહેચી દેવામા આવે છે આ પ્રમાણે જેમ પુરૂષ છૂટ લે છે, તેમ સ્ત્રી છૂટ લેતી નથી, પરંતુ એટલું તો જરૂર છે કે સ્ત્રીને પુરૂષ કરતા આઠ ગણો વિષય હોય છે આ ઉપરથી અહીંઆ એ સમજવાનુ છે, કે જો પુરૂષ સ્વદારાથી સંતોષી નહિ રહે, તો સ્ત્રી પોતાના કામવિષયો દબાવી શકશે નહિ અને જરૂર જુદો રસ્તો લેશે કારણ કે, તે સ્ત્રીની અંદર એટલો બધો વૈરાગ્ય નથી હોતો કે જેથી પોતાના કામવિકારને તે દબાવી શકે ઉલટુ તે સ્ત્રી એવો વિચાર કરશે કે જ્યારે મારો પતિ મને છોડી અન્ય માર્ગે જાય છે, તો હવે મારે શી હરકત છે ? આના રંગ ઢંગને પરિણામે જે ઓલાદ ઉત્પન્ન થશે, તે કેવા સ્વરૂપની થશે, તે વાત ઉપર ધ્યાન કરવો ઉચિત છે **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્ર**ની અંદર સ્ત્રી રક્ષણ માટે ચાર ઉપાયો બતાવે છે–પ્રથમ તો તેણીને સ્વતંત્રતા આપવી નહિ, બીજુ ધન-મિલકત તેને સોંપવી નહિ, ત્રીજુ સમસ્ત ઘરકામ તેણીના શિરપર રાખવુ અને ચોથુ પરસ્ત્રીનો સર્વથા ત્યાગ કરવો પરસ્ત્રી શબ્દ વડે કરીને અહીંઆ સ્વસ્ત્રીથી ભિન્ન તમામ પરસ્ત્રી સમજવી તેથી કરીને વેશ્યાનું પણ ગ્રહણ થઇ ચૂક્યુ, વેશ્યાગમન કરનાર કદાપિ ધર્મિષ્ઠ થઇ શકતો નથી, સુખી રહેતો નથી, તેમજ લોકની અંદર પણ તે પ્રામાણિક મનાતો નથી માટે કલ્યાણાભિલાષી મનુષ્યોએ વેશ્યાગમનથી સર્વથા દૂર રહેવુ, એજ વ્યાજબી છે.

હવે **જુગારીઓની** દશા જૂઓ

प्रतार्य कूटदापथै कृत्वा कूटकपर्दिकाम् ।
धनयन्त प्रतार्यन्ते दुरोदरपरायणे ॥ १ ॥

ખોટુ નાણુ અને ખોટા સોગન વડે કરીને જુગારી મનુષ્યો ધનવાન પુરૂષોને ઠગે છે

જુગારી માણસ પ્રાય સર્વ વ્યસનોમા પૂરો હોય છે, કોઇ કોઇ વાર તે ખૂન કરવા સુધીનું સાહસ પણ શિરપર ઉઠાવવા ચૂકતો નથી પૈસા જુગારમા હારી જવાથી જ્યારે પાસે એક પાઇ પણ રહેતી નથી, ત્યારે તે અનેક પ્રકારના પ્રપચો રચે છે માતા, પિતા ભાઇ, બેન, પુત્ર પુત્રી વિગેરે સમસ્તને ઠગવાના ઉપાયો કરવામા તે બિલકુલ પાછી પાની કરતો નથી કોઇ કોઇ વખતે તો એવા અનર્થો ઉભા કરે છે કે જેના શ્રવણ માત્રથી પણ કપારી છૂટે પાડવો અને નલરાજા જેવા સત્પુરૂષોની પણ દુરોદરે ( જુગારે ) કેવી દુર્દશા કરી તેનો વિચાર કરી જુગારનો સર્વથા ત્યાગ કરવોજ જોઇએ

આવા પ્રકારના માયા–પ્રપચને લીધે અન્યોન્ય સબધ હોવા છતા ઠગાઇ થવાનો પ્રસગ આવી લાગે છે જેવી રીતે કહ્યુ છે કે —

दम्पती पितर पुत्र सोदर्य सुहृदो निजा ।
ईशा भृत्यास्तथा येऽपि माययाऽन्योन्यवञ्चका ॥ १ ॥

માયા વડે કરીને પુરૂષ પોતાની સ્ત્રીને અને સ્ત્રી પુરૂષને છેતરે છે ભાઇ ભાઇને અને મિત્ર પોતાના મિત્રને ઠગે છે સ્વામી સેવકને અને સેવક પોતાના સ્વામીને, એમ પોત પોતામા અન્યોઅન્ય ઠગાઇ કરે છે

આ સસારની અદર જીવો પોત પોતાના સ્વાર્થને લઇને પ્રપચ રચે છે જે જીવોને આપણે અજ્ઞાન સમજીએ છીએ, તે જીવો

પણ સ્વાર્થસમયે કેવા બુદ્ધિમાન બની જાય છે, તે જોવાનુ છે દાખના તરીકે, બગનુ જ્યારે તળાવમા જશે, ત્યારે પાણી જરા પણ હાલે ચાલે નહિ, તેની રીતે પગ ઉપાડશે અને મૂકશે, પરન્તુ જોવામા માછનુ અથવા દેડકુ હાથ લાગ્યુ, કે તરત એવી ચાચ ચલાવશે કે તે વખતે તેની તમામ ભગતાઇ દૂર ચાલી જશે આ એક સામાન્ય દૃષ્ટાન્ત સમગ્ત સ્વાર્થાંધ પુરુષોમા ઘટાવી લેવા જેવુ છે

માયાનો જય

શાસ્ત્રકારો 'स्वार्थभ्रंशो हि मूर्खता' એમ કહે છે પરતુ આ 'સ્વ' શબ્દનો અર્થ આત્મા થાય છે, અને તેનો અર્થ એટલે કે આત્માના અર્થનો ભ્રશ થવો, તે મૂર્ખતા છે એ પ્રમાણેનુ શાસ્ત્રકારોનુ કહેવુ યથાર્થ છે અને તે પ્રમાણે આત્માર્થનો ભ્રશ, માયાને લીધે થવાનો સભવ છે, માટે માયાને સર્વથા છોડવી વાજબી છે

માયાના મહાદોષને લઇનેજ શ્રીમલ્લિનાથ જેવા તીર્થંકરને પણ સ્ત્રીવેદની પ્રાપ્તિ થઇ જૂઓ, કહ્યુ છે કે —

दम्भलेशोऽपि मल्ल्यादे स्त्रीत्वानर्थनिबन्धनम् ।
अतस्तत्परिहाराय यतितव्य महात्मभि ॥ १ ॥

શ્રીમલ્લિનાથ જેવા તીર્થંકરાદિ મહાપુરુષોને લેશમાત્ર દભ પણ સ્ત્રીવેદાદિ અનર્થનુ કારણ થયુ, તેટના માટે દભનો પરિહાર કરવા મહાત્મા પુરુષે યત્ન કરવો

ફૂત મે, જિનેન્દ્રના નાથને પણ છોડતુ નથી તો ઇતર મનુષ્યોની તો વાતજ શી ? શ્રીમલ્લિનાથજીનો દભ તો ધર્મની વૃદ્ધિ સબધે હતો તે આ પ્રમાણે –શ્રીમલ્લિનાથજી તીર્થંકરપણે ઉત્પન્ન થયા પહેલા ત્રીજા ભવમા પોતાના મિત્રો સાથે પોતે તપશ્ચર્યા

કરતા હતા તે વખતે તેમના મનમા એવી ભાવના આવી કે, હુ આ મિત્રો કરતા ઊચી હદ મેળવુ તો સારુ આવા ઉદ્દેશથી તે પોતાના મિત્રોને કહેતા હતા કે, 'તમે પારણુ કરો, હુ પછી પારણુ કરીશ પછી જ્યારે મિત્રો પારણુ કરી લેતા ત્યારે પોતે પારણુ નહિ કરતા તપસ્યા આગળ લબાવતા આવા પ્રકારના દભથી તીર્થકર નામકર્મ પ્રાપ્ત થયા છતા સ્ત્રીવેદ કર્મ ઉપાર્જન કર્યું કર્મ કોઇની શરમ રાખતું નથી માટે સત્પુરુષોએ દભથી હમેશા ડરતા રહેવુ કેમકે દભ સયમનો નાશ કરનાર કહ્યો છે યથા –

दम्भो मुक्तिलतावह्निर्दम्भो राहु क्रियाविधौ ।
दौभाग्यकारण दम्भो दम्भोऽध्यात्मसुखार्गला ॥ ° ॥

મુક્તિરૂપ વેલડીનો નાશ કરવામા દભ અગ્નિ તુલ્ય છે ક્રિયા રૂપી ચદ્રનુ આચ્છાદન કરવામા દભ રાહુ તુલ્ય છે, વળી દૌભાગ્યનુ કારણ અને અધ્યાત્મ સુખને અટકાવવામા અગલા (ભોગળ) સમાન પણ દભ છે

જ્યા સુધી દભ અર્થાત્ કપટ છે, ત્યા સુધી ધર્મકરણી મોક્ષનુ સાધન થતી નથી અનેક પ્રકારની ક્રિયા કરવામા આવે તો પણ દભ તેને સફળ થવા દેતો નથી ચદ્ર પોતે શીતળ નિર્મળ અને રમણીય છે, છતા રાહુના સપાટામા જ્યારે આવે છે ત્યારે માટીની ઢાકણી જેવો નિસ્તેજ બને છે તેજ પ્રમાણે ધર્મરૂપી ચદ્રમા દભ દ્વારા કર્મરૂપી રાહુના સપાટામા આવી જાય છે જ્યા દભ પ્રવેશ કરે છે ત્યા દૌભાગ્યનો ઉદય જલદી થાય છે અને અધ્યાત્મસુખ તો દભીને સ્વપ્નાતરમા પણ મળવુ દુષ્કર છે એટલાજ માટે દભથી દૂર રહેવુ જોઇએ વળી દભ કેવો છે?

सुत्यज रसलाम्पट्य सुत्यज देहभूषणम् ।
सुत्यजा कामभोगाद्या दुस्त्यज दम्भसेवनम् ॥ १ ॥

રસની લપટતા ખુશીથી છોડી શકાય છે, દેહનું ભૂષણ પણ તજી દેવુ સુલભ છે, કામભોગાદિ પણ સહેલાઇથી તજી શકાય છે, પરતુ એક દભની સેના તજવી ઘણીજ મુશ્કેલ છે

અરે, કયા સુધી કહેવુ ? દભસેવનના ત્યાગ સિવાય શ્રીભગવદ્ભાષિત દીક્ષા પણ નિષ્ફળ છે —

अहो ! मोहस्य माहात्म्य दीक्षा भागवतीमपि ।
दम्भेन यद्विलुम्पन्ति कज्जलेनेव रूपकम् ॥ १ ॥

અહા ! મોહનુ કેવુ માહાત્મ્ય છે કે કાજળથી ચિંતામણિનો નાશ કરવાની માફક દભવડે માણસ શ્રીવીતરાગ ભગવાનની દીક્ષાનો નાશ કરી નાખે છે

વળી દભ ધર્મની અદર પણ કેવો વિઘ્નભૂત છે ?

अब्जे हिम तनौ रोगो वने वह्निर्दिने निशा ।
ग्रन्थे मौर्ख्यं कलि सौख्ये धर्मे दम्भ उपप्लव ॥ १ ॥

જેમ કમળની અન્દર હિમ, શરીરમા રોગ, વનમા અગ્નિ દિવસમા રાત્રિ, ગ્રન્થમા મૂર્ખતા અને સુખમા કલહ ઉપદ્રવભૂત છે, તેમ દભ પણ ધર્મની અન્દર વિઘ્ન કરનાર છે

વળી નીચેના શ્લોકો ઉપરથી જોઇ શકાય છે કે દભપૂર્વક કરવામા આવેલા તપ-જપ પણ સસારને ઘટાડી શકતા નથી, અને જ્યા સુધી દભ છે, ત્યા સુધી તમામ નિષ્ફળ છે —

दम्भेन व्रतमास्थाय यो वाञ्छति पर पदम् ।
लोहनाव समारुह्य सोऽब्धे पार यियासति ॥ १ ॥
किं व्रतेन तपोभिर्वा दम्भश्चेन्न निराकृत ।
किमादर्शेन किं दीपैर्यद्यान्ध्य न दृशोर्गतम् ॥ २ ॥

केशलोचधराशय्याभिक्षाब्रह्मव्रतादिकम् ।
दम्भेन दुष्यते सर्वं त्रासेनेव महामणि ॥ ३ ॥

કપટભાવથી વ્રત સ્વીકારીને જે માણસ મોક્ષ મેળવવાની ઇચ્છા કરે છે, તે ખરેખર લોઢાના વહાણમા બેસી સમુદ્રને પાર પામવાની ઇચ્છા કરે છે (૧) જો દભને દૂર નથી કર્યો, તો છઠ્ઠ-અઠ્ઠમ વિગેરે તપસ્યાઓ વડે પણ શુ ફાયદો ? જો દૃષ્ટિમાથી અધાપો દૂર થયો નથી તો દીવા અથવા આરીસા વડે કરીને પણ શો લાભ છે ? (૨) ત્રાસ નામના દોષ વડે જેમ મહામણિ દૂષિત થાય છે, તેમ દભવડે કેશનુ લુચન, પૃથ્વી ઉપર શયન, ભિક્ષા વડે શુદ્ધ આહારનુ ગ્રહણ અને અઢાર પ્રકારે બ્રહ્મચર્ય વ્રતનુ પાલન વિગેરે તમામ દૂષિત થાય છે (૩)

કપટી પુરૂષનુ કલ્યાણ કોઇ ઠેકાણે થતુ નથી કપટી માણસના યમ-નિયમાદિ કૃત્યો સસારને વધારે છે યાવત્ ઘોર તપસ્યા પણ જન્મ-મરણાદિ મહા દુખોને વધારે છે બ્રહ્મચર્ય પણ મોક્ષનો હેતુ થતુ નથી, જેમ દોરાવાળુ મણિ અલ્પ કિમતમા ખપે છે તેજ પ્રમાણે મોક્ષના કારણરૂપ વ્રત, નિયમ તપ જપાદિ પણ દભી પુરૂષોને સસારના કારણરૂપ થઇ પડે છે મનુષ્ય પોતાની બુદ્ધિને ઠેકાણે લાવીને જો વિચાર કરે તો તરતજ તેને માલૂમ પડે કે દુનિયામા યશ કીર્તિને માટે કપટવાળી ક્રિયાનો આશ્રય લઇ, જે અનેક ઉપાધિઓ વોરી લેવામા આવે છે તેવીજ ક્રિયા જો નિષ્કપટ ભાવથી કરવામા આવે તો વાસ્તવિક યશોવાદ-કીર્તિવાદની પ્રાપ્તિ થાય કે જે કદાપિ નષ્ટજ થાય નહિ જ્યારે નિર્દભતા પૂર્વક વર્તન થશે, ત્યારેજ નરેશ, વિદ્યાધર અને દેવ-દાનવો પણ સેવા કરવા તત્પર થશે અને તે વખતે પોતે પોતાની થતી પૂજા ઉપર ઉદાસીનભાવ ધારણ કરી તે પૂજાને પણ ઉપાધિ માની

સ્વસંવેદ્ય સુખમા મગ્ન બની વિના ખાનપાન મસ્ત રહેશે, તેમ પરસ્પર વૈરભાવને છોડી તિર્યચો પણ તેના મુખમાથી નિકળતા વચનામૃતનુ પાન કરશે. જેમ કહ્યુ છે કે —

सारङ्गी सिंहशावं स्पृशति सुतधिया नन्दिनी व्याघ्रपोतं
मार्जारी हंसबालं प्रणयपरवशात् केकिकान्ता भुजङ्गमम्।
वैराण्याजन्मजातान्यपि गलितमदा जन्तवोऽन्ये त्यजेयु-
र्दृष्ट्वा साम्यकरूढं प्रशमितकलुषं योगिनं क्षीणमोहम्॥१॥

સમતામા આરૂઢ થએલા અને જેના પાપ શાંત થઇ ગયા હોય, એવા, તેમજ જેનો મોહ ક્ષીણ થયો હોય, એવા યોગીશ્વરને જોઇને જન્મથી ઉત્પન્ન થએલા સ્વાભાવિક પરસ્પર વૈરોને પણ અન્ય પ્રાણીઓ તજી દે છે જેમકે, સારંગી ( હરિણી ), સ્નેહના વશ થઇ સિંહના બચ્ચાને સ્વપુત્રની બુદ્ધિથી સ્પર્શ કરે છે, ગાય વાઘના બચ્ચાને, બિલાડી હંસના બાળકને અને ઢેલ ( મયૂરી ) સર્પના બચ્ચાને પુત્રબુદ્ધિથી સ્પર્શ કરે છે આ બધો યોગનોજ પ્રભાવ છે

આજકાલ ઘણાએક ત્યાગી ગણાતા મહાત્માઓ જ્યા વિચરે છે અગર જન્મ લે છે, ત્યા સમાજની અન્દર નવો ભેદ ઉત્પન્ન કરાવે છે, કારણ કે, આ પ્રમાણે ન કરે તો પોતે લોકોમા મહાત્મા ગણાય કેમ ? આવા પ્રકારના મહાત્માઓને પણ નવા અનર્થો પેદા કરવામા અને લોકોને ઠગવામા દંભનુ સેવન કરવુ પડે છે તેટલાજ માટે શાસ્ત્રકારો છૂટથી પોકારીને કહે છે કે ભાઇઓ ! જો સાધુતા તમારાથી ન બની શકતી હોય, તો ગૃહસ્થ બનો, અને તેમ કરવામા જો લાજ અથવા કુલની મર્યાદા નડતી હોય, તો નિર્દભતા ધારણ

પરંતુ સાધુનો સેવક છું ' અને તે સાથે કહેણી પ્રમાણે રહેણીમાં પણ રહો. કેમકે—

> अत एव न यो धर्त्तुं मूलोत्तरगुणानलम् ।
> युक्ता सुश्राद्धता तस्य न तु दम्भेन जीवनम् ॥ १ ॥
> परिहर्तुं न यो लिङ्गमप्यलं दृढरागवान् ।
> संविग्नपाक्षिकः स स्यान्निर्दम्भः साधुसेवकः ॥ २ ॥

કહેણી પ્રમાણે રહેણી નહિ રહી શકાવાથી, જે સાધુ પોતે મૂળ અને ઉત્તર ગુણોને ધારણ કરવા સમર્થ નથી તેણે શુદ્ધ શ્રાવક થવું ઉચિત છે, પરંતુ દંભ વડે જીવવું તો ઉચિત છેજ નહિ (૧) કદાચિત્ કોઈ માણસ સાધુ વેષ ઉપર દૃઢ રાગવાન હોવાથી સાધુવેષને છોડવા ન ચાહતો હોય, તો તેણે સંવિગ્નપક્ષી થવું. સંવિગ્ન પક્ષી, દંભરહિતપણે સાધુઓનો સેવક થઈને વિચરે પણ મિથ્યા ડંબર કરે નહિ ( ૨ )

શ્રીવીતરાગ પ્રભુની આજ્ઞા એવા પ્રકારની છે કે ધર્મકરણી યથાશક્તિ કરો અને જે કરો તે નિર્દંભતાપૂર્વક કરો. તેટલાજ માટે ઉપરના શ્લોકોમાં સાધુપણું છોડી ગૃહસ્થ થવાની ભલામણ કરી દીધી. તેમાં આશય એ છે કે—એક તરફ દરેક ઠેકાણે શાસ્ત્રોની અંદર સંસાર છોડવાની ભલામણ કરવામાં આવે છે જ્યારે આ ઠેકાણે તો તે કરતા ઉલટો ઉપદેશ કરવામાં આવ્યો છે તેની અંદર શું રહસ્ય સમાયેલું છે, તે ખરેખર વિચારવા લાયક છે. અહિં તાત્પર્ય એ છે કે બિચારો જીવ અનાદિ કાળથી કર્મકિચ્ચડ વડે મલિન બનેલો છે અને તે મલિનતા કોઈક અંશે દૂર થાય, તેટલા માટે તે સાધુપણું સ્વીકારે છે, તેમ છતાં જ્યારે સાધુઅવસ્થામાં પણ તે અધિક મલિનતાના કારણો સેવે છે, ત્યારેજ શાસ્ત્રકારે

કહ્યું છે 'युक्ता सुधाद्धता तस्य न तु दम्भेन जीवनम्' આ પ્રકારના વાક્યની અંદર ભારે ગંભીર આશય રહેલો છે, તે શ્રીવીતરાગ ભગવાનના શાસન સિવાય અન્ય સ્થળે છેજ નહિ એ ચોક્કસ વાત છે સંસારની અંદર શિખી, મુંડી, જટી, કપાલી, નગ્ન વિગેરે સાધુઓ જોવામાં આવે છે, પરંતુ તેઓની અંદર વ્રતાદિની દૃઢ પ્રતિજ્ઞા જોવામાં આવતી નથી. અગર પ્રતિજ્ઞા લઇને પૂર્ણ રીતે પાળવાવાળા જો કોઇ પણ સાધુ દેખાતા હોય તો તે જૈન મુનિ વગેરેજ છે કે જેઓના આચાર-વિચારનું વર્ણન આ દેશનાની અંદર વાંચનારને કેટલેક સ્થળે દૃષ્ટિગોચર થશે એ તો સર્વ કોઇ સ્વીકારી શકે તેમ છે. વેષમાત્રમાં ધર્મ નથી, પરંતુ પરિણામમાં ધર્મ છે અનુમત, કપડાં વિના રૂપ છે જેમ કે, ગણવેશ વિના વિના વાદેરની ઓળખ કરી શકતો નથી, તેમ મુનિના વેષ વિના મુનિ સ્વાચારને પાળી શકતો નથી કોઇ જીવનું કલ્યાણ બેશક મુનિવેષ ધારણ કર્યા સિવાય પણ થએલું છે, પરંતુ તે માર્ગ રાજમાર્ગ નથી, જ્યારે મુનિવેષ તો કલ્યાણનો રાજમાર્ગ છે માટે —

' માયા જાળ છોડી, શાન્તિમાં ચિત્ત જોડી,
ઇંદ્રિય-વ્યૂહને ધર્મ સાધનમાં જોડી
કલ્યાણની વાર છે હવે થોડી,
જાઓ સંતો મોક્ષ દોડી, જો નહિ રાખો માયા કોડી,
એમ કહે ધર્મ ધોરી, સત્ય વાત જરા ન ચોરી '

માયાવી પુરુષના, વિદ્યા-વિનય-વિવેકાદિ સદ્ગુણો આ વિશ્વમાં નિષ્ફળ થાય છે, એટલુંજ નહિ, પરન્તુ માયાવી માણસ વિશ્વાસને પાત્ર પણ રહેતો નથી તેના હાથથી થતાં શુભ કાર્યો પણ પ્રપંચમાં ખપે છે, તેટલાજ માટે માયા મહાનાગણીના સંબંધથી હમેશાં દૂરજ રહેવું

હવે તેનાથી દૂર રહ્યા છતા પણ કદાચ લોકો માયાવી કહે, તો તેની કઇ દરકાર કરવી નહિ કારણ કે સાચને આચ નથી હમેશા સત્યને જય છે વર્તમાન સમયમા લોકોની અંદર બુદ્ધિ માન પુરૂષોને માટે પણ પ્રપચી શબ્દથી વ્યવહાર કરવામા આવે છે પરતુ તેટના માટે ડરી જવુ નહિ ‘ લોક મૂકે પોક ’ એશક, અધર્મથી અવશ્ય ડરતુ વા૰ વિવા ના સમયની અદર જ્યારે યુક્તિ પ્રયુક્તિ ચાલે છે, ત્યારે એક જણને જય અને એકને પરાજય મળે છે તે વખતે જયી માણસને પ્રપચી અથવા પોલીપી-ન કહી, પરાભવ પામેલો માણસ ભદ્રિક પુરૂષોને ભ્રમમા નાખે છે, પરતુ તેથી કાઇ જયી પુરૂષ માયાવી ગણાતો નથી વાસ્તવિક વિચાર કરીએ તો આ પ્રમાણે પોતાનો બોગ બચાવ કરનાર પરાભવ પામેલો માણસજ માયાવી ગણી શકાશે કારણ કે જ્યારે લોકોની આગળ તો પોતાની ન્યૂન શક્તિ બતાવી શકાય નહિ ત્યારે બીજાના શિર પર દોષ નાખી તે બિચારો પોતાનો બચાવ કરવા જતા સ્વય નષ્ટ ભ્રષ્ટ બને છે તેટના માટે આત્માર્થી પુરૂષોએ યથાર્થ વાત સિવાય એક વચનને પણ ફારફેર કરવા પ્રયત્ન કરવો નહિ હે ભ ય ! તુ લોકમા માનનીય પૂજનીય અને વદનીય વિગેરે થવાની આશાતતુઓને તોડી દે લૌકિક કાયને ઠીક ન જાણી તુ લોકોત્તર કાર્યમા આવેલ છે, તોપણ એ ની વાત છે કે તને મોહ મહારાજે માયારૂપ મહાબધનમા રાખેલ છે અને તે બધનને તુ તારે હાથે કરોળીઆની માફક મજબૂત કરે છે પરતુ તે તને સર્વથા ઉચિત નથી નિષ્કપટી નિર્લોભી અને નિર્માયી બની સ્વસત્તાનો ભાગી બન જગજ્જતુને હિતાવહ થા. અસ્તુ ! અધિક ન લિખુ ? માયાના સબધમા આટલુજ કહેવુ બસ છે

ભિન્ન ભિન્ન રૂચિવાળા લોકોની અન્દર વાસ કરી રહેલી

માયાનુ દિગ્દર્શન કરાવ્યા બાદ હવે શ્રીપ્રભુજી લોભના સબધમા સભાષણ શરૂ કરે છે —

कोहो पीई पणासेई माणो विणयनासणो ।
माया मित्ताणि नासेई लोहो सव्वविणासणो ॥ १ ॥
( श्रीदशवैकालिकसूत्रम )

ક્રોધ પ્રીતિનો નાશ કરે છે માન વિનયનો નાશક છે, માયા મિત્રાચારીનો ધ્વસ કરે છે, જ્યારે લોભ સર્વ ગુણોને ભસ્મસાત્ કરે છે

લોભાધિકારમા જેટલુ કહીએ તેટલુ થોડુ છે અવગુણોનો સરદાર લોભ એક મહાપિશાચ છે લોભવશીભૂત પુરૂષોમા સર્વ અવગુણ નિવાસ કરે છે કહેવત છે કે —

' सब अवगुणको गुण लोभ भयो
तब और अवगुण भये न भये '।

સારાશ એ છે કે, લોભની વિદ્યમાનતામા સર્વ દુર્ગુણો આવીને ખડા થાય છે, અને લોભનો નાશ થવાની સાથેજ સર્વ દુર્ગુણો પલાયન કરી જાય છે લોભાધીન માણસ અન્યાયમા પ્રવર્ત્તમાન થાય છે જે જે ઠેકાણે લોભ છે, ત્યા સર્વ અન્યાય રહેલોજ હોય છે આ સિદ્ધાતની વ્યાપ્તિની અન્દર ક્વાપિ વિરોધ માલૂમ પડશેજ નહિ તત્ત્વવેત્તા પુરૂષો તરફથી લોભપિશાચને નીચે મુજબ પ્રમાણપત્ર મળેલુ છે —

आकर सर्वदोषाणा गुणग्रसनराक्षस ।
कन्दो व्यसनवल्लीना लोभ सर्वार्थबाधक ॥ १ ॥

સર્વ દોષોનુ ઉત્પત્તિ સ્થાન, ગુણોનો ગ્રાસ કરી જવામા

રાક્ષસ સમાન એવો કષ્ટરૂપ વેલડીના કાંદા તુલ્ય લોભ, તમામ અર્થોનો બાધ કરનાર છે

મનુષ્યને જેમ જેમ લાભ થતો જાય છે, તેમ તેમ લોભ પણ વધતો જાય છે 'लाभाल्लोभ प्रवर्धते' વળી આ લોભનો કોઇ રથળે પણ થાભ નથી —

> धनहीन शतमेकं सहस्रं शतवानपि ।
> सहस्राधिपतिर्लक्षं कोटिं लक्षपतिरपि च ॥ १ ॥
> कोटीश्वरो नरेन्द्रत्वं नरेन्द्रश्चक्रवर्त्तिताम् ।
> चक्रवर्त्ती च देवत्वं देवोऽपीन्द्रत्वमिच्छति ॥ २ ॥

નિર્ધન માણસ પ્રથમ સો પૈસાની ઇચ્છા કરે છે, જ્યારે તેની પ્રાપ્તિ થાય એટલે તેને હજાર મેળવવાની ઇચ્છા ઉદ્ભવે છે સહસ્રાધિપતિ લક્ષાધિપતિ થવાની વાંછા રાખે છે અને લાખ પછી કોટ્યધીશ થવાની અભિલાષા કરે છે (૧) કોટીશ્વર થયા બાદ મંડળેશ્વર થવા ચાહે છે અને મંડળેશ્વરની ઋદ્ધિ પણ ધારો કે સંપ્રાપ્ત થઇ તો પછી તે ચક્રવર્ત્તી થવાની આશા રાખે છે અને ચક્રવર્ત્તી દેવ થવા અને દેવ ઇન્દ્રની પદવી મેળવવાના મનોરથો ચલાવે છે (૨)

હવે ઇન્દ્ર થયા છતા પણ લોભ શાંતિને પામતો નથી ઉત્તરાધ્યયન સૂત્રની અંદર ઇચ્છાને આકાશની ઉપમા આપવામાં આવેલી છે અર્થાત્ જેમ આકાશનો અંત નથી તેમ લોભસમુદ્રનો પણ પાર પામી શકાતો નથી પ્રથમ લોભનું સ્વરૂપ સ્વલ્પ હોય છે, પરંતુ ક્રમશ વધતા વધતા તે મોટું રાક્ષસીરૂપ ધારણ કરે છે અને લોભિષ્ટ માણસ પોતાની માતાને બાપ પિતાને ભાઇને કે બહેનને, સ્વામીને કે સેવકને તેમજ દેવને કે ગુરૂને પણ ઠગે છે,

એટલુજ નહિ, પરન્તુ વખત પર જાન લેવા પણ ચૂકતો નથી કહ્યું છે કે —

हिंसेव सर्वपापानां मिथ्यात्वमिव कर्मणाम् ।
राजयक्ष्मेव रोगाणां लोभः सर्वागसां गुरुः ॥ १ ॥

જેમ સર્વ પાપોનું કારણ હિંસા છે, સર્વ કર્મોનું કારણ મિથ્યાત્વ છે અને સર્વ રોગોનું કારણ ક્ષયરોગ છે, તે પ્રમાણે તમામ અપરાધોનો ગુરુ લોભ છે

જ્યાં હિંસા છે, ત્યાં સર્વ પાપો સ્વયં આવીને ઉભા રહે છે હિંસા સમસ્ત ધર્મોનો નાશ કરનારી છે તેટલા માટે હિંસાથી ધર્મ માનનાર ધર્મિષ્ઠ ગણાય કે નહિ ? તે વિચારવા લાયક છે હિંસા, મિથ્યાત્વ અને રાજયક્ષ્મા એ ત્રણ દૃષ્ટાંત આપ્યા આ લોભને સર્વ અપરાધનો ગુરુ સિદ્ધ કરવામાં આવેલ છે આ લોભનું એક છત્ર સામ્રાજ્ય એકેંદ્રિયથી માંડીને પંચેન્દ્રિય પર્યન્ત અખંડ રીતે પ્રવર્ત્તે છે —

अहो ! लोभस्य साम्राज्यमेकच्छत्रं महीतले ।
तरवोऽपि निधिं प्राप्य पादैः प्रच्छादयन्ति यत् ॥१॥

અહો ! લોભ મહારાજનું સામ્રાજ્ય પૃથ્વીતલમાં એકછત્ર પ્રવર્ત્તે છે, તે કેવું આશ્ચર્ય ! વૃક્ષો પણ નિધાનને પામીને તેને પોતાના મૂળો વડે ઢાંકી રાખે છે !

એકેન્દ્રિય પ્રાણી પણ દ્રવ્યના ભંડારને પોતાના મૂળ નીચે ગોપવી રાખે છે કે જેથી કરીને તે કોઇના દૃષ્ટિપથમાં આવી શકે નહિ શ્રીઅરિહંત ભગવાને બતાવેલું છે કે, ચાર સંજ્ઞાઓ સમસ્ત પ્રાણીઓની અન્દર રહેલી છે (૧) આહાર સંજ્ઞા, (૨)

ભય સંજ્ઞા, (૩) મૈથુન સંજ્ઞા, (૪) પરિગ્રહ સંજ્ઞા. આહાર સંજ્ઞાને લીધેજ વૃક્ષો પોતાના મૂળીઆ વડે પાણીને ખેંચી લઇ પાંદડા સુધી પહોંચાડી શકે છે ભય સંજ્ઞાના જોરથી લજામણી નામની વનસ્પતિ મનુષ્યના હાથની આગળી પોતા તરફ જવાથી સંકોચ પામે છે કેટલાક વૃક્ષોની અંદર મૈથુન સંજ્ઞા પણ પ્રત્યક્ષ અનુભવાય છે, તેઓની અન્દર નર નારીના વિભાગ હોય છે તેઓ બન્ને જ્યા હોય છે તેજ વૃક્ષો ફળે છે અશોક અને બકુલ વિગેરે વૃક્ષો સ્ત્રીનો પગ અડકવાથી અથવા તો સ્ત્રીના મુખનુ પાણી તેના પર પડવાથી ફળવા લાગે છે વળી પરિગ્રહ સંજ્ઞાના જોરથી તરૂઓ પોતાના પત્ર, પુષ્પ અને ફળની રક્ષા પ્રકારાન્તરે કરે છે કેટલીએક વેલડીઓ ફળને પાંદડા તળે ઢાંકી રાખે છે, તેમજ પરિગ્રહ સંજ્ઞાના પ્રતાપથીજ અજ્ઞાત અવસ્થામાં પણ વૃક્ષો ધનની મમતા રાખે છે

આજ પ્રમાણે દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવો પણ પરિગ્રહની સંજ્ઞાવાળા હોય છે જેમકે —

अपि द्रविणलोभेन ते द्वित्रिचतुरिन्द्रियाः ।
स्वकीयान्यधितिष्ठन्ति प्राग्निधानानि मूर्च्छया ॥ १ ॥

બેઇન્દ્રી તેઇન્દ્રી અને ચઉરિન્દ્રી જીવો દ્રવ્યના લોભ વડે કરીને પૂર્વના નિધાનોનુ સેવન કરે છે અર્થાત્ પોતે પૂર્વાવસ્થામાં જે જે જગ્યાએ દ્રવ્ય મૂકેલ હોય છે તેજ જગ્યાએ લોભના પરિણામના વશ થકી આવીને દ્વીન્દ્રિયાદિક પણે ઉત્પન્ન થાય છે

હવે પંચેન્દ્રિય જીવો લોભના વશથી કેવી કેવી વિડંબનાઓ સહન કરે છે, તે જૂઓ —

भुजङ्गगृहगोधा स्युर्मुख्या पञ्चेन्द्रिया अपि।
धनलोभेन जायन्ते निधानस्थानभूमिषु ॥ १ ॥

સર્પ, ગરોળી, ઉંદર, બિલાડી, શ્વાન અને વાનર વિગેરેના રૂપમા પચેન્દ્રિય જીવો ધનના લોભવડે કરીને નિધાનસ્થાનની ભુમિમા ઉત્પન્ન થાય છે

લોભને આધીન થએલો જીવ મરીને પણ પોતાના ભંડારની આસપાસ પચેન્દ્રિયતિર્યંચપણે ઉત્પન્ન થાય છે, એટલુજ નહિ, પરન્તુ કોઇ પુરૂષ, સ્ત્રી યા કોઇ બીજો જીવ, જ્યારે તે નિધાનના સ્થાનપર જાય છે, ત્યારે તે જીવને સ્વાભાવિક દ્વેષ થાય છે, અને તેથી તે બીજા જીવને ઉપદ્રવ પણ કરે છે કદાચ કોઇ માણસ તે નિધાનને ખોદીને ત્યાથી ધન લઇ જાય, તો તે જીવ ફુરી ફુરીને પોતાના પ્રાણનો ત્યાગ કરે છે અનવ્રત, તેને એમ માલૂમ નથી હોતુ કે-આ દ્રવ્ય પોતાને ઉપયોગી છે, તો પણ પૂર્વભવના લોભને લીધે તે જીવ મોહને વશવર્ત્તી બને છે અને વ્યાકુળ બની દુ ખપરપરા ભોગવે છે વળી ત્યાથી અજ્ઞાનવશ મરણ પામી દુર્ગતિનો ભાજન થાય છે અથવા તો ત્યાને ત્યાજ નવા નવા જન્મ ધારણ કરે છે

વળી લોભ, ભૂત-પિશાચાદિકને પણ દુ ખી કરે છે, કહ્યુ છે કે—

पिशाचमुद्गलप्रेतभूतयक्षादयो धनम् ।
स्वकीय परकीय वाऽप्यधितिष्ठन्ति लोभत ॥ १ ॥

પિશાચ, વ્યતર, પ્રેત, ભૂત અને યક્ષાદિ દેવો, પોતાના અગર પારકા દ્રવ્યને લોભવશ થઇ દબાવી રાખે છે

એ પ્રસિદ્ધ વાત છે કે, પિશાચ, વ્યતર અને ભૂત–પ્રેતાદિકને દ્રવ્યનુ કઇ પ્રયોજન નથી છતા લોભના વશથી તે દેવો પણ રાત દિવસ સચિત રહે છે તે દ્રવ્ય તેઓ બીજા કોઇને લેવા દેતા નથી, કદાચ કોઇ લઈ જાય તો તેને સુખ–શાતિથી તેનો ઉપભોગ પણ કરવા દેતા નથી

આ તો પિશાચાદિની વાત કહી, પરન્તુ ઉચ્ચજાતિના દેવો પણ લોભાધીન થઇ નીચ ગતિને પામે છે —

भूषणोद्यानवाप्यादौ मूर्च्छितास्त्रिदशा अपि।
च्युत्वा तत्रैव जायन्ते पृथ्वीकायादियोनिषु ॥ १ ॥

વિમાનવાસી દેવતાઓ પણ અલકાર, ઉદ્યાન અને વાવડીઓમા મોહિત થતા ચ્યવીને પૃથ્વીકાયાદિ યોનિઓને વિષે ઉત્પન્ન થાય છે

વિમાનવાસી દેવતાઓ ક્રીડા કરવા બહાર ચાલ્યા જાય છે, ત્યા આયુષ્યની પરિસમાપ્તિ થવાથી જે વસ્તુમા તેઓ મોહિત થયા હોય છે, તેજ વસ્તુની અન્દર આવીને ઉત્પન્ન થાય છે, આની અન્દર પણ લોભજ પ્રબળ કારણ છે

આ પ્રસગે એ વાતનો કઇ ખ્યાલ રજૂ કરવો અસ્થાને નહિ ગણાય કે–મનુષ્યો લોભવિવશ થઇ કેવા અનર્થો કરે છે અને કેવા કષ્ટો ઉઠાવે છે ? કહ્યુ છે કે —

पलामिषाभिलाषिणो सारमेया इव द्रुतम्।
सोदर्या अपि युध्यन्ते धनलेशजिघृक्षया ॥१॥

એક માસપેશીને માટે કૂતરાઓ જેમ તુરત લડાઇ કરે છે તેમજ એક ઉદરથી ઉત્પન્ન થએલા ભાઇઓ પણ લગાર માત્ર ધન ગ્રહણ કરવાની ઇચ્છાથી પરસ્પર યુદ્ધ કરે છે

આશ્ચર્યની વાત છે કે, એકજ માતાના પુત્રો—જે સહોદરો કહેવાય છે તે સહોદરો પણ લોભરૂપ પિશાચને આધીન થઇ, સબન્ધને ગાળે મૂકી, બન્ધુ સાથે શત્રુપણાનું વર્તન ચલાવે છે આના દૃષ્ટાન્તમા ભરત બાહુબળીનુ યુદ્ધ, અને કૌરવ પાંડવોનુ યુદ્ધ જૈન તેમજ હિન્દુશાસ્ત્રોમા સુપ્રસિદ્ધ છે આ યુદ્ધો પાંડવચરિત્ર અને મહાભારતમા વિસ્તાર પૂર્વક વર્ણવેલ છે વર્તમાનકાળની અન્દર પણ તેના સેંકડો ઉદાહરણો આપણે નજરે દેખીએ છીએ અને અનુભવીએ છીએ સ્વાર્થસાધકોની વાત તો બાજૂએ રહો, પરન્તુ પરમાર્થસાધકો, જેવા કે મોક્ષના સાથવાહ લેખાતા અને અને નિસ્પૃહી ગણાતા મુનિઓને પણ લોભ લૂટારો લૂટ્યા વિના છોડતો નથી કહેલુ છે કે —

प्राप्योपशान्तमोहत्व क्रोधादिविजये सति ।
लोभाशमात्रदोषेण पतन्ति यतयोऽपि हि ॥ १ ॥

ક્રોધ, માન અને માયાને જીતી લઇ, અગ્યારમુ ઉપશાતમોહ નામનું ગુણસ્થાનક પામ્યા છતા પણ, લોભાશ માત્ર વડે કરીને મુનિવરોનું પણ પતન થાય છે

જૈન શાસ્ત્રોમા જે ચૌદ ગુણસ્થાનક કહ્યા છે, તે અનુક્રમે એક બીજાથી ચડીઆતા છે જેમ જેમ આત્મગુણોની ઉન્નતિ થતી જાય છે તેમ તેમ જીવ ઉચ્ચ–ઉચ્ચતર ગુણસ્થાનક પર ચડતો જાય છે પરન્તુ તેઓની અન્દર પહેલા તો ચતુર્થ ગુણસ્થાનકની પ્રાપ્તિ થવી ઘણીજ દુષ્કર છે ચતુર્થ ગુણસ્થાનકની પ્રાપ્તિ સમયે વસ્તુધર્મની ઓળખાણ થાય છે, અર્થાત્ દેવને દેવ તરીકે માને છે, ગુરૂને ગુરૂ તરીકે સ્વીકારે છે અને ધર્મને ધર્મ તરીકે અગીકાર કરે છે ( આ દેવ, ગુરૂ અને ધર્મ, એ ત્રણનુ સ્વરૂપ આગળ બતાવીશુ ) ચતુર્થ ગુણસ્થાનક પર રહેલો જીવ તેવા

દેવ, ગુરૂ અને ધર્મ—એ ત્રણેની ભક્તિમા તત્પર થાય છે આ પ્રમાણે ભક્તિ કરતા કરતા નત ઉદયમા આવે છે, એટને કે વ્રત આદરવાના પરિણામ થાય છે ત્યારબાદ જીવ પંચમગુણસ્થાનકવાળો ગણાય છે તે સ્થિતિમા શ્રાવકોના વ્રત પાળી સાધુ ધર્મ સ્વીકારે છે ત્યારે છઠ્ઠા કે સાતમા ગુણસ્થાનક ઉપર આવી શકે છે તદનન્તર જેમ જેમ ઉત્તરોત્તર આત્મસત્તાની શુદ્ધતા થતી જાય છે, તેમ તેમ આગળ આગળ ગુણસ્થાનકોમા તે પ્રવેશ કરતો જાય છે જ્યારે દશમે ગુણસ્થાનકે તે પહોચે છે, ત્યારે તેને ક્રોધ, માન, માયા, એ ત્રણે ઉપશાત થયેલા હોય છે, ફક્ત લોભનો સૂક્ષ્મ અંશ અવશિષ્ટ રહે છે અગ્યારમા ગુણસ્થાનકની અન્દર સૂક્ષ્મ લોભ પણ ઉપશાન્ત દશામા રહેલો હોય છે, પરન્તુ તેજ લોભ અગ્યારમા ગુણસ્થાનક થકી જીવને લથડાવે છે ત્યાથી લથડેલ કોઈ જીવ તે ઉપશમશ્રેણીનો ત્યાગ કરવા સાથે સાતમે ગુણસ્થાનકે આવે છે અને ત્યાથી બીજી ક્ષપકશ્રેણી આરંભી મોક્ષગામી થવા ભાગ્યશાળી નિવડે છે જ્યારે બાકીનાઓમા કોઇક તો ત્યાથી લથડીને ઠેઠ પ્રથમ ગુણસ્થાનકે જઇ કાળ કરી નિગોદ ગતિને પણ પ્રાપ્ત કરે છે આજ માટે લોભનુ જોર દશમા ગુણસ્થાનક સુધી છે, એ વાત સમસ્ત જૈનતત્ત્વવેત્તાઓ બતાવે છે લોભ, અગ્યારમા ગુણસ્થાનક થકી જીવને પાડે છે તે વાત કર્મગ્રથના રહસ્યનો જાણનાર સારી રીતે સમજી શકે છે જ્યારે લોભ આત્મસત્તાને ઓળખનાર પુરૂષોને પણ નીચા પાડે છે તો પછી અન્ય પામર જીવોની તો વાતજ શી ? આનુ સમયની સ્થિતિનો આપણે ઘડીભર વિચાર કરીશુ, તો લોભ લુટારાએ સમસ્ત વર્ગના સાધુઓની પણ દુર્દશા કરી મૂકી છે પ્રથમ તો ત્યાગી વૈરાગી ગણાતા જૈન મુનિઓને માટે આપણે ,ક્ષણભર વિચાર કરીશુ, તો આશ્ચર્ય થયા વિના રહેશે નહિ તેઓ અનગાર, ભિક્ષુ, મુનિ, મુમુક્ષુ, વિગેરે નામોને ધારણ કરવા

છતા પ્રેક્ષકોને તદ્દન ઉનટો પ્રતિભાસ કરાવે છે, તેનુ મૂળ કારણ તપાસીશુ, તો લોભવૃત્તિ સિવાય બીજુ કાઇ જણાશે નહિ. જેઓ સસાર છોડી મુનિપણુ સ્વીકારે છે, તેઓની અદર પણ લોભવૃત્તિનુ વિશેષ જોર જોવામા આવે છે તેનુ ખરૂ કારણ મોહદશાજ છે મોહનીય કર્મનુ જોર તત્ત્વજ્ઞાન થયા સિવાય હઠાવી શકાય તેમ નથી, અને તત્ત્વજ્ઞાન થવાને માટે **નિસ્પૃહતા** ગુણ પ્રથમ અપેક્ષિત છે પરતુ આ નિસ્પૃહતા ગુણ " ફલાણુ મારૂ અને ફલાણુ તારૂ " એમ જ્યા મારા-તારાપણુ રહેતુ છે, ત્યાથી હજારો ગાઉ દૂર ભાગતો ફરે છે મારા-તારામા પડી જઇ મુનિવરો લોભદ્વારા નીચે પડે છે તેઓને યશનો, કીર્ત્તિનો, શ્રાવકનો અગર પુસ્તક વિગેરેનો લોભ હોવાથી આવી વિકટ ચક્ર રચનામા તેઓ ફસાઇ જઇ જન્મ વ્યર્થ ગુમાવે છે જો કે અન્ય મુનિઓ કરતાં જૈન મુનિઓ ઘણે દરજ્જે ત્યાગી, વૈરાગી અને નિર્લોભી દૃષ્ટિગોચર થાય છે,/પરતુ અનીતિથી ઉપાર્જિત થએલ પૈસા વડે બનેલા અશુદ્ધ આહારના વપરાશ થકી તેઓ કોઇકવાર ઉનટે રસ્તે દોરાતા હોય એમ માલુમ પડે છે " **આહાર એવો ઓડકાર** " એ વાત યુક્તિયુક્ત અને ખરાબર છે જે મુનિવર્ગ સસારકાર્યથી તદ્દન મુક્ત થએલા છે, તેઓને મોહ થવાનો સભવ નથી, છતા જે મોહ માલુમ પડે છે તેમા આહારનો પણ દોષ છે કેટલેક ઠેકાણે સદાવ્રતની માફક દાન દેવાય છે, તેથી દાતાને અને દાન લેનારને વાસ્તવિક લાભ નથી પરતુ જો દાતા નીતિસપન્નપૈસાથી નિર્દોષ આહાર ફક્ત આત્મકલ્યાણને માટે આપે, અને લેનાર ફક્ત સયમનિર્વાહ માટે-માત્ર શરીર ટકાવી રાખવાના હેતુથીજ લે, તો તે બન્ને જણ સુગતિ પામે છે, અને તેથી ઉનટુ જો દાતા યશ-કીર્તિ માટે, ગમે તે રીતે ઉપાર્જન થયેલ પૈસાનુ દાન આપે, અને લેનાર, શરીરની પુષ્ટિ માટે લે, તો બન્ને જણ દુર્ગતિના ભાગી થાય છે

વાસ્તવિક મુનિપદ જ્યા હોય ત્યા લોભ ન હોવો જોઇએ, છતા ગૃહસ્થોના સબંધથી લોભાદિ દુર્ગુણો જોવામા આવે, માટે મુનિઓએ લોભવૃત્તિવાળા ગૃહસ્થોનો સસગ રાખવો ઉચિત નથી તે પ્રમાણે સસર્ગ નહિ રાખવા છતા જો લોભવૃત્તિ માલૂમ પડે, તો તે મુનિએ જાણવુ જે હજૂ પોતાને સસારપરિભ્રમણ અધિક કરવાનુ છે

લોભને વશીભૂત પ્રાણી અનેક અનથપરપરા ઉત્પન્ન કરે છે દેવદ્રવ્ય અને ગુરુદ્રવ્યને હોઇયા કરી જવાનુ શીખવનાર પણ લોભજ છે, અને પ્રાણીને અનીતિમા પ્રેરનાર પણ લોભ છે મનુષ્ય અનભવત પોતે સમજતો હોય છે કે મારે તમામ ચીજ છોડીને પરલોક જવાનુ છે તો પણ દ્રવ્યાધીન બની દરિદ્રાવસ્થા ભોગવે છે અહર્નિશ દ્રવ્ય માટે દીન બને છે, નહિ કરવાનુ કરે છે, અને નહિ બકવાનુ બકે છે તેમજ સબધીઓ સાથેના ઘણા કાલના સબધને પણ તોડી નાખે છે વળી લોભી માણસ અસદ્ વસ્તુનો પણ સદ્ભાવ બતાવે છે કહ્યુ છે કે —

हासशोकद्वेषहर्षानसतोऽप्यात्मनि स्फुटम् ।
स्वामिनोऽग्रे लोभवन्तो नाटयन्ति नटा इव ॥ १ ॥

લોભગ્રસ્ત પુરુષો પોતાની અદર હાસ્ય, શોક દ્વેષ અને હર્ષાદિ અવિદ્યમાન હોય, તોપણ તેઓ પોતાના શેઠની આગળ નટની માફક તે ભાવોનો દેખાવ આપે છે

લોભી માણસ જો કે અદરથી દુખી હોય છે તો પણ ધનવતની આગળ તેને સારુ લગાડવાની ખાતર બહારથી હસે છે વળી પોતાના માલિકનુ નુકશાન થતુ દેખી પોતાને વાસ્તવિક શોક ન થયો હોય, છતાં પણ મુખ, નેત્રનો વિકાર કરી નાખી ઉપરથી

શોક પ્રદર્શિત કરે છે પોતાના સ્વામીના શત્રુ ઉપર કદાચ પોતાને દ્વેષ ન હોય, તથાપિ દ્વેષ હોવાનો ડોળ કરે છે પોતાના સ્વામીથી પોતાને અલ્પ લાભ થએનો સમછ, જો કે તેને ચિત્તમા અફસોસ હોય, તોપણ તેની આગળ હર્ષ બતાવે છે, " અન્નદાતા ! આપનો પ્રબળ પ્રતાપ છે, આપના હાથથી મઝેની પ્રસાદી લાખો રૂપીઆ છે " ઇત્યાદિ ખુશામત લોભી માણસ કરે છે આટની આટલી ખુશામત કર્યા છતા આશા પૂર્ણ થતી નથી લોભ રૂપી ગર્ત્ત ( ખાડા ) ને જેમ જેમ તે પૂરના ધારે છે, તેમ તેમ તે વધતોજ જાય છે, તેને માટે કહ્યુ છે કે —

अपि नामैव पूर्येत पयोभि पयसापति ।
न तु त्रैलोक्यराज्येऽपि प्राप्ते लोभ मपूर्यते ॥१॥

સમુદ્રમા ગમે તેટલુ પાણી જાય, તોપણ તે પૂર્ણ થતો નથી તેમ ત્રણ લોકના રાજ્યની પ્રાપ્તિ થયા છતા પણ લોભરૂપી સમુદ્ર કદી પૂર્ણ થતો નથી

સમુદ્ર જેમ જળથી પૂર્ણ થાય નહિ, તેમ લોભસમુદ્ર ગમે તેટલા દ્રવ્યાદિના લાભથી પણ પૂર્ણ થતોજ નથી બલ્કે જે વસ્તુમા જેમ જેમ લાભ થતો જાય છે, તેમ તેમ તે વસ્તુમા લોભ તો વૃદ્ધિજ પામતો જાય છે

यथा लाभस्तथा लोभो लाभाल्लोभ प्रवर्धते ।

આ વાતનુ સમર્થન કરવાને માટે **શ્રીઉત્તરાધ્યયન** સૂત્રની અંદર સ્પષ્ટ રીતે લખાએલુ કપિલ કેવલીનુ દૃષ્ટાન્ત અહીં ટાંકી બતાવેલુ ઉચિત સમજાય છે

કપિલ કેવલીનું દૃષ્ટાન્ત.

**કોશામ્બી** નગરીમા **જિતશત્રુ** નામનો રાજા રાજ્ય કરતો હતો તે શહેરની અંદર **કાશ્યપ** નામનો એક બ્રાહ્મણ રાજા અને પ્રજામા સત્કાર પામેલો હતો. તેને **યશા** નામની સ્ત્રી અને કપિલ નામનો પુત્ર હતો. કપિલની બાલ્યાવસ્થામાજ તેનો પિતા મરણ પામ્યો. કાશ્યપના અધિકાર ઉપર હવે કોઇ બીજો બ્રાહ્મણ આવ્યો. આ બ્રાહ્મણો રાજ દરબારમા થતો આદર અને આડબર જોઈ **યશા** દુખી થઇ રોવા લાગી ત્યારે કપિલે પૂછ્યુ– હે માત ! શા માટે રૂએ છે ?' યશાએ ઉત્તરમા જણાવ્યુ કે– હે પુત્ર ! જો તુ ભણ્યો હોત તો તારા પિતાનું સ્થાન બીજા કોઇના હાથમા જાત નહિ '

કપિલે પોતાની માતાને કહ્યુ –' હુ ભણીશ ' ત્યારે યશાએ શાંત થઇ તેને કહ્યુ કે ' આ શહેરની અંદર તો રાજમાન્ય પંડિતના ભયથી તને કોઇ ભણાવશે નહિ માટે તુ **શ્રાવસ્તી** નગરીમા જા ત્યા તારા પિતાનો મિત્ર ઇન્દ્રદત્ત નામનો પંડિત રહે છે, તે તને ભણાવશે.' માતાનુ વચન સાભળી કપિલ શ્રાવસ્તી ગયો. ઇન્દ્રદત્ત ઉપાધ્યાયને પોતાનું સમસ્ત વૃત્તાત નિવેદન કરવાથી તેણે જાણ્યુ કે–આ મારા મિત્રનો પુત્ર છે માટે મારે તેને ભણાવવો સર્વથા ઉચિત છે આમ ધારી તે ગામની અંદર **શાલિભદ્ર** નામનો એક દાનવીર શેઠ રહેતો હતો, તેને ત્યા સિફારશ પહોચાડીને કપિલને ખાન-પાનનો બંદોબસ્ત કરાવી આપ્યો સુખે અન્નપાન મળવાથી તેણે અધ્યયન શરૂ કર્યું વિદ્વાન્ થવાના ચિહ્નો માલુમ પડવા લાગ્યા, પરતુ કર્મયોગે યૌવનાવસ્થાના કારણથી શેઠના ઘરમા કામ કરનાર દાસીની સાથે કપિલનો સબંધ થયો, અને દાસી તેનાથી ગર્ભિણી પણ થઇ, ત્યારે તે કપિલને કહેવા લાગી કે, ' હુ

તાગ સયોગથી ગર્ભવતી થઇ છુ, માટે પ્રસૂતિ સમયે થોડા પૈસાની જરૂરીઆત પડશે દાસીના આના વચનો સાભળી તે ગભરાયો અને રાતભર નિદ્રા આવી નહિ ત્યારે દાસીએ તેને સમજાવ્યુ કે ' ગભરાઓ છો શા માટે ? આ શહેરની અ ર ધન નામનો એક શ્રેષ્ઠી સૌથી પ્રથમ આશીષ આપનારને બે માસા સુવર્ણ આપે છે, તમે ત્યા જઇને આશીષ આપો ' આ સાભળી કપિલ ખુશ થયો સૌથી પ્રથમ આશીષ આપવાના વિચારમા સૂતો હતો તેવામા તે ચિંતામા ને ચિંતામા એકદમ રાત્રીના બાર વાગે જાગ્યો, અને મનમા ધાર્યું કે સવાર થઇ ગયુ હશે પરતુ આમ સમજી જ્યા બહાર નિકળે છે કે, રસ્તામા ચોકીવાળાએ પકડયો આખી રાત બેસારી મૂકી સવારમા તેને રાજા પાસે લઇ જવામા આવ્યો રાજાએ પૂછ્યુ—' મધ્ય રાત્રિએ કેમ બહાર નિકળ્યો હતો ? '

હવે કપિલે વિચાર કર્યો કે સાચને આચ નથી યથાર્થ વાત કહેનાર સુખી થાય છે આમ ધારી પોતાનુ અથથી ઇતિ સુધી વૃત્તાત રાજાને કહી સભળાવ્યુ રાજા તથ્યવાર્તા જાણી પ્રસન્ન થયો અને કહ્યુ કે ' તારી ઇચ્છા હોય તે માગ ' કપિલે કહ્યુ ' વિચાર કરીને માગીશ ' આ પછી તે વિચાર કરવા માટે અશોક વાટિકામા ગયો ત્યા જઇ વિચાર કરવા લાગ્યો કે, બે માસાને બદલે દશ માસા માગુ પરતુ વળી વિચાર આવ્યો કે દશ માસાથી માત્ર વસ્ત્રાદિ પૂરા પાડી શકાશે પરતુ અલકારાદિ ખરીદી શકાશે નહિ એમ ધારી હજાર માસા માગવાનો વિચાર કર્યો, તો ત્યા પણ લોભે તેને ઠરવા દીધો નહિ ઘર, વાડી, ગાડી વિગેરેની જોગવાઇ કાઇ હજારથી થાય નહિ માટે લાખ માગુ, આવો વિચાર કર્યો તો પણ મન સ્થિર થયુ નહિ નોકર, ચાકર, હાથી, ઘોડા વિગેરે રાજાની માફક સાહિબી, કાઇ લાખ, માસાથી થઇ શકે નહિ,

માટે ક્રોડ માસા માગના ઠીક છે અને ક્રોડથી પણ મન સંતોષ પામ્યુ નહિ તેનામા શુભોદય થવાથી એકદમ વૈરાગ્ય ભાવના જાગૃત થઇ આવી અને નૈસગિક સમ્યક્ત્વની પ્રાપ્તિ થવા સાથે શમ, સંવેગ, નિર્વેદાદિ ગુણો ઉદ્ભવ્યા અને ત્યા વાટિકામાજ ભાવસાધુ બનીને લોચ કરવા તત્પર થયો તેટનામા દેવોએ તેને મુનિવેષ અર્પણ કર્યો તત્કાળ ત્યાથી ઉઠી રાજા પાસે આવ્યો રાજાએ ક્ષણવારમા બહુરૂપીની માફક તેને અન્ય વેષમા જોનો જોઇ પૂછ્યુ કે 'શુ વિચાર્યુ ?' ત્યારે તેણે ઉત્તરમા એટલુ જ કહ્યુ કે —

जहा लाहो तहा लोहो लाहा लोहो पवड्ढइ ।
दोमासाकणयकज्ज कोडीए वि न निवट्टिय ॥१॥

'જેમ લાભ તેમ લોભ લાભ લોભને વધારે છે બે માસા સુવર્ણને માટે હુ આવેલ હતો પરંતુ ક્રોડ માસાથી પણ મન ઠર્યું નહિ તેથી હે રાજન્! લોભનો ત્યાગ કરી મે મુનિવેષ ધારણ કર્યો છે દ્રવ્ય-ભાવથી હવે હુ સાધુ થયો છુ રાજાએ કહ્યુ કે ક્રોડ માસા આપવા પણ હુ તૈયાર છુ ' કપિલે કહ્યુ હે રાજન્!' સર્વપરિગ્રહનો મે ત્યાગ કર્યો છે ' એમ કહી ત્યાથી નિકળી શુદ્ધ ચારિત્ર પાળતા કપિલ મુનિ ૭ માસને અંતે લોકાલોકપ્રકાશી કેવલી થયા. એકવાર રસ્તામા તેઓને ચોર મળ્યા તેઓને પ્રતિબોધવા નિમિત્તે તેઓના કહેવા પ્રમાણે પોતે નાટકના રૂપમા ઉપદેશ કરી બલભદ્ર પ્રમુખ ચોરોને પ્રતિબોધ્યા તેના ઉપદેશની માત્ર નમૂના દાખલ નીચેની એક ગાથા જૂઓ —

अधुवे असासयम्मि संसारम्मि दुक्खपउराए ।
किं नाम हुज्ज त कम्मय जेणाह दुग्गइ न गच्छेज्जा ॥१॥

આ અસ્થિર, અશાશ્વત અને દુ ખથી ભરપૂર સસારમા એવુ કાણ કર્મ છે કે જે કર્મ વડે હુ દુર્ગતિ ન જાઉ ? આ વાકય કપિલ કેવળીએ ચોરોને પ્રતિબોધના નિમિત્તે કહેલુ છે, કારણ કે કેવળી કૃતકૃત્ય અને સશયરહિત છે "

કપિલ કેવળીના દષ્ટાંત ઉપરથી મનુષ્યે સાર એ લેવો જોઇએ કે—જો કપિલે લોભનો ત્યાગ કર્યો, તોજ તેઓ અજરામર પદ મેળવવા ભાગ્યશાળી થયા, પરતુ કદાચ લોભને વળગી રહ્યા હોત, તો તેમની શી દશા થાત, તે ખરેખર વિચારવા જેવુ છે

લોભાધીન માણસ કોઇનું પણ ભલુ કરવા શકિતમાન થતો નથી અરે, બીજાનુ હિત કરવુ તો દૂર રહ્યું, પરન્તુ પોતાનુ લૌકિક હિત કરવા પણ ભાગ્યશાળી થઇ શકતો નથી લોભવાળી પ્રકૃતિ દુનિયામા ભારે વિડબનાઓ ઉત્પન્ન કરે છે નાત-જાતમા સજ્જન-સમાજમા, ધર્મધામમા અને લૌકિક વ્યવહારમા સર્વત્ર અપયશ અને અપમાનને પાત્ર લોભી માણસ બને છે આ લોભ રૂપ અગ્નિ, સંતોષ રૂપ અમૃત વિના કદાપિ શાંત થઇ શકતો નથી કહ્યુ છે કે —

> शीतो रविर्भवति शीतरुचि प्रतापी
> स्तब्ध नभो जलनिधि सरिदम्बुतृप्त ।
> स्थायी मरुद्भिदहनो दहनोऽपि जातु
> लोभाऽनलस्तु न कदाचिददाहक स्यात् ॥१॥

સૂર્ય અમુક કાળવશાત્ શીતળ થાય, ચન્દ્ર કદાચિત્ પ્રતાપી થાય, આકાશ ધારો કે સ્તબ્ધ થાય, સમુદ્ર નદીઓના જલથી તૃપ્ત થતો નથી, તો પણ માની લઇએ કે તૃપ્ત થઇ જાય, પવન ચચલ છે, તથાપિ સમજો કે કદાચ સ્થિર સ્વભાવવાળો થાય અને અગ્નિ

બાળવાના સ્વભાવવાળો છે, તો પણ સત્યના પ્રભાવ થકી કદાચ અદાહક થાય પરન્તુ લોભાનલ તો કોઇ પણ દિવસે અદાહક થતોજ નથી

ખરેખર લોભ રૂપી અગ્નિ પ્રાણીઓના અંતઃકરણોને ભસ્મીભૂત કરી, લોહી માંસ સુકાવી નાખી શરીરને કેવળ અસ્થિપિંજર બનાવી મૂકે છે તદપિ લોભી માણસ લોભનો ત્યાગ કરી શકતો નથી કાષ્ઠને પામી જેમ અગ્નિ ભભૂકી ઉઠે છે, તેમ લોભ વડે લોભાનલ વધતોજ જાય છે વધતા વધતા તે એટલો બધો વધી જાય છે કે વિદ્યા આગમ, તપ, જપ શમ અને સંયમાદિ તમામ ગુણોનો નાશ કરી જગતના પૂજ્યને પણ અપૂજ્ય બનાવે છે લોભના જોરથી માણસ સ્વકર્તવ્ય વિસરી જઇ દુનિયાનો દાસ બને છે શાસ્ત્રકાર પ્રરૂપે છે કે—

आशाया ये दासास्ते दासा सर्वलोकस्य ।
आशा दासी येषा तेषा दासायते लोकः ॥ १ ॥

જે પુરૂષો આશાંના દાસ છે, તેઓ સર્વ લોકોના કિંકર છે પરન્તુ આશા જેની દાસી છે તેના સર્વ લોકો દાસ છે

ધનની આશા વિષયની આશા, કીર્તિની આશા, વિગેરે અનેક પ્રકારની આશાઓ હોય છે, તે તમોમનો લોભ-સાગરમાજ સમાવેશ થઇ જાય છે આશા વિષની વેલડી સમાન છે વિષ-વેલડીના ભક્ષણથી આ ભવમાજ મૃત્યુ થાય છે પરન્તુ આશાધીન પુરૂષો અનેક જન્મ-મરણાદિની કષ્ટપરંપરા સહન કરે છે ધનની આશા વડે કરીને માણસ નિધાનની શોધમા ફરતો ફરે છે, ભૂમિતળને ખોદે છે, સુવર્ણ સિદ્ધિને માટે અનેક વેષધારીઓ સિદ્ધ પુરૂષ તરીકે સમજી તેમની સેવા કરે છે તેના હુકમ પ્રમાણે વિજન

વનની અન્દર ઔષધિ માટે જાય છે પ્રાણની આશાને પણ બાજુએ રાખી પર્વતના વિષમ શિખર ઉપર પણ પ્રયાણ કરે છે આ પ્રમાણે મહા મહેનતે વનસ્પતિ અથવા ધાતુઓ લાવી ભટ્ટી બનાવી રાત દિવસ જાગરણ કરે છે, ધૂમાડા વેઠે છે, પરન્તુ ભાગ્ય વિના કાઇ પણ મળતુ નથી વળી તે કાર્યમા લાભ ન મળવાથી રાજાઓની સેવા કરે છે, પ્રસગ આવે પ્રાણ દેવા પણ હાજર રહે છે, તે જે કાઇ સાચુ યા જૂ ડુ બોલે, તે તમામને સત્ય ઠરાવવા ધર્મ કર્મને હારી બુદ્ધિનો વ્યય કરે છે, તથાપિ ધનાશા જ્યારે પૂર્ણ થતી નથી, ત્યારે કુટુંબ પરિવારને છોડી મોટી મોટી અટવીઓ અને સમુદ્રો ઓલઘી દેશાવરમા જાય છે જે દેશોની અન્દર જાનનું જોખમ હોય, ત્યા પણ ઘણી હુશીઆરી સાથે વેપાર કરે છે તો પણ અનેક વિઘ્નોના કારણોથી જ્યારે દ્રવ્ય મળતુ નથી, ત્યારે તે મત્રતત્રની શોધમા રહે છે કોઇ યોગી અથવા ફકીરને જોઇ વિચારે છે, કે આનાથી મારૂ કલ્યાણ થશે, આ પ્રમાણે તે યોગીની સેવા અને ફકીરની સેવા ખરા દિલથી કરવા લાગે છે ૧૪૮ વખતે જોગી સરાગી હોવાથી પૂછે છે કે —' क्यों भक्त ! कैसा है ? ' તે વખતે ધનાશામા વિહ્વલ બનેલો આ માણસ નમ્રતા અને દીનતા પૂર્વક જોગીના ચરણ કમળમા પડી કહે છે કે ' મહારાજ ! કોઇ રસ્તો બતાવો ' મહારાજ ધીમે રહી કહે છે —' बच्चा क्या काम है ? ' ત્યારે આ લોભી માણસ પોતાનુ પોત પ્રકાશે છે — ' મહારાજ ! કોઇ એવો મત્ર અથવા તત્ર બતાવો કે જેથી કરીને આપનો સેવક સુખી થાય એ ચાર વર્ષથી મારા પર ઉપરા ઉપર વિપત્તિઓ આવે છે ' ત્યારે મહારાજ પોથી ઉઘાડીને અથવા મોઢેથી કાઇક બતાવે છે તે બિચારો માણસ તેને ઠીક સમજી ધનાશાને પૂર્ણ કરવા માટે દેવપૂજા, સામાયિકાદિને વિસારી મૂકી પોતાનુ મન મત્ર ગણવામા લગાડે છે, પરન્તુ હતભાગ્ય એમ નથી

સમજતા કે મત, તત્ર, શકુન, ઔષધ વિગેરે તમામ ભાગ્યકાલમાજ સફળ થાય છે અભાગ્યને સમયે તો ઉલટા તે મત્રો મોટી વિક્રિયાઓને પેદા કરે છે, જેને પરિણામે તેનામા જે કઇ બુદ્ધિમત્તા હોય છે, તે પણ નષ્ટ થઇ જાય છે, અને તે ગાડા જેવો બને છે તેમજ ઉદ્યમને નષ્ટ કરી દરિદ્રી બને છે

હવે વિષયાશા કેવી વિપત્તિઓને ખડી કરે છે, તે જોઇએ વિષયી માણસ રક જેવો બને છે રાજા હોય કે સૈન્યનો નાયક હોય, દેવ હોય કે માનવ હોય અને ભૂત હોય કે પિશાચ હોય, તોપણુ શુ ? વિષયાશામા લપટ થવાથી તેઓ સ્ત્રીના કિંકર બને છે શિરપર જૂતા ખાય છે, જન સમૂહમા વગોવાય છે અને હલકા પડે છે આવીજ રીતે કીર્ત્તિકલ્લોલને માટે પણ લોભીઆ માણસો સ્વર્ગ અને મોક્ષના ફળને દેનાર ધર્માનુષ્ઠાનને ધૂળમા નાખે છે. ખોટા ઢોગ કરી માયાવી બની સસારને વધારે છે સત્ય સાધુઓ ઉપર લોકો શકિત થાય તેવા કાર્યો કરે છે અને ભક્તોની ભક્તિમા ખામી પડે તેવા કારણો મેળવે છે આશાધીન માણસો જગતના દાસ થાય છે, તે વાત અવાસ્તવિક અથવા અતિશયોક્તિવાળી નથી ધોબી મોચી, તેલી તબોળી લુવાર, સુતાર દરજી નાપિત અને પંડિત તમામ વર્ગ લોભાધીન થઇ બીજાની સેવામા લીન થએલા જોવામા આવે છે અરે, કયા સુધી કહેવુ ? લોભરૂપી દાવાનળ સમસ્ત વસ્તુઓનો નાશ કરવામા સમર્થ છે માટે ભવ્ય મનુષ્યોને ઉચિત છે કે–તેઓએ આવા લોભાનળને જ્ઞાનરૂપી મેઘથી ઉત્પન્ન થએલા સંતોષ રૂપી સુદર જળ વડે શાત કરવો જોઇએ

**લોભનો જય.**

પુણ્ય વિના દ્રવ્યનો લાભ પણ થઇ શકતો નથી કદાચ લાભ થાય તો તે ચિરકાળ રહેતો નથી, અને કદાચ ચિરકાળ રહે તોપણ

આત્મિક સુખને આપનો નથી, માટે વિચારશીલ પુરૂષે કદાપિ લોભ કરવો નહિ કારણ કે લોભ કરનાર કોઇ પણ પુરૂષ સુખી થયો નથી સાગર નામનો શેઠી લોભનાજ કારણથી સમુદ્રમા પડી ડૂબી મૂઓ કહેવાય છે કે —

अतिलोभो न कर्तव्यो लोभो नैव च नैव च ।
अतिलोभप्रसादेन सागरो सागर गत ॥ १ ॥

' અતિલોભ ન કરવો, તેમજ લોભ બિલકુલ કરવોજ નહિ, અતિલોભના પ્રસાદથીજ સાગરશ્રેષ્ઠી સમુદ્રમા ડૂબી ગયો ' વળી લોભનાજ જોરથી સુભૂમચક્રવર્તી, અન્ય ચક્રવર્તીઓ કરતા કાઇક નવુ કરવાની ઇચ્છાને ધારણ કરવા લાગ્યો એટલે કે તેણે એવો વિચાર કર્યો કે, છ ખડના અધિપતિઓ તો અનેક ચક્રવર્તીઓ થયા છે, પરતુ સાતમાનો કોઈ થયો નથી, માટે હુ સાતમા ખડનો અધિપતિ થાઉ આમ ધારી જ્યા સાતમો ખડ સાધવા ઉપડયો, કે તેવામા ત્યાંજ મરણને શરણ થઈ સાતમી નરકે ગયો સુભૂમચક્રવર્તીના દૃષ્ટાત ઉપરથી સમજવુ જોઇએ કે–સન્તોષરહિત માણસને ચક્રવર્તીની ઋદ્ધિ મળે અથવા તો વાસુદેવ–બળદેવની સાહેબી પ્રાપ્ત થાય, તોપણુ લોભ શાત થતો નથી

લોભ કરવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ નિશ્ચળ લક્ષ્મીનો નાશ થાય છે ચચળ અને વિનશ્વર લક્ષ્મી કદાચ પ્રાપ્ત થાય, તોપણુ તે રહેનાર નથી કાતો લક્ષ્મી ચાલતી થશે અથવા તો લોભી માણસ પોતેજ પરલોકનો માર્ગ પકડશે તેટલાજ માટે તૃષ્ણા મહાદેવીનો સગ સ્વપ્ને પણ કરવો નહિ તૃષ્ણા મહાદેવીના સગથી અનન્ત જીવો નષ્ટ–ભ્રષ્ટ થઇ દુર્દશા ભોગવી દુર્ગતિ પામ્યા છે તેમ આ લોકમા પણ મહાદુખી થયા છે દાખલા તરીકે મમ્મણ શેઠ કે

જેની પાસે અગણિત દ્રવ્ય હતુ, છતા પૂર્વભવના લોભથી તેને તેલ અને ચોળાજ ખાવા પડ્યા

" આ મમ્મણ શેઠનો જીવ, પૂર્વભવમા એક સામાન્ય વૈશ્ય હતો અને તે કુવારો હતો એક દિવસે કોઇ ધનાઢ્ય શેઠે પોતાની જ્ઞાતિની અન્દર લાડુનુ લાણુ કર્યું ત્યારે તે કુવારા વૈશ્યને એક લાડુ મળ્યો. તે લાડુ તેણે રાખી મૂક્યો, એવુ ધારીને કે આગળ ઉપર કોઇ વાર ખાવા થશે. એક દિવસે એવો જોગ બન્યો કે-પોતે નિશ્ચિત રીતે ઘરમા બેઠો હતો તેવામા પચમહાવ્રતધારી પરોપકારી, પાદચારી અને મામોપવાસી મુનિરાજ શુદ્ધ આહારની ગવેષણા કરતા પૂર્વના ભાગ્ય યોગે તેના ઘરે આવી પહોચ્યા. મુનિને જોઇ તેણે નમસ્કાર કર્યો અને વિચાર્યુ —' અહો ! હુ ધન્યભાગ્ય છુ કે, મારે ઘેર મુનિવરના પગલા થયા પરન્તુ રસોઇ તૈયાર થઇ નથી, હવે મુનિવરને શુ વોરાવવુ ? આ પ્રમાણે મનમા ક્ષણવાર આકુળ વ્યાકુળ થયા બાદ તરતજ યાદ આવ્યુ કે લાડુ પડ્યો છે, તે મુનિરાજને યોગ્ય છે આમ ધારી સાડીબાર સોનામહોરોના ખર્ચે બનેલો લાડુ મુનિરાજને વહોરાવ્યો મુનિરાજ વ્હોરીને વિદાય થયા અને તે શેઠ પણ આત્માને ભાગ્યશાળી સમજી એક સ્થાને બેઠો તેટલામા પાડોસણ તેને કહેવા લાગી કે પેલો લાડુ તમે ખાધો કે ?' તેના ઉત્તરમા જણાવ્યુ —' ના ' ત્યારે તે પાડોસણે કહ્યુ કે ' તે લાડુ કયા ગયો ? તેણે જવાબ આપ્યો કે ' એ તો મુનિવરને વહોરાવી દીધો ' પાડોસણે કહ્યુ—' અરે ભૂડા ! તે લાડુ ખાવા જેવો હતો ' આમ સાભળી પોતે લાડુવાળુ પાત્ર તપાસ્યુ તો લગારેક લાડુનો ભૂકો તેની અન્દર પડ્યો હતો તે મોઢામા નાખતા અપૂર્વ સ્વાદ આવ્યો અને તે સ્વાદ આવતાજ તેને વધારે ખાવાનો લોભ લાગ્યો. તે લોભે તેની ભાવનાને નષ્ટ કરી, અને તે

મણ શેઠના જીવને ઉન્માર્ગના રસ્તા ઉપર લઇ ગયો મુનિની
ળ તે દોડ્યો અને વનમા જતા મુનિવરને રસ્તામા રોકયા અને
વા લાગ્યો કે ' જે લાડુ આપને વહોરાવેલ છે, તે પાછો આપો '
ુએ કહ્યુ ' ભાઇ ! મુનિના પાત્રે પડેલુ અન્ન કદાપિ પાછુ આપી
ાય નહિ, ' ઇત્યાદિ પ્રકારે શાંત વચનોથી સમજાવ્યો, તથાપિ
ના લોભથી પાછો હઠયો નહિ અને મુનિરાજની સાથે ઝઘડો કરવા
યો, ત્યારે મુનિએ વિચાર્યુ કે–આ આહાર હવે મને કલ્પે નહિ,
જ આને પાછો પણ અપાય નહિ આમ સમજી તેમણે તે લાડુ
ા મમ્મણ શેઠના જીવ–વૈશ્યની સમક્ષ રાખમા ચોળી નાખ્યો.
ી તે વૈશ્ય નિરાશ થઇ પાછો વળ્યો મુનિ, વનમા જઇ મિતા–
ર કરી સ્વાધ્યાય–ધ્યાનમા લીન થયા મમ્મણ શેઠનો જીવ મુનિને
તરાય કરી, અતરાય કર્મ બાધી મરણ પામી **મમ્મણશેઠ** થયો
ા લાડુના ાનથી જો કે તેને દ્રવ્ય તો ઘણુ મળ્યુ, પરન્તુ ખા–
નો અતરાય કરવાથી પોતે તેલ ચોળા સિવાય બીજુ કાઇ
ાઇ શકતો નહિ "

આપણને પ્રત્યક્ષ અનુભવ છે કે, કેટલાક પ્રાણીઓ ઘી,
ીનો રસ, દૂધ, દહીં વિગેરે પ્રાપ્ત થયા છતા પણ તે ખાઇ શકતા
થી કારણ તે જીવોએ જરૂર તત્સબધી અતરાય કર્મ બાધેલુ
ુ જોઇએ લોભ કરનાર જીવોના બીજા પણ ઘણા દષ્ટાન્તો છે
ખલા તરીકે, ધવળશેઠ, કે જેણે પાપથી ન ડરતા **શ્રીપાલને**
ારવા માટે અનેક પ્રપચો કર્યા હતા અને ધવળનો અત થયો
તો **સીતા** મહાસતીએ સુવર્ણ મૃગના લોભથી લોભાઇ જઇ પો–
ાના સ્વામી રામચદ્રને તે હરિણ લાવવા પ્રેરણા કરી, તેથી પોતે
નમા એકલી રહી, ત્યારે તેનુ હરણ થયુ અને મહાકષ્ટપરપરા
ામી વિગેરે અનેક દષ્ટાન્તો છે, તેને અહીં નહિ રજુ કરતા પ્રત્યક્ષ

રીતેજ આ દુનિયા લોભમા ડુબેન છે, તેની રચના યથામતિ બતાવવી ઉચિત લાગે છે દાખના તરીકે, એક માણસ માલ વેચે છે અને બીજો જણ તે ખરીદે છે હવે તેની અન્દર જો કદાચ વાધો પડે, તો કેવો કનેશ થાય છે ? શેઠ અને નોકર વચ્ચે પણ પગાર સબન્વી કનેશ પેદા થાય છે અને તેના કેસ કોરટે ચડે છે વળી મત્રી અને રાજા વચ્ચે લોભના જોરથી કનેશ પેદા થવાથી મત્રીના ઘર રાજા લૂટી લેછે તે મત્રી બીજા રાજાની સાથે મળી જઇ રાજ્યની પાયમાની કરના સાથે સ્વદેશની પણ પાયમાની કરે છે અતે વિદ્રોહના દૂષણથી દુ શા ભોગવે છે આવી અનેક બાબતો લોભના કારણુનાળી જોઇએ છીએ લોભવશ પ્રાણીઓ જાતિનું અથના દેશનુ કદાપિ ભનુ કરી શકતા નથી ગુરૂ–શિષ્ય વચ્ચેનો સબન્ધ આત્મકલ્યાણુ માટે થયેલો હોય છે, તો તેમા પણ જો કદાચ લોભ મહાગ્રહ આવી પડે તો ગુરૂ પોતાની ગુરૂતા છોડી દઇ ધૂર્તતા ધારણુ કરે છે અને શિષ્ય પોતાના શિષ્યભાવને મૂકી દઇને ઠગ બને છે આ પ્રમાણે ધૂર્ત અને ઠગની જોડી બની દાવ પેચને ખેને છે આત્મકલ્યાણને છોડી દ્રવ્યકલ્યાણુ ઉપર ચિત્ત લગાવે છે અને તેથી પઠન–પાઠન ક્રિયાકાડ, ધર્મોપદેશ વિગેરે તમામ માયામિશ્રિત થઇ જવાથી દુર્ગતિના કારણુ બને છે લોક–પૂજા અને કીતિવા , લોભરૂપ ધૂમકેતુના જોરથી નષ્ટ થાય છે લોભ લાખો ગુણોનો નાશક છે લોભ આત્મધર્મનો પકકો દુશ્મન છે લોભ પાપનો પોષક છે લોભ સયમગુણનો ચોર છે લોભ અજ્ઞાનાદિ મયૂરોને આનદિત કરવામા મેઘતુલ્ય છે લોભ મિથ્યાત્વ રૂપ ઘૂવડને સહાય કરવામા અધકારતુલ્ય છે લોભ ભ ઇર્ષ્યા, રતિ, અરતિ શોક સતાપ અને અવિવેકાદિ જલજન્તુઓનુ રક્ષણુ કરવામા મહાસમુદ્રતુલ્ય છે લોભ કામ-ક્રોધાદિ ચોરોને આશ્રય આપનારો એક મહાન્ પર્વત છે દીનતારૂપ હરિણો અને

ક્રૂરતારૂપ મહાસિંહોને રહેવા માટે લોભ સંસારમાં એક અટવી સમાન છે વળી લોભ ચોરી વિગેરે દુર્ગુણોરૂપી મહાસર્પોને રહેવાનો રાફડો છે તે લોભને જીતવા માટે ભવ્ય પુરૂષોએ લોભના કટ્ટા દુશ્મન અને સદાગમના સાચા પુત્રરત્ન **સંતોષને** પાસે રાખવો જોઇએ **સંતોષની** સહાયથી લોભ પરાજય પામે છે **સંતોષ**, તેના પિતા **સદાગમ** પાસે લઇ જાય છે, ત્યાં લઇ જઇ સંસારનું સ્વરૂપ પ્રત્યક્ષ રીતે થાય, તેવો રસ્તો બતાવે છે પૂર્વોક્ત રીતે **ક્રોધ, માન, માયા** અને **લોભનો** સંબંધ, તેમ તેની નિસારતા સમજ્યા બાદ હવે, ભવ્ય જીવોને વૈરાગ્ય રસનું આસ્વાદન કરવાની અભિલાષા થશે, તે અભિલાષા, સદાગમનીર વચનોદ્વારા તૃપ્ત કરી શકાશે. માટે સદાગમના પુત્રરત્ન **સંતોષની** પ્રથમ સંગત કરવા પ્રયત્ન કરો એટલીજ અંતમાં ભલામણ કર્યા બાદ લોભાધિકારને અહીંઆંજ પૂર્ણ કરવામાં આવે છે

પ્રથમ પ્રકરણ સમાપ્ત.





# બીજું પ્રકરણ.

જગતમા જેમ ઉપદેશકોની સખ્યા થઇ શકવી મુશ્કેલ છે, તેમજ મતોની ગણતરી પણ અ'પજોથી થવી અસભવિત છે આપણે સાપ્રતકાળમા ભરતક્ષેત્રનો વિચાર કરીશુ તો જણાશે કે, પ્રાય તે સત્યોપદેશથી વચિત છે જેના મનમા જે વિચાર ઉદ્ભવે છે, તે તુરતજ જનસમાજની આગળ ઉપસ્થિત કરી દે છે, અને તે વિચાર જો દશ વીશ માણસોને અનુકૂળ થાય તો જાણવુ કે તેનો પણ એક નવો પ્રવાહ શરૂ થયો આજકાલ કેટલાક ઉપદેશકો પોતાના દેશાચારને જલાજલી આપી મોઠ પાગ્લૂન અને બૂટ આદિમા મશગૂલ બનતા જોવામા આવે છે રમણીવર્ગને સાથે લઇ, સમાજમા જઇ આપસ આપસમા ધન્યવાદ લઇ-દઇ, બે ચાર ગીતો ગાઇ થોડી સગીતકળાનો આસ્વા લઇ વિદાય થાય છે જ્યારે કેટલાકો જમાનાને અનુસાર પાચ પચાસ શબ્દો બોલી વાહવાહ કહેવરાવવામાજ કૃતાર્થતા સમજે છે કેટલાક બિચારા મોહમૂ બની પોતે ઇશ્વરનુ સ્વરૂપ નહિ સમજ્યા છતા, અન્યને ઇશ્વરનુ સ્વરૂપ સમજાવવા પ્રયત્ન કરે છે કેટલાક ઉપદેશકો ફક્ત પ્રત્યક્ષપ્રમાણનેજ પ્રમાણભૂત માની જે પ્રત્યક્ષ દેખવામા આવે તેજ પદાર્થોને સ્વીકારે છે અને બીજાઓને પણ તેવોજ ઉપદેશ આપે છે કેટલાક જડવાદીઓ પચકે

સ્કન્ધ માની, આત્માદિ વાસ્તવિક પદાર્થોનો અપનાપ કરે છે, જ્યારે કેટનાક બૃહસ્પતિના સબધીપણાનો દાવો રાખનારાઓ પોતે મદ્યપાન, માસાહાર અને સ્ત્રીસેવનાદિ જુગુપ્સનીય દુષ્કૃત્યોને ધર્મ-રૂપ માની ભૂના ભમે છે, અને અન્યને પણ ભ્રમમા નાખે છે કેટલાક જન્મેના કરનારા મનુષ્યોનેજ દેવ માને છે અને ગૃહસ્થથી પણ ઉતરતા દરજ્જાવાળાને ગુરૂ માને છે અથાત્ જેઓ અનીતિ ભરેલી રીતે સ્ત્રીઓને એવો ઉપદેશ કરતા પણ ચૂકતા નથી કે, 'આ વૃન્દાવન છે, મને મધુસૂદન માન અને તારા આત્માને રાધિકા માની નિ શક થઈને વિહાર કર' ઉપર પ્રમાણે ગણાવેલા હજારો લાખો ઉપદેશકો પોતે સસારસાગરમા ડૂબે છે, એટલુ જ નહિ પરન્તુ અન્યને પણ ડૂબાની દે છે વર્ત્તમાન સમયની અંદર મોટા શહેરોમા રવિવાર જેવા દિવસે તપાસ કરવામા આવે તો, અનેક સભાઓ થતી હશે, તેની અદર જોવા જશો, તો નવી નવી કલ્પનાઓ અને વિચારભિન્નતા સિવાય બીજુ કાઇ જણાશે નહિ તત્ત્વજ્ઞાનની તો વાતજ શાની હોય ?

પૂર્વકાળમા ત્યાગી મહાત્માઓ જે ઉપદેશ કરતા હતા, તેઓ સ્વય ધર્મકૃત્યોનો આચરણ કરી, બીજાઓની પાસે તેનો પ્રચાર કરતા હતા, પરતુ આજકાલની માફક નહિ. આજકાલ તો –

> पण्डित भये मशालची, बातां करे बनाइ ।
> औरनको उजाला करे, आप अन्धारे जाइ ॥ १ ॥

શ્રીમાન્ મહાવીરદેવ આજથી ૨૪૪૩ વર્ષ પહેના જ્યારે આ ભરતક્ષેત્રમા વિદ્યમાન હતા, તે સમયે બુદ્ધ, પુરાણકાશ્યપ, મખલી ગોશાલ, કકુદકાત્યાયન, અજિતકેશકબલ અને સજયબેલાટ્ટપુત્ર વિગેરે ઉપદેશકો હતા, પરતુ તેઓને આપસમાં વૈરવિરોધ ઘણુજ એ કો હતો શ્રીમાન્ મહાવીરદેવ પોતે રાગ-દ્વેષ

રહિત અને સર્વજ્ઞ હોવાથી તેમણે ભવ્યજીવોને કેવળ આત્મશ્રેયને માટે ઉપદેશ કરેલો છે તેમા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપાદિની પુષ્ટિ શાંતિપૂર્વક કરવામા આવેલી છે કોઇ કોઇ વાર બુદ્ધાદિએ શ્રીમાન્ મહાવીરસ્વામીના વિષયમા રાગ-દ્વેષ પ્રકટ કરેલ છે, જે વાત બૌદ્ધના પિટકાદિ ગ્રંથોથી માલૂમ પડે છે પરન્તુ **શ્રીવીર**પ્રભુએ તો કોઇપણ રીતે રાગદ્વેષની પરિણતિ બતાવેલી નથી તેજ મહાવીર પ્રભુના ઉપદેશની વાનગી આજ સુજ્ઞ વાચક જનો સમક્ષ રજુ કરવામા આવે છે આ ઉપદેશ, સાધુઓને અનુકૂળ અથવા પ્રતિકૂળ ઉપસર્ગ પરીષહો સમભાવ પૂર્વક સહન કરવા બાબતનો છે, અને કેવળ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયીની નિર્મળતા કરવા પરત્વે છે આને માટે જે પિસ્તાલીસ આગમો ચાલુ સમયમા વિદ્યમાન છે, તે માહેના **સૂયગડાંગ** સૂત્રના બીજા અધ્યયનનો પ્રથમ ઉદ્દેશો માત્ર અહિંઆ વિવેચન સહિત બતાવવામા આવશે. તેવીજ રીતે પ્રસંગોપાત્ત સૂત્રોનો આસ્વાદ ભવ્ય પ્રાણીઓ લઇ શકે, એવી ભાવનાને મનોમન્દિરમા સ્થાન આપવા પૂર્વક બીજુ પ્રકરણ શરૂ થશે **પ્રથમ પ્રકરણની** અન્દર ક્રોધ, માન માયા અને લોભથી થતા દુર્ગુણો અને તેના પરિહારથી થતા ગુણો બતાવવામા આવ્યા છે હવે **બીજા પ્રકરણમા** વૈરાગ્યજનક ઉપદેશ, કે જે સયમ, અને કર્મક્ષયનુ કારણ છે તે અને તેમા થતા અનુકૂળ અને પ્રતિકૂળ ઉપસર્ગોનુ પ્રતિપાદન કરનાર **વૈતાલિક** અધ્યયનનો સારાશ વિગેરે કેટલીક બાબતો શ્રોતૃજન આગળ મૂળ ગાથાઓની સાથે રજુ કરવામા આવે છે

## વિવિધ બોધ

**વૈરાગ્ય.**

> सयुज्झह किं न बुज्झह, सबोही खलु पेच दुलहा ।
> णो हूवणमंति राईओ, नो सुलभ पुणरवि जीवियं ॥१॥

डहरा वुड्ढाय पासह, गब्भत्था वि चियंति माणवा।
सेणे जह वट्टय हरे, एवमाउक्खयम्मि तुट्टई ॥ २ ॥

અર્થાત્—હે ભવ્યો! સમજો સમજતા કેમ નથી? પરલોકમા ધર્મની પ્રાપ્તિ દુર્લભ થશે ગયો કાળ પાછો મળનાર નથી મનુષ્ય જીવન ફરી ફરી મળવુ મુશ્કેલ છે કોઇક બાલ્યાવસ્થામા તો કોઇએક વૃદ્ધાવસ્થામા, અને કેટલાએક તો ગર્ભમાજ મરણને શરણ થાય છે આયુષ્યની સમાપ્તિ થતા જીવન કોઇ રીતે ટકી શકતુ નથી શ્યેન પક્ષી જેમ ચકલા પ્રમુખ ક્ષુદ્ર જીવોનો નાશ કરે છે, તેમ કાળ જીવોનો સહાર કરે છે

દુષ્ટ કાળ કરાળ પિશાચની દૃષ્ટિ જ્યા જરા વાકી થઇ, કે ત્યા ધન્વતરી વૈદ્યો કે ગમે તેવા મત્રતત્રવાદીઓ હોય, તોપણ તેઓનુ કાઇ તેની આગળ ચાલતુ નથી આ વાત સૌ કોઇના અનુભવની છે કે, જ્યારે ઇષ્ટ વસ્તુનો વિયોગ અથવા વલ્લભ પ્રાણીનુ મરણ થાય છે, ત્યારે જીવ આકુળ વ્યાકુળ બની જાય છે પરતુ જ્યા બે ચાર કલાક કે પાચ પચીસ દહાડા વીત્યા કે ભાઇ હતા તેવા ને તેવા એ લોઢુ અને એજ લુહાર ત્યારબાદ પૂર્વનો જરા પણ ખ્યાલ રહેતો નથી શાસ્ત્રકારો તો મુક્તકઠથી પોકાર કરીને કહી રહ્યા છે કે, જે જે ભાવ વડે તમારી ભાવના દૃઢતાને પામતી હોય, તે ભાવને કદાપિ છોડો નહિ પરતુ આ બહુલ સસારી જીવો, ઉલટા વિચારવમળમા પડે છે, અને વિચારે છે કે, ' સાધુજનની પાસે જવુ સારૂ નહિ. કારણ કે તેઓનો ધન્વો તો સસારને અસાર બતાવવાનો રહ્યો, ન માલૂમ કોઇ વખત કેવોએ સમય હોય અને કદાપિ વૈરાગ્યરગ લાગી જાય, તો તે ઠીક નહિ. માટે સાધુઓની પાસે જવુ નહિ વળી કોઇ

અન્ય માણસ જતો હોય, તો તેને પણ વારવો અને કહેવું કે, શું ભાઈ! સંસારમાં ધર્મારાધન થતું નથી?"

ઇત્યાદિ વિચાર કરનાર માણસ જન્માન્તરમાં સમ્યક્ત્વની પ્રાપ્તિ કરી શકતો નથી તો પછી જ્ઞાન અને ચારિત્ર તો મળેજ ક્યાંથી? તેટલાજ માટે માતા પિતાદિકના સ્નેહમાં પડવાનો નિષેધ કરતા ભગવાન્ કહે છે કે —

मायाहिं पियाहिं लुप्पइ नो सुलहा सुगई य पेच्चओ।
भयाइं भयाइं पेहिया आरंभा विरमेज्ज सुव्वए ॥ ३ ॥
जमिणं जगती पुढोजगा कम्मेहिं लुप्पंति पाणिणो।
सयमेव कडेहिं गाहइ णो तस्स मुच्चेज्ज पुट्ठय ॥ ४ ॥

અર્થાત્—માતા પિતાના મોહ વડે મોહિત થએલ જીવ પરલોકમાં સુગતિનો ભાજન થતો નથી પ્રત્યુત દુર્ગતિને પ્રાપ્ત કરે છે દુર્ગતિના છેદન ભેદન, તાડન, તર્જનાદિ દુઃખોને જોઈ આરંભાદિ ક્રિયાથી નિર્મલ જીવ સુવ્રતી ગણાય છે જેઓ આરંભથી નિવૃત્ત થતા નથી, તેવા પ્રાણીઓ આ અનિત્ય અને અશરણ જગતમાં સ્વકર્મ વડે એકલા લોપાય છે અર્થાત્ નાશ પામે છે, કારણ કે કરેલું કર્મ, ફળ આપ્યા વિના છોડતું નથી

અન્ય લોહમય સાંકળો શારીરિક બળથી તોડી શકાય પરંતુ માતા, પિતા પુત્ર, સ્ત્રી, ધન અને બન્ધુ રૂપ અલોહમય શંખલાઓ બળથી તૂટી શકતી નથી તેને તોડનારમાં પરમ વૈરાગ્ય રૂપ તીક્ષ્ણ કુઠારની અપેક્ષા છે મોહમાં મસ્ત બનેલો મનુષ્ય પરલોકમાં દુર્ગતિ પામે છે એટલુંજ નહીં, પરંતુ આ ભવમાં પણ તે સુખે આહાર અને નિદ્રા પણ કરી શકતો નથી પ્રતિસમય હાય-

વોયમાજ વખત નિર્ગમન કરે છે પ્રથમ જે કાર્ય, સો રૂપિયાની આશાએ શરૂ કરે છે, તે કાર્ય પૂરૂ થતા ભાગ્યયોગે ઓની પ્રાપ્તિ થઇ જાય તો હજાર મેળવવા માટે ચિત્ત ચચળ કરે છે હજાર પણ મળ્યા તો લાખે લક્ષ્યબિન્દુ બધાય છે, તે પણ ભાગ્યોદયથી પ્રાપ્ત થાય તો કોટીશ થવા ક્રોડો ઉપાય કરે છે, કોટીશ થવા છતા પણ સન્તોષ સરદારની કૃપા તેના પર થતી નથી, ત્યારે કોટીશનુ મન રાજ-ઋદ્ધિ પર લલચાય છે, તે મનોરથ પણ સિદ્ધ થયો, તો મન ચક્રવર્ત્તીની સાહિબી ચાહે છે તે પૂર્ણ ભાગ્યોદયથી સાપડે તો વિચારે છે કે મનુષ્યના ભોગો તો દેવભોગો આગળ તુચ્છ છે, માટે હુ દેવ થાઉ તો ઠીક કદાચ દેવ પણ શુભ-કર્મ યોગે થયો, તો ચચળચિત્ત સુરપતિ થવાની ચાહના કરે છે. અતરમા ઇચ્છા આકાશની ઉપમાવાળી હોવાથી તેનો અત આવી શકતો નથી મનોરથભટની ખાડી કદાપિ પુરાતી નથી માટેજ વારવાર કહેવામા આવે છે કે-**સતોષ નરાધિપની** રાજધાનીમા વાસ કરો જ્યા આગળ **ઐાચિત્ય રૂપ નગર છે, ઉપશમ રૂપ** સુદર મદિરો શોભી રહ્યા છે, **સદ્ભાવના રૂપ સાવર્ગ** જ્યા રમણ કરે છે, જ્યા **તપ રૂપ રાજકુમારો** ક્રીડા કરે છે, જ્યા **સત્ય નામનો મત્રી** સર્વ પ્રજા વર્ગને આનદ ઉત્પન્ન કરી રહ્યો છે, અને જેમા **સયમ** રૂપિણી **મેના** નિવાસ કરે છે, તેવી **નીતિ અતિ રાજધાનીમા** રહેનારને દેવ, દાનવ, નરાધિપ અને દેવેન્દ્રાદિ તમામના સુખ કરતા અનત ગણુ સુખ **સતોષ નરેશના** નિષ્કટક રાજ્યમા પ્રાપ્ત થાય છે લૌકિક કહેણી પણ છે કે, અસત્ય જેવુ કોઇ પાપ નથી. શાતિ જેવો કોઇ તપ નથી પરોપકાર જેવુ કોઇ પુણ્ય નથી. અને સતોષ જેવુ કોઇ સુખ નથી

માટે હે ભવ્યો ! સતોષ સરદારની સગત કરો અને લોભ-

મમત્વને ઠોડો અલ્પકાળના સુખાભાસ માટે સાગરોપમ જેટના દુખ શા માટે વેરો છો ? તમે જે કુટુબ માટે પ્રયત્ન કરો છો, તે કુટુબ તમારી સાથ ચાનનાર નથી જે કુટુબીઓ તમારી સાથે ચાનનાર છે, તેને માટે જો થોડો પણ પ્રયત્ન કરશો તો વાસ્તવિક સુખી થશો સ્વકૃત કર્મ તમામ જીવો ભોગવે છે અન્ય કોઇ ભાગ વવા આવતો નથી અર્થાત્ દુખ સમયે કોઇ ભાગ લેવા આવનાર નથી કર્મની સત્તા સર્વ જીવો પર પ્રવર્તે છે કર્મ સ્વસત્તાનો ઉપયોગ કર્યા સિવાય છૂટતા નથી કમના પ્રાધાન્ય માટે જૂઓ નીચે લખેલ ગાથાઓ શુ કહે છે ?

કર્મનુ પ્રાધાન્ય.

देवा गधव्वरक्खसा, असुरा भूमिचरा सिरिसिवा ।
राया नरसेट्ठिमाहणा, ठाणा तेवि चयति दुक्खिया ॥५॥
कामेहिं य सथवेहिं य गिद्धा कम्मसहा कालेण जतवो ।
ताले जह बधणच्चुए एव आउक्खयम्मि तुट्टति ॥६॥

અર્થાત્—પોતાના કરેલ કમની સત્તા વડે દુખિત થએલા જ્યોતિષ્ક, વૈમાનિક ગંધર્વ, રાક્ષસ, વ્યતરાદિક અને અસુર કુમારાદિ દશ પ્રકારના દેવો, ભૂચર સર્પાદિ તિર્યંચો, અને રાજા ચક્રવર્તી શ્રેષ્ઠિઓ તેમ બ્રાહ્મણો વિગેરે તમામ સામાન્ય પ્રકૃતિવાળા મનુષ્યો સ્વસ્થાન છોડી જાય છે (૫) વિષયવાંઠા વડે માત પિતાના સ્નેહ વડે અને સાસુ સસરાદિના સ્નેહ વડે લુબ્ધ થએલા જીવોને કરેલ કર્મ જ્યારે ભોગવવુ પડે છે, ત્યારે આકુલ વ્યાકુલ થઇ, હા માત ! ઇત્યાદિ શબ્દો બોલતા પરલોકનો માર્ગ પકડે છે જેમ તાલવૃક્ષ ઉપરથી ટૂટેલા ફળ ભૂમિ ઉપર પડે છે, તેમજ આયુષ્યના અભાવમા પ્રાણરહિત થઇ જાય છે એટલે મૃત્યુને પામે છે (૬)

પ્રાણીઓને પ્રાણ છોડતી વખતે ઘણુજ દુ ખ થાય છે કારણ કે, તે સમયે અસહ્ય વેદના અનુભવવી પડે છે શાસ્ત્રકારોએ મરણ વેદનાને, જન્મની વેદના કરતા અધિક બતાવેલ છે જન્મ સમયે જીવ મહાન્ કષ્ટો સહન કરે છે જેમ કારીગર રૂપાના વાળાને યત્રમાથી ખેચી કાઢી લાબો કરે છે, તેમ યોનિદ્વારા જીવને બહાર આવવુ પડે છે કેટલાક જીવો તેજ સમયે પ્રાણનો ત્યાગ કરી દે છે જન્મ સમયે વેદના કેવી થાય છે, તેને માટે એક દૃષ્ટાંત આપેલું છે કે-એક તરૂણ માણસ, કે જેની ૧૬ વર્ષની ઉમર હોય, કેળના ગર્ભ જેવું સુકુમાર શરીર હોય અને હમેશા સુખમા ઉછરેલો હોય, તેના રોમ રોમની અંદર તપાવેલી સોયો ઘોચવાથી જે વેદના તેને થાય, તેના કરતા આઠગુણી વેદના જન્મ સમયે જીવ ભોગવે છે તેટલાજ માટે શાસ્ત્રકારો જન્મ દુ ખ, જરા દુ ખ અને મરણ દુ ખનુ વારવાર ઉચ્ચારણ કરે છે, તેની અંદર પણ મરણનું દુ ખ અધિક છે એક રોગી, કે જે અશક્ત ઘણોજ હોય અને જેના હાથ પગ સ્વય ચાલી શકતા ન હોનાથી અન્ય માણસ તેને જ્યા ઉપાડીને મૂકે ત્યા પડયો રહેતો હોય, એવા જીવને પણ પ્રાણ ત્યાગ કરતી વખતે બારીક દૃષ્ટિથી તપાસવામા આવે તો તેના અંગો એવા તો ફરકતા માલૂમ પડશે, કે જે જોઇને જોનારને ક્ષણવાર જરૂર વૈરાગ્ય પેદા થયા સિવાય રહેશે નહિ તેના અનેક કષ્ટો ગાથામા ગણાવેલા દેવ-દાનવાદિક સમર્થ જીવોએ પણ સહ્યા, તો પછી આપણા જેવા પામરોની તો શી ગતિ છે? આ બધી કોની લીલા છે? કેવળ કર્મનીજ! આશ્ચર્યની વાત છે કે, આ પ્રમાણે સમજતા છતા પણ જીવો મોહરૂપ મદિરાના પાનથી ઉલટી પ્રવૃત્તિ કરી રહ્યા છે, પૂર્વસંસ્તવ જે માતા પિતાદિ અને પશ્ચાત્ સંસ્તવ જે સાસુ સસરાદિ, તેઓના અવાસ્તવિક સબધને વાસ્તવિક માની લઇ એવી વિષયવાટામા દોરાઈ જાય છે, કે જે વિષયનાટ અનાદિ કાળ

થયા દુઃખ દેતી આવે છે અને ભવિષ્ય કાળમા નરકાદિ દુર્ગતિ આપશે એ ચોક્કસ છે, છતા તેને સ્વકર્તવ્ય રૂપ સમજી લઇ, જીવ ભ્રાંતિમા પડે છે કેટલાક જીવોનો એવો અભિપ્રાય હોય છે કે, માત-પિતાદિ કુટુબને દશ પાચ વર્ષ પાળ્યા પછી અને વિષય તૃષ્ણાને ઉપભોગથી શાત કર્યા બાદ આત્મશ્રેય કરીશુ, પરતુ જો ત્રુતુ જોઇએ કે વિષય-તૃષ્ણા મધ્યાહ્નોત્તર કાળની છાયા જેવી છે અર્થાત્ જેમ બપોર પછીની શરીરની છાયા, તેની પછવાડે ગમે તેટલા દોડો તોપણ આગળને આગળ વધતી જાય છે તેજ પ્રમાણે મોહજન્ય સબધ અને વિષયતૃષ્ણા દિન પ્રતિદિન વધ્યાજ જાય છે અને તેને પરિણામે ઉત્પન્ન થતા કર્મો અવશ્ય ભોગવવા પડે છે કર્મને કોઇની શરમ આવે તેમ નથી, જૂઓ આ વાતને દૃઢ કરનાર નીચેની ગાથા —

जे यावि बहुस्सुए सिया धम्मिय माहण भिक्खुए सिया।
अभिणूगकडेहि मुच्छिए तिव्व से कम्मेहि किच्चति॥७॥

અર્થાત્ —જે કોઇ બહુશ્રુત એટલે કે શાસ્ત્રના પારગામી હોય અથવા ધાર્મિક-હમેશા નિત્ય નિયમ કરનાર હોય પછી તે બ્રાહ્મણ હોય કે સાધુ તોપણ મૂર્છાવડે કરેલ કર્મથી તેઓ છૂટી શકતા નથી, અર્થાત્ કરેલા કર્મો તેઓને પણ જરૂર ભોગવવા પડે છે

શાસ્ત્રકારો પ્રરૂપે છે કે, કર્મની સત્તા તેજ સસારની સત્તા છે અને કર્મનો અભાવ તેજ સસારનો અભાવ છે કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પણ શ્રીમાન્ કુમારપાળ ભૂપાળને ઉપદેશ આપતા કહે છે —

धर्म कर्त च भोक्तृ च श्रद्धा ! जैनेन्द्रशासने।

આ વાક્યને જો કે જૈનો મુખ્યત્વે કરીને સ્વીકારે છે તેની સાથે બીજાઓ પણ તેજ ન્યાયની સીધી સડક પર આવે છે જૂઓ, જે રામચંદ્રજીને કેટલાક લોકો ઈશ્વર તરીકે સ્વીકારે છે, તેમને પણ કર્માનુસાર ગાદીએ બેસવાના મુહૂર્તમાજ વનમા જવુ પડ્યુ હતુ, આ વાતનો ઉલ્લેખ ઘણો સ્પષ્ટ કરવામા આવ્યો છે,

વળી કર્મે હરિશ્ચંદ્ર રાજાની પણ કેવી વિડંબના કરી ?

सुतारा विक्रीता स्वजनविरह पुत्रमरण
विनीतायास्त्यागो रिपुवहुलदेशे च गमनम्
हरिश्चन्द्रो राजा वहति सलिलं प्रेतसदने
अवस्थाप्येकाहोऽप्यहह ! विषमा कर्मगतय ॥१॥

સુતારાદેવીને વેચવી, કુટુબનો વિરહ થવો, પુત્રનુ મરણ થવુ, અયોધ્યા નગરીનો ત્યાગ કરવો, ઘણા દુશ્મનોવાળા દેશની અંદર ગુપ્ત રીતે વિચરવુ, અને કેવળ પેટને માટે નીચને ઘરે પાણી ભરવુ, આ બધુ શુ ? કર્મની વિચિત્રતા કે બીજુ કઇ ? અહા ! એકજ ભવમા એકજ વ્યક્તિની આવી અનેક અવસ્થાઓ ! અહો ! કર્મની ગતિ વિષમ છે જેના ઘરમા સ્વભાવે છત્રીશ રાગરાગણીવાળા નૃત્યો થતા હતા અને જેના ઘરની આગળ હાથીઓના મદના ઝરવાથી કિચ્ચડ થતો હતો, તેના ઘરની પણ શૂન્ય સ્થિતિ કોને કટાક્ષ ન આપે ? કોને વૈરાગ્ય ઉત્પન્ન ન કરાવે ? આવી કર્મકૃત વિચિત્રતાઓ આપણે હજારો સ્થાનોમા અનુભવીએ છીએ, તથાપિ 'ઈશ્વરની મરજી' એમ કહી મૂગી વાતથી બિનકુલ વંચિત રહીએ છીએ-કર્મ જે કરે છે, તે કોઇનાથી થઇ શકતુ નથી કર્મરાજા જીવોને ભૂમડળમા નવા નવા વેષોને ધારણ કરાવી જેમ ધારે છે, તેમ નાચ નચાવે છે કર્મ એક પ્રકારના

નાગકનો સૂત્રધાર છે આ દુનિયારૂપી રંગમંડપમાં તમામ જીવો પાત્રરૂપે વેષ ભજવે છે તેઓની પાસે ચોરાશી લાખ ભિન્ન ભિન્ન નાટકો તે કરાવે છે આ સૂત્રધારને તમામ લોકોએ માને છે જૈનો કર્મ કહે છે, જ્યારે બીજાઓ માયા પ્રપંચ, પ્રારબ્ધ, સંચિત, અદૃશ્ય વિગેરે નામોથી પોકારે છે કર્મ રામચંદ્રજી જેવા મહાપુરુષોને અને મહાવીરદેવ વિગેરે તીર્થંકરોને પણ ભોગ વવા પડ્યા, તો ઇતર જીવોને માટે તો કહેવુંજ શું ? કર્મ ધર્મને અધર્મ અને અધર્મને ધર્મરૂપે સમજાવે છે એટલે કે વાસ્તવિક વસ્તુને પણ ભૂલાવી નાખે છે

## સમ્યક્જ્ઞાનની જરૂર

ભગવાન્ કથે છે કે —

> अह पास विवेगमुट्ठिए अ वितिन्ने इह भासई धुवं ।
> णाहिसि आरं कओ परं वेहासे कम्मेहिं किच्चति ॥ ८ ॥

અર્થાત્–પરિગ્રહના ત્યાગ પૂર્વક કેટલાક સંસાર છોડીને ઉભા થએલ હોય છે, પરંતુ વાસ્તવિક મુક્તિનું કારણ જે જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે તેને નહિ જાણતા હોવાથી, કલ્પિત યોગમાર્ગને મુક્તિનું કારણ બતાવે છે મનમાં સમજે છે કે અમે કરીએ છીએ તેજ મોક્ષમાર્ગ છે તેમ હે શિષ્ય ! તું પણ તેઓના પ્રત્યે ચડીશ, તો સંસાર અને મોક્ષ, આ ભવ અને પરલોક તેમ ગૃહસ્થભાવ અને સાધુભાવના જ્ઞાનથી વંચિત રહીશ, એટલે કે અધવચ રહીને કર્મ વડે પીડિત થઇશ એ ખરી વાત છે કે–જ્યાં સુધી સમ્યક્જ્ઞાન હોતું નથી ત્યાં સુધી તમામ કષ્ટાનુષ્ઠાન ભવભ્રમણનું કારણ છે સમ્યક્જ્ઞાન વિનાનો સાધુ, ફોગટ સાધુપણાનો ગર્વ વહન કરી, પૂજા–સ્તુતિનો અભિલાષી બની, અનેક પ્રકારના ફૂડ

કપટ કરી આજીવિકા ચલાવે છે મુક્તિમાર્ગનું જ્ઞાન કદાચ ઘુણાક્ષર ન્યાયે થઇ જાય, અને કોઇ વાર તેને સત્ય માને પણ ખરા, પરંતુ મિથ્યાત્વવાસના અંતઃકરણરૂપ મંદિરમાં પ્રવિષ્ટ થયેલી હોવાથી નિરવદ્ય અનુષ્ઠાન કરી શકે નહી સાવદ્યક્રિયા-સ્નાનાદિ, સુખના સાધનભૂત માનીને તે કરે, તેમ કોઇક રાજ્ય-સ્વર્ગાદિની અભિલાષાથી કષ્ટ ક્રિયા પણ કરે, પરંતુ તે મુક્તિને આપવાવાળી નથી કેવલ સંસારવૃદ્ધિનું કારણ છે અહીં કોઇ એમ શંકા કરે કે, 'કોઇ એક જૈનેતર, ત્યાગી, વૈરાગી, નિષ્પરિગ્રહી અને ઉગ્ર તપ કરનાર હોય તો તેને મુક્તિ થાય કે નહિ?' તેના ઉત્તરમાં સમજવું કે-જો તે નિમાયી હોય તો **વલ્કલઋષિની** માફક સમ્યગ્જ્ઞાનદ્વારા મુક્તિને પામી શકે પરંતુ જો કષાય કરનાર હોય, તો **અગ્નિશર્માની** માફક ઘણા ભવો સુધી ભ્રમણ કરે કહ્યું છે કે—

**जइवि य णिगणे किसे चरे जइ वि य भुंजिय मासमंतसो।**
**जे इह मायाति मिज्जइ आगंता गब्भाय णंतसो ॥ ९ ॥**

અર્થાત્—જો કે નગ્ન અને કૃશ શરીરવાળા થઇને વિચરે અને મહીના મહીનાને આંતરે આહાર કરે તથાપિ જો માયાથી અલગ ન થાય, તો તે અનંતવાર ગર્ભાવાસ કરે

કેટલાએક તાપસાદિ, ધન-ધાન્યાદિ બાહ્ય પરિગ્રહનો ત્યાગ કરી નગ્ન થઇ ભૂમંડળમાં ફરે છે તપશ્ચર્યાઓ કરી કરીને શરીરને કૃશ પણ કરે છે, પરંતુ માયા-કષાયાદિ આભ્યંતર પરિગ્રહ વિદ્યમાન હોવાથી તમામ કષ્ટાનુષ્ઠાન ભવજંજાળને વધારનાર થાય છે ભલે, મહીના મહીનાને આંતરે તુચ્છ અને નીરસ આહાર લે, ભલે ઉભા ઉભા જન્મ વીતાવે, ભલે ગંગા નદીની સેવાલથી પેટ ભરે, અથવા નર્મદા નદીની માટીથી નિર્વાહ કરે, તેમ એક પગે

ઉભા રહી, હાથ ઉચો રાખી કટ કરે, પરતુ જ્યા સુધી માયા ( કપટ ) છૂટતી નથી, ત્યા સુધી અનત જન્મ મરણ કરવા પડે છે ગમે તો વૈષ્ણવ હો, ચાહે બૌદ્ધ હો, અને ચાહે જૈન હો, પરતુ સરલ પ્રકૃતિ અને સમ્યક્જ્ઞાન વિના કદાપિ કલ્યાણ થતુ નથી તેમ કરેલ ક્રિયાઓનુ ફલ પણ યથાર્થ મળતુ નથી

જ્યા દભક્રિયા રહેલી છે, ત્યા ક્રોધાદિ કષાયો પણ સ્વય આવીને ઉભા રહે છે કે, જે કષાયો કરેલ ધર્મને નષ્ટ ભ્રષ્ટ કરી નાખી વેષધારી પુરૂષોને દુર્ગતિ આપે છે જ્યારે ઇતર પુરૂષોની તો વાતજ શી કહેવી ? આજ કારણથી પ્રભુ ઉપદેશે છે કે —

पुरिसो रम पावकम्मुणा पलियन्त मणुयाण जीविय।
सन्ना इह काममुच्छिया मोह जति असवुडा नरा ॥१०॥

અર્થાત્-હે ભવ્યો ! તમે પાપ કર્મથી નિવૃત્ત થાઓ કારણ કે મનુષ્યોનુ ઘણામા ઘણુ આયુષ્ય ત્રણ પલ્યોપમનુ છે તેમા વળી સયમના અધિકારી તો પૂર્વ કોટી વર્ષમા ન્યૂન આયુષ્યવાળા છે તો થોડા કાલમા વિષયમગ્ન થઇ અવ્રતી પુરૂષો મોહ પામે છે વિવેકી અને વિરાગી જનો તો ધર્માનુરાગ વડે થોડુ પણ જીવન સફળજ કરે છે

વિચારવુ જોઇએ કે-મનુષ્યનું ઉત્કૃષ્ટ આયુષ્ય કાળની અપેક્ષાએ ભરતક્ષેત્રમા પૂર્વ કોટી વર્ષનુ હતુ પરતુ પચમ કાળમા તો ૧૦૦ વર્ષનુ આયુષ્ય વ્યવહારથી ગણાય છે તે પણ, જે કોઇ ભાગ્યશાળી નિશ્ચિત અને રોગ-શોક રહિત હોય તેનેજ હોય છે અન્યથા વર્તમાન સમયમા તો ૫૦ કે ૬૦ વર્ષની ઉમ્મરમા જો કોઇ મરે છે, તો તેને પણ લોકો ભાગ્યશાળી માને છે વળી કેટલાક જીવો તો બાલ્યાવસ્થામાજ

મરણાધીન થાય છે કેટનાક તરૂણાવસ્થામા તરૂણીને વશવર્તી બની પોતાને હાથે આયુષ્યચંદનને વિષયાગ્નિથી ભસ્મસાત્ કરે છે માટે ખરી રીતે આયુષ્યરૂપ અમૂલ્ય ચંદનનો પરિભોગ ધર્મધ્યાનમા વ્યતીત કરવો એજ વાજબી છે સાસારિક તુચ્છ સુખોની આશાને લઇને જે કષ્ટો સહન કરવામા આવે છે, તેને ધ્યાનમા લઇ જો જ્ઞાન દર્શન અને ચારિત્રની વૃદ્ધિ માટે ઉપસર્ગ–પરિષહો સહન કરાય, તો કેટનો બધો લાભ થઇ શકે ? ભગવાન્ કહે છે કે —

**णवि ता अहमेव लुप्पए लुप्पंति लोअंमि पाणिणो।**
**एव सहिर्पाहि पासए अणिहेसे पुट्ठे अहियासए ॥११॥**

અર્થાત્–' પરિષહ અને ઉપસર્ગ વડે હુજ દુખી નથી, પરતુ આ અસાર સસારચક્રમા અનેક જીવો પરવશતાને ભોગવતા દુખો સહન કરે છે ' એમ સમ્યક્ પ્રકારના વિચારપૂર્વક, મનુષ્યે પરિષહ, ઉપસર્ગોને સમભાવપૂર્વક સહન કરવા જોઇએ પરતુ ક્લેશભાવ તો નજ કરવો

કર્માધીન જીવોને પ્રતિસમય દુખ રહ્યા કરે છે, પરતુ કેટલાક દુખો સહ્ય થઇ ગયેલા હોવાથી જીવોને દુખરૂપ લાગતા નથી મનુષ્ય, દેવ, તિર્યચ અને નરક ગતિના જીવો અનેક કષ્ટ પરપરા સહે છે પરતુ જે કષ્ટ સહન થાય છે, તે અજ્ઞાનતા પૂર્વક અથવા પરવશતાપૂર્વક થતા હોવાથી લાભ થવાને બદલે ઉલટુ નુકસાન થાય છે તેજ કષ્ટો જો સમતાસહિત, જ્ઞાનપૂર્વક, વૈરાગ્યદશાથી સહન થાય તો, ઘણો લાભ થઇ શકે કેટલાક ધનાશાવાળા અને અશક્ત પુરૂષો દુર્જનોના વચનો બાહ્ય દૃષ્ટિથી સહન કરે છે કેટલાક લોકો વિદેશગમન અથવા રોગાદિને કારણે ઘરનુ સુખ તજી દે છે, પરતુ સતોષપૂર્વક તજી શકતા નથી. આવીજ રીતે આશાનુબદ્ધ કેટનાએક જીવો નહિ સહન કરી

શકાય તેના તાપ, ટાઢ, ઝેરી પવન વિગેરે કનેશો સહે છે, સમુદ્રયાત્રાદિ સમયે દુખ સહે છે તેમજ દ્રવ્યના લોભી જનો રાત દિવસ ચચન દ્રવ્યની ચિંતા એકાગ્ર ચિત્તે કરતા દિનભર ભૂખ્યા રહે છે, પરતુ તેજ પ્રમાણે જો પૂર્વોકત કષ્ટો ધર્મનિમિત્તે સહન કરવામા આવે, તો કાઇ બાકી રહે ખરૂ કે ? ગુરુના શિક્ષારૂપ હિતવચનો સહન કરવાપૂર્વક રૂપ, રસ ગંધ, સ્પર્શ અને શબ્દાદિ વિષયોનો સંતોષપૂર્વક ત્યાગ કરવાથી અને અન્ય પુરૂષોના કનેશો દષ્ટિમા રાખી મુનિધર્મ પાળવાથીજ તે મહાપુરૂષો જ્ઞાન, દર્શન અને ચારિત્ર ધર્મની ઉજ્જ્વલતા સાથ ઉપસર્ગ પરિષહ સહન કરી શકે છે અને તેમ કરવાથીજ લૌકિક અને લોકોત્તર બને પ્રકારની શોભા વધારી શકાય છે યાદ રાખવુ જોઇએ કે, પાત્રમા આવેના અવગુણો પણ ગુણરૂપ થાય છે જેમ કે, ભિક્ષા માગવી લોકોમા હલકી ગણાય છે, પરતુ સાધુઓને તે શોભાભૂત છે ભૂમિશયન જો કે દરિદ્રતાનું સૂચક છે, તોપણ સાધુઓને તે ભૂષણરૂપ છે તેવીજ રીતે અનેક વસ્તુઓ જે ગૃહસ્થાવાસમા દૂષણરૂપ છે તે સાધુભાવમા ભૂષણભૂત છે અને તે અતમા સુખરૂપ પણ થાય છે તેવો માર્ગ થોડાજ પુરૂષોને રૂચે છે જ્યારે અહીં દુખ તેમજ પરલોકમા પણ દુખ, એમ ઉભય લોક જ્યા દુખમય છે, તે વાતને દીઠ માનનાર ઘણા જીવો છે વસ્તુત જે સુખને પર્યન્તે દુખ રહેલુ છે તે સુખ નથી કિંતુ દુખજ છે જ્યારે જે દુખને પર્યન્તે સુખ રહેલુ છે તે દુખ નથી પણ સુખ છે દષ્ટાન્ત તરીકે, જૂઓ -મુનિધર્મ દ્રવ્યથી દુખમય દેખાય છે, પણ ભાવથી સુખમય છે જેમ —

नो दुष्कमप्रयासो न कुयुवतिसुतस्वामिदुर्वाक्यदुःख
राजादौ न प्रणामोऽशनवसनधनस्थानचिन्ता न चैव ।

ज्ञानाप्तिर्लोकपूजा प्रशमसुखमयं प्रेत्य नाकाद्यवाप्तिः
श्रामण्येऽमी गुणाः स्युस्तदिह सुमतयस्तत्र यत्नं कुरुध्वम्॥१॥

સાધુ દશામાં દુષ્ટ કર્મનો પ્રયાસ નથી, કુટિલ સ્ત્રી અવિનયી પુત્ર અને સ્વામીના કટુ વચનોનો ભય નથી, રાજાદિ વર્ગને પ્રણામ કરવાનો સમય નથી, અશન (ભાત પાણી) વિગેરેની ચિંતા નથી, અભિનવ જ્ઞાનની પ્રાપ્તિ છે, લોકો પૂજે છે, પરલોકમાં સ્વર્ગાદિ શુભ ગતિ મળે છે અને પ્રશમ-સુખ કે જે નરેશ, દેવેશને પણ મળતું નથી, તે સાધુને મળે છે તે સાધુતામાં હે સુબુદ્ધિ જીવો ! તમે યત્ન કરો એક કવિ પણ કહે છે —

સાધુ રહેજો સુખિયા, દુખિયા નહિ લવલેશ,
અષ્ટ કર્મને જીતવા, પહેર્યો સાધુનો વેષ

તપોવિધાન

આવા સાધુઓએ ખાસ કરીને તપનો મુખ્ય ગુણ રાખવોજ જોઇએ કહ્યું છે કે —

थुणिया कुंम्मिय व लेवय विसए देहमणामणा इह ।
अविहिंसा मेव पव्वए अणुधम्मो मुणिणा पवेदितो ॥१२॥

અર્થાત્ —જેમ ભીંત ઉપર લગાવેલ ચૂનો કે છાણ વિગેરેનો લેપ ટિકળી જવાથી ભીંત જીર્ણ થાયછે, તેમ અનશનાદિ બાહ્ય તપ વડે કરીને દેહ કૃશ કરતા કર્મ પણ પાતળા થઇ જાય છે અને પછી સર્વજ્ઞ શ્રીવીતરાગ પ્રભુએ ગરૂપેલ સર્વોત્તમ અહિંસાપ્રધાન ધર્મનો સ્વીકાર કરે છે

તપનું વિધાન ત્યાગીવર્ગ માટે કહ્યું છે તપ વિના બ્રહ્મચ-

ર્મની યથોચિત પરિશુદ્ધિ થવી લગાર દુઘટ છે ગૃહસ્થો પણ જો પ્રભુએ પ્રરૂપેલ પર્વતિથિએ પૌષધાદિકની ક્રિયા કરે, તો દ્રવ્ય અને ભાવ બન્ને પ્રકારના રોગોની શાંતિ થાય આજ કાલ દ્રવ્ય રોગની શાંતિ માટે મોટા મોટા ડાક્ટરો પણ ઉપવાસ કરવાની ભલામણ કરે છે અતએવ શરીરની રક્ષા માટે પણ તપસ્યા ખાસ જરૂરની છે, હવે આપણે ક્ષણવાર ધાર્મિક દૃષ્ટિથી વિચારીએ તો ધાર્મિક વગના વિચારો પણ વ્યાજબી જણાશે જે શરીર માટે આ દુનિયામા મોટા મોટા અનર્થો થાય છે તે શરીર અહિંઆજ પડયુ રહેવાનુ છે અને આત્મા પરલોકમા જઇ દુ ખી બને છે આજકાલ ગમે તેને પૂછો તો એજ ઉત્તર મળશે કે મારૂ શરીર ઠીક નથી હજુ સ્નાન કરવુ છે, ભોજન કરવુ છે કોઇ સૂઈ રહેવુ છે, ઇત્યાદિ ક્રિયાએ કેવળ શરીર માટે થાય છે, પરન્તુ આત્મા માટે થતી નથી માટે શરીરને પાપનુ કારણ બતાવ્યુ તે વાજબી છે દુનિયામા જે માણસ અમુક માણસથી ઠગાય છે, તે પછી તે ઠગ માણસનો વિશ્વાસ કરતો નથી તો પછી ભવોભવ ઠગનાર અને દુર્ગતિને આપનાર શરીર ઉપર મૂર્છા કરી તપસ્યા વિગેરેથી સાથક નહિ કરી લેનાર કેવો ભોળો અને વિશ્વાસુ છે, તે વાચક સ્વય વિચાર કરશે આ શરીરનો જરા પણ વિશ્વાસ કરવા લાયક નથી કારણ કે કોણુ જાણે કેવા સમયે અને કેવી સ્થિતિમા આ શરીરરૂપ દુર્જન આત્મા રૂપ સજ્જનને છોડશે, તેની ખબર નથી તેટલાજ માટે મુનિવરો તપસ્યાવડે શરીરરૂપ દુર્જનને દુબલ કરે છે આવી રીતે દરેકે દરેક આત્મકલ્યાણાભિલાષી મનુષ્યોએ તપસ્યાનો આદર કરવો જોઇએ પરન્તુ એક વાત ખાસ ધ્યાનમા રાખવાની છે, **તપસ્યાનુ ફળ ક્ષમા છે.** જે તપસ્યા કરવામા આવે, તે વખતે દૃઢતા અને શાંતિપૂર્વકજ કરવી જોઇએ ગમે તેવા કષ્ટ આવે, ગમે તેવા ક્રોધના કારણો મળી જાય, પરન્તુ

શાન્તરસમા ઝીનુ જોઇએ ઘણે ભાગે એમ જોવામા આવે છે કે-તપસ્વીઓને પારણા વખતે અશાન્તિ થઇ જાય છે આહારને પ્રાપ્ત થવામા લગાર પણ જો વાર લાગી ગઇ હોય, તો આત્મપ્રદેશો સતપ્ત થઇ જાય છે પરન્તુ તેમ થવુ ન જોઇએ આને માટે નદનઋષિનુ દષ્ટાન્ત ખાસ સ્મરણમા રાખવા જેવુ છે

**નદનઋષિનુ દષ્ટાત.**

નન્દનઋષિ સસારાવસ્થામા ઘણાજ દુ ખી હતા, તેની લાબી કથા અહીંઆ હિ રજુ કરતા કેવળ ઉપયોગી વિભાગ આપવામા આવે છે 'दु खगर्भ हि वैराग्य यागवुद्धिप्रवर्धकम्' આ વાક્ય, આ મહામુનિના વતનથી ખરેખર ચરિતાર્થ થાય છે મહામુનિશ્રી નન્દનઋષિજી જ્યારથી સાધુ થયા, તે દિવસથી લઇને મરણ પર્યન્ત તેમણે સાધુમેવાની પ્રતિજ્ઞા કરી હતી અને મહીના મહીનાના ઉપવાસ કરીને પારણુ કરતા હતા તેમણે કુલ ૧૧૮૦ ૯૫ માસખમણ કર્યાં હતા તે તમામના પારણા શાતિ અને મુનિમેવારૂપ પ્રતિજ્ઞાનુ યથાસ્થિત પાલન કરનાપૂર્વકજ આવી પવિત્ર જિદગીને ગાળનાર મહાપુરુષ, કર્મનો ક્ષય કરે તેમા કિંચિત આશ્ચર્ય નથી વળી દેવ અને દાનવો તેઓના ભક્તો થાય, તેમા પણ કઇ નવાઇ નથી

એક વખત સૌધર્મેન્દ્ર સભામા બેઠા હતા, તે અવસરે અવધિજ્ઞાન વડે પૂર્વોક્ત મહાપુરુષની શાન્તતા પવિત્રતા અને ઉગ્ર તપસ્યા જોઇ ઇન્દ્રો શિરકપ થયો, અર્થાત્ ઇન્દ્રે પોતાનુ માથુ ધુણાવ્યુ તુરતજ દેવતાઓ ઇન્દ્રની પાસે હાથ જોડી બોલ્યા 'હે મહારાજ! આ સમયે એવુ કાઇ પ્રયોજન નથી, કે જેથી આપને શિરકપ થાય, માટે આપના શિરકપથી અમે શકિત થયા છીએ, માટે કૃપા કરી જણાવો કે શિરકપનુ કારણ શુ છે?' ઇન્દ્ર બોલ્યા—

'હે મહાનુભાવો ! મે ભરતક્ષેત્રની અન્દર એક મહાપુરૂષના અવધિજ્ઞાન વડે દર્શન કર્યા, અને તેની અચળ અને અટળ પ્રતિજ્ઞા જોઇ મારા મનમા મોટુ આશ્ચર્ય થયુ મે મનથી તેને વંદન કર્યું ધન્ય છે આવા પુરૂષોને કે જેઓની હયાતીને લીધે મનુષ્ય લોક દેવલોક કરતા શોભિત અને ભાગ્યવાન્ છે ' ઇત્યાદિ ઇન્દ્રના વચનો સાભળી મિથ્યાત્વદૂષિત બે દેવો બોલ્યા ' મહારાજ ! આપ અમારા નાથ અને નેતા હોવાથી અમે હા હા કરીએ તે ભલે, પરંતુ કોઇ પણ મનુષ્યમા આવી અદ્ભુત શકિત હોય એ વાત અમારા અંતઃકરણમા સ્થિર થતી નથી અમે તે મુનિવરની પાસે જઇ તે વાતનો નિર્ણય કરીએ અને તે પછી અમે તે વાત સાચી માનીશુ ' એમ કહી તેઓ ઇન્દ્રસભાથી વિદાય થયા તે સમયે પૂર્વોક્ત મહામુનિને પારણાનો સમય હતો, જેથી તેઓ આહાર લાવી આલોચના કરી જેવામા આહાર કરવાની શરૂઆત કરે છે, તેવામા બે દેવમાંનો એક દેવ સાધુનો વેષ લઇ ત્યા આગળ આવી નન્દનઋષિને એવા અસહ્ય અને કઠોર વચનો કહેવા લાગ્યો કે — 'હે દુષ્ટ ! હે ઉદરભરિ ! હે કપટપટો ! આ પ્રમાણે ઠગાઇ કરીનેજ લોકોની અંદર કીર્તિનતાને વધારે છે ? એક અતિસાર ગ્લાન સાધુ બગીચામા છે, તેને ઔષધ-આહારાદિની જરા પણ સગવડ કરી આપ્યા સિવાય માત્ર પાપી ઉદર ભરવા મચ્યો છે તેથી ધિક્કાર છે તને અને તારા જન્મને ! તેમજ ધિક્કાર છે તારી પ્રતિજ્ઞાને ! ' ઇત્યાદિ વચનો સાભળી નન્દનઋષિ હાથમા કોળીયો હતો તે પાત્રમા મૂકી બોલ્યા—' મહાનુભાવ ! શાન્તિ રાખો, હુ ચાલુ છુ ' પાઠક ! ધ્યાન રાખવાની જરૂર છે કે—આવા વિકટ સમયની અંદર પારણા વખતે વિના કારણ નાહક તિરસ્કાર કરનાર ઉપર ભાવ-ના લાવે આહાર છોડી દઇ સેવામા ચિત્ત લગાડીને શાંતિ પૂર્વક કયો વીરપુરુષ પરોપકાર માટે જાય વારૂ ?

મુનિવર આહારને ઉંચે લટકાવી કૃત્રિમ સાધુ સાથે ચા'ના
અને જ્યા ગ્નાનમુનિ હતા ત્યા ગયા ગ્નાન મુનિએ પણ તેમને
દશ વીસ સ્વસ્તિ સભળાવી દીધી અને નહિ કહેવા જેવા વચને
કહ્યા, પરંતુ શાંત સુધાનિધિ નંદનઋષિના એક રૂંવાડામા પણ
ક્રોધનો પ્રવેશ થયો નહિ, ઉલટો તેમને એવો વિચાર થયો
કે, આ મુનિને શાંતિ કેવી રીતે પમાડુ ? તુરત તે મહામુનિ
ઔષધ અને આહાર લેવા માટે ગામમા ગયા, પરંતુ પેલો બીજો
દેવ પ્રત્યેક ઘરમા આહારને અશુદ્ધ કરી નાખવા લાગ્યો શુદ્ધ
આહારનો ઉપયોગ કરવા મહીનાના ઉપવાસી મુનિવર બરાબર
એક પ્રહર સુધી ભમતાજ રહ્યા, ત્યારે ઘણી મહેનતે શુદ્ધ આહા
રની પ્રાપ્તિ થઇ, તે લઇને પેલા ગ્નાન મુનિની પાસે આવ્યા
તેવામા તે બનાવટી મુનિ અત્યન્ત ક્રોધ કરી બોલ્યો કે, ' આટલી
બધી વાર ! ' નન્દનઋષિ બોલ્યા કે, ' શુદ્ધ આહારની પ્રાપ્તિ
કરતા વાર લાગી ' ત્યારે તે કૃત્રિમ મુનિએ ( દેવે ) કહ્યુ—
' વાહ દુરાચારી ! કપટી ! બીજાને માટે તો શુદ્ધ આહાર લેવો
અને પોતાને માટે મન ગમતો આ કેવો ન્યાય ? ' ઇત્યાદિ
મર્મભેદક વચનો સાભળવા છતા પણ તેઓ શાંતિમહાદેવીને
પોતાના મનોમંદિરમા નિરૂપદ્રવ રાખી રહ્યા દેવો વિભંગદ્વારા
તપાસે છે, તો જરા પણ ફેરફાર દેખાતો નથી ત્યારબાદ મુનિ
પ્રવર કહે છે કે, ' હે મહાનુભાવો ! તમો શહેરમા ચાલો, ત્ય
દવા, આહાર વિગેરેની જોગવાઇ ઠીક થશે ' આ પ્રમાણે નંદન
ઋષિના વચનો સાભળતા ગ્નાન સાધુ બોલ્યો કે, ' સ્વાર્થ
સાધનને પરના દુ ખ ઉપર ધ્યાન રહેતુ નથી નાગી તેરી અ
વસ્થા નથી કે હુ એક પણ પગલુ ચાલી શકુ આવા સ્વાર્થાન
સાધુને વૈયાવચ્ચ કરનાર કોણે બનાવ્યા હશે ? એર ! પોતા
હાથે છાપ લીધી જણાય છે ' ઇત્યાદિ વચનો કર્ણગોચર

છતા ધીર, વીર અને ગભીર મહામુનિનો મનોભાવ જરા પણ ગ્નાન થયો નહિ પરતુ પેના ગ્નાનને શાતિ કરવાના મનોભાવ અને સદ્વિચારની શ્રેણીમા આરૂઢ થયા તેમણે ગ્નાન સાધુને કહ્યુ 'મહારાજ ! તમે મારા ખભા ઉપર બેસો, હુ તમને જરા પણ ઇજા ન થાય તેવી રીતે ઉપાશ્રયે લઇ જાઉ' કૃત્રિમ ગ્નાન સાધુ સ્કધ ઉપર ચ ો જ્યારે બીજો કૃત્રિમ સાધુ તેની સાથે સાથે ચાલ્યો જેમ જેમ તે મહાતપસ્વી આગળ વધવા લાગ્યા તેમ તેમ તે ગ્નાન સાધુ દેવશક્તિ વડે ભાર વધારતોજ ગયો ન ન્દ ઋષિ ભારની લીધે એક મ નીચા વળી ગયા તોપણ મનોબળ વડે આગળ ચાલતાજ રહ્યા પેમ ચાલતા ચાલતા શહેરનો મધ્ય ભાગ આ યો અને જ્યા આગળ હજારો મનુષ્યો વેપાર વિગેરે કામ માટે ગમનાગમન કરી રહ્યા હતા અને જ્યા મોટા સાહૂકારોની દુકાનો હતી એવા ઓ ની અ ર પેના ગ્લ–સાધુએ ન ન્દિષેણ સ્કન્ધ ઉપર અતિદુર્ગંધમય વિષ્ટા કરી ચાલી જેથી રુષિરનુ તમામ શરીર ખરાબ થયુ લોક તે દુર્ગન્ધથી કંટાળી પોતાનો ધંધો રોજગાર છોડી નાસવા લાગ્યા હાહા ર મચી રહ્યો પરન્તુ ન ન ઋષિ શુદ્ધ અન્ત કરણથી વિચાર કરવા લાગ્યા "–'અહો ! આ મુનિ ઘણા રોગી છે નાસ્તવિ રીતે તે ક્રોધી નથી પરતુ રોગે ઉપદ્રવ કરી ક્રોધી બનાવેલ છે હવે શી રીતે તેમના રોગની શાન્તિ થાય ? ઇત્યાદિ વિચારશ્રેણીમા ચડેલા મહામુનિ આગળ વધે છે તેવામા દેવો તનો નિર્ગ્રથમાન જોઇ ચકિત થયા અને તરતજ સ્કન્ધને છોડી મુનિવરની આગળ િ ન રૂપ ધારણ કરી ઉભા રહ્યા અને કહેવા લાગ્યા– મહામુનિવર ! અમે સુધર્માદેવલોકવાસી દેવો છીએ અત્યાર સુધી આપની અવજ્ઞા કરી આપને મોટુ દુ ખ દીધુ તેને માટે ક્ષમા ચાહીએ છીએ આપની પ્રશસા સૌધર્મેન્દ્રે કરી તેના ઉપર અમારી શ્રદ્ધા ન લાગવાથી અમે પરીક્ષા કરવાને આ-

વેના હતા જો કે ઉત્તમ પુરુષો પરીક્ષણીય હોઇ શકે જ નહિ, તથાપિ અમારા જેવા અલ્પન અને તુચ્છ જીવો પ્રત્યક્ષ થયા સિવાય સંતોષ પામતા નથી ' ઇત્યાદિ કહીને વિકારૂપ જે પુદ્ગલો મુનિવરના શરીર ઉપર માલૂમ પડતા હતા, તેને ચન્દન બનાવી મુનિને વન્દન કરી સ્વર્ગ પ્રત્યે વિદાય થયા. તે પછી મુનિવર હર્ષ-શોક રહિત, શાતવૃત્તિ પૂર્વક માસક્ષમણનુ પારણુ કરી ધર્મધ્યાનમા પ્રવૃત્ત થયા "

ઉપરના દૃષ્ટાંતનો સારાશ એ છે કે-તપ, શાંતિપૂર્વક થવાથી યથોચિત ફળને આપી શકે છે, અને આવી રીતે તપસ્યા કરનારાજ સાધુઓ કર્મનો ક્ષય કરી શકે છે તે માટે ભગવાન્ કહે છે –

सउणी जह पसुगुंडिया विहुणिय धंसयई सियं रयं।
एवं दविओवहाणवं कम्मं खवइ तवस्सी माहणे ॥ १५ ॥

અર્થાત્--જેમ પક્ષી પોતાના શરીર ઉપર લાગેલી ધૂળને પાંખ ફફડાવવા વડે દૂર કરે છે, એવી રીતે મુક્તિગમન યોગ્ય મુનિઓ તપસ્યા વડે પૂર્વજન્મમા બાંધેલા કર્મોનો ક્ષય કરે છે

પક્ષીઓ ગમે તેટલા મેલા થયા હોય, પરન્તુ જ્યારે પાંખ તેઓ ફફડાવે છે, ત્યારે મેલ દૂર થાય છે, અને પોતે સ્વચ્છ, નિર્મળ વર્ણવાળા સુશોભિત માલૂમ પડે છે, તેજ પ્રમાણે જે મુનિવર મુક્તિગમન યોગ્ય વિવિધ પ્રકારની ક્રિયાકાંડ ક્રિયાઓ કરે છે, અને યથાશક્તિ તપ કરે છે, તેવા સુસ્થિર મુનિવરને અનુકૂળ ઉપસર્ગો કે જે ભલભલાને પણ ધર્મભ્રષ્ટ કરે છે, તે પણ તેઓને ભ્રષ્ટ કરી શકતા નથી

અનુકૂળ ઉપસર્ગ

ઉપસર્ગ બે પ્રકારના છે-૧ અનુકૂલ અને ૨ પ્રતિકૂલ અનુકૂલ ઉપસર્ગ, પ્રતિકૂલ ઉપસર્ગ કરતા અધિક બળવાન છે.

ગમે તેવો પુરૂષ હોય, પરન્તુ અનુકૂળ ઉપસર્ગથી હારી જાય છે કારણ કે મોહનીયકર્મ અનાદિકાળથી જીવને સંસાર તરફ ખેંચે છે જેમકે ગમે તેવું લોહું હોય, તોપણ ચમક તેને ખેંચે છે કદાચ ચમક ન્હાનો હોય, અને લોટું મોટું હોય તો તે ખેંચી ન શકે, તોપણ અસર તો જરૂર થાયજ તેજ પ્રમાણે જીવમાં કોઈ સંયોગથી આત્મનીય પ્રકટ થયું હોય, તો માતા-પિતાનો સ્નેહ ઘણો હોવા છતાં પણ ધર્મથી ચૂકે નહિ અન્યથા તો જરૂર તે ચૂકી જાય છે કહ્યું છે કે –

उट्ठियमणगारमेसणं समणं ठाणं ठियं तवस्सिणं।
डहरा वुड्ढा य पत्थए अवि सुस्से ण य तं लभेज्ज णो ॥१६॥

અર્થાત્—સંસાર છોડી સાધુધર્મ પ્રત્યે ઉભા થએલ, અને નિર્દોષ આહારનું ભોજન કરનાર તેમજ નાના પ્રકારના તપ કરનાર અણગારને અનુકૂળ ઉપસર્ગો સંયમના ઉત્તરોત્તર સ્થાનથી જરા પણ પરિભ્રષ્ટ કરી શકતા નથી બાળકો અને કુટુંબીઓ કદાચ પ્રાર્થના કરે કે, 'અમે આપથી પાળવા લાયક છીએ, અથવા તમે અમારાથી પાળવા લાયક છો માટે અમને છોડી આપ ચાલી નિકળો, તે વાજબી નથી' ઇત્યાદિ કાલાવાલા કરી તે લોકો ભલે થાકે, પણ સાધુ ચલાયમાન થાય નહિ તેવીજ રીતે સ્ત્રી-પુત્રાદિક પણ અનુકૂળ ઉપસર્ગ કરે છે, જેમ કહ્યું છે કે –

जइ कालुणियाणि कासिया जइ रोयंति पुत्तकारणे।
दवियं भिक्खुसमुट्ठियं णो लब्भंति ण संठवित्तए ॥ १७ ॥
जइ वि य कामेहि लाविया जइ णेज्जाहिण बंधिउं घरं।
जइ जीवित नावकंखए णो लब्भंति ण संठवित्तए॥ १८ ॥

અર્થાત્—જો કે માતપિતાદિ કરૂણાજનક વચનો કહે અથવા

સ્વય પુત્ર નિમિત્તે રુદન પણ કરે, પરન્તુ જો મુક્તિગામી સાધુ તેને વશ ન થાય તો ચારિત્રના સ્થાનથી તે પરિભ્રષ્ટ થાય નહિ ૧૭ જો કે તેને પોતાના સબધિયો ઇન્દ્રિયોના વિષયની આશાઓ આપે, અર્થાત્ અનુકૂળ ઉપસર્ગ કરવા જેવુ કરે અને તેમ છતા ન માને, તો બાધીને ઘેર પણ લઇ જાય, તથાપિ વીર્યવાન સાધુ સયમથી ભ્રષ્ટ ન થાય અને અસયમજીવિતની ઇચ્છા રાખે નહિ, એટલે કે મરણ સ્વીકારવા તૈયાર થાય, પરન્તુ સ્વીકૃત ચારિત્રને તો નજ છોડે પરિણામે સ્વજનો તેને વશ ન કરી શકે અને સજમના અધ્યવસાયથી પાડી ન શકે વળી પણ કહ્યુ છે કે —

सेहंति य ण ममाइणो माया पिया य सुया य भारिया।
पोसाहिण पासओ तुम लोगपरपि जहासि पोसणो ॥१९॥

અર્થાત્—માતા, પિતા, પુત્ર અને સ્ત્રી, નવદીક્ષિત અથવા દીક્ષા લેવા સારૂ તૈયાર થએલ પ્રત્યે સ્નેહ કરી કહે કે, 'તુ અમારો છે, અમને દુ ખિતોને જો, તુ વિચારશીલ છે, જેમા લાભ જણાય તે કર જો તુ અમને ત્યાગ કરીશ, તો ઉભય લોકથી ત્યાગ થઇશ'

આની રીતે માતાપિતાદિક નવદીક્ષિત સાધુને સસારમા લઇ જવા માટે અનેક ઉપાયો કરે છે, આનો વિસ્તાર સ્વય સૂત્રકારે બીજા અધ્યયનથી ત્રીજા અધ્યયનના અત સુધી બતાવેલ છે, તેનુ ટૂકમા દિગ્દર્શન અહીં કરાવવામા આવે, તો તે અસ્થાને ગણી શકાશે નહિ કેટલાક પુરૂષો દીક્ષાના સબધમા સાધુઓ ઉપર ઘણીવાર ચીડાઇ જાય છે, તેમ તેમને ગાળો દે છે પરતુ તેમા આશ્ચર્ય નથી કારણ કે વીરપ્રભુના સમયમા પુત્રપર રાગદૃષ્ટિને લીધે વિવેક અને વીરવચન પર આસ્થાવાળા જીવો પણ તે પ્રમાણે કરતા હતા, અને એ પ્રમાણેની રાગદષ્ટિને લીધેજ **ભદ્રામાતાએ**

અનતિગુકુમાળને વૈરાગ્ય સમયે એજ કહ્યુ હતુ —'કોણે તને ભોળવ્યો કોણે નાખી ભૂરકી રે.' ઇત્યાદિ મોહજન્ય અજ્ઞાન, જેટલી ચેષ્ટાએ ન કરાવે તેટલી ઓછી છે દીક્ષા લેનારની કે દીક્ષા લીધેલાની પાસે માતા પિતા, સ્ત્રી, પુત્રાદિ પરિવાર આવીને અનુકૂળ ઉપસર્ગો કરે છે અને તેમ છતા જ્યારે ન માને, ત્યારે પ્રતિકૂળ ઉપસર્ગો કરે છે તે વિષે થોડો ઇશારો પ્રથમ લખાએલ ગાથામા આવી ગયેલ છે, માટે વિશેષ ન લખતા બીજા અધ્યયનના બીજા ઉદ્દેશામાથી અનુકૂળ ઉપસર્ગની કેટલીક બીના સામાન્ય અને વિશેષ ભદ્રિક પ્રકૃતિના મનુષ્યોના ઉપકારને માટે અહિ લખવામા આવે છે

દીક્ષા લીધેલાને અથવા દીક્ષા લેનારને માતપિતાદિ પરિવાર વીંટીને રૂદન કરતા કહે છે-'ભાઇ! બાલ્યાવસ્થાથી આજ સુધી અમોએ તારૂ પોષણ કરેલ છે, છતા જ્યારે અત્યારે તુ અમને પોષવા લાયક થયો ત્યારે ઘર છોડી ચાલ્યો જાય છે હવે અમને કોણ પાળશે? તારા વિના કોઇ પાળનાર નથી

હે પુત્ર! તારા પિતા હવે ઘરડા થયા છે, થોડા દિવસના મેમાન છે તારી બેન હજુ કુવારી છે આ તારા ભાઇઓ સર્વથા પાળવા લાયક છે, આ તારી માતા વિગેરે વગનુ પોષણ કર જેથી તારો આ લોક કીર્તિવાળો થાય અને પરલોક પણ સુધરે કેમકે નીતિશાસ્ત્રમા કહેલુ છે કે —

गुरवो यत्र पूज्यन्ते यत्र धान्यं सुसंस्कृतम् ।
अदन्तकलहो यत्र तत्र शक्र! वसाम्यहम् ॥ १ ॥

અર્થાત્—જ્યા માતા-પિતાદિક ગુરૂજનોની પૂજા થાય છે જ્યા ધાન્ય શુદ્ધ થએલ હોય છે, અને જ્યા દંતકલેશ થતો નથી

ત્યા હે શક ! ૬ વાસ ૮ ? છુ અથાત્ લક્ષ્મી શક્રને ( ઈંદ્રને ) કહે છે કે, પૂર્વોક્ત ત્રણ વસ્તુઓ જ્યા વિદ્યમાન હોય, ત્યા મારો વાસ છે માટે હે પુત્ર ! અમારા ઘરના રત્નસ્વરૂપ તુ જઈશ તો અમારે હમેશા ક્લેશ સહન કરવો પડશે, અને ક્લેશના સમયમા લક્ષ્મી રહેશે નહિ, અને તેથી અમે સવથા દુ ખી થઇશુ

હે પુત્ર ! તારા બાળકો નાના નાના છે, તારી સ્ત્રી નવયૌવના છે કદાચ તુ તેનો ત્યાગ કરીશ અને તેનાથી કુળની મર્યાદા ન બની રહી, તો લોકમા તારી અને અમારી હેલના થશે અર્થાત્ લોકાપવાદ રૂપ દૂષણ લાગશે

અમે જાણીએ છીએ કે, તુ પાપભીરૂ હોઇને સસારરૂપ કારાગ્રહથી ઉદ્વિગ્ન થએલ છે, તથાપિ હમણા તુ ઘેર ચાલ તુ આરભ સમારભનુ કાઇ કામ કરીશ નહિ કોઇ નવુ કાર્ય આવશે, તો અમે સહાયક થઇશુ એકવાર કાર્યથી થાકી જવાથી કામ ચાલે નહિ બીજીવાર કાર્યમા જોડાવુ તને સર્વથા ઉચિત છે, માટે અમારૂ વચન માની ઘેર ચાલ '

વળી બીજી રીતે પણ સમજાવે છે —" હે પુત્ર ! એકવાર ઘેર ચાલ, સ્વજન વગેરેનો મેળાપ કરી પાછો ચાલ્યો આવજે એટલામા અસાધુ નહિ થઇ જાય તુ ઘરનુ કામ કરીશ નહિ ઇચ્છિત ધર્માનુષ્ઠાન કરતા તને કોણ રોકનાર છે ? અથવા તુ યોગ્ય સમયે દીક્ષા લેજે કે, જેથી કરીને કામાદિ ઇચ્છાઓ તને સતાવા ન કરી શકે

હે પુત્ર ! અમે જાણીએ છીએ કે, તારે માથે દેણુ થએલ છે, તેથી તુ ચાલી નિકળેલ છે, પરન્તુ તારે જરા પણ તેની ચિન્તા ન કરવી અમે દેવુ પતાવી દીધુ છે હવે તને વેપારમા ઉપયોગી જે દ્રવ્યાદિક હશે તે દઇશુ જરા પણ ભય ન રાખીશ "

ધર્મમાં દૃઢતા.

ઇત્યાદિ અનેક પ્રકારે અનુકૂળ ઉપસર્ગો કરે છે પરન્તુ દૃઢ, ધર્મીષ્ટ અને શૂરવીર જનો તેવા ઉપસર્ગોથી ચલાયમાન થતા નથી અને જે કાયર પુરૂષો પાછા ઘર તરફ દોડે છે, તેઓ ઉભયથા અપમાનને પામી દુર્ગતિના ભાગી થાય છે પૂર્વોક્ત અધિકાર, સૂત્રકૃતાંગની અંદર છે શ્રીઋષભદેવના ૯૮ પુત્રો જે સમયે વૈરાગ્ય પામ્યા હતા ત્યારે તેઓ કોઇની આજ્ઞા લેવા ગયા ન હતા કારણ કે ભક્તને અને જગતને અનાદિ કાળનું વૈર છે જગત્ ભક્તને વિઘ્નકર છે સર્વ આસ્તિક શાસ્ત્રકારો વૈરાગી પુરૂષો ભલામણ કરે છે કે પંડિત પુરૂષોએ જલદી શું કાર્ય કરવું ?' તો તે પ્રશ્નના ઉત્તરમાં એજ જણાવવામાં આવે છે કે, ' સંસાર-સંતતિનો છેદ ' તેમાં વિલંબ ન કરવો કહ્યું છે કે —

त्वरितं किं कर्तव्यं विदुषा संसारसंततिच्छेदः ।

આ વાતને કેવળ જૈનોજ કહેતા નથી પરન્તુ વેદમતાનુયાયી જનો પણ બીજા શબ્દોમાં કહે છે કે, જ્યારે વિરક્તભાવ આવે તેજ વખતે દીક્ષિત થવું —

यदहरेव विरज्येत तदहरेव प्रव्रज्येत ।

વૈરાગી પુરૂષે તો વિલંબ કરવોજ ન જોઇએ વૈરાગ્યની સાથેજ સંસારથી બહાર નિકળી જવું એવા ઘણા દૃષ્ટાન્તો જોવામાં આવે છે કે-વૈરાગ્ય થયા છતાં 'કેમ થશે ?' 'શું થશે ?' આવી શંકામાંને શંકામાં મનુષ્યો પાછા સંસારમાં ધસી જાય છે આ ઉપર એક લૌકિક દૃષ્ટાન્તજ લ્યો —

" એક મોટી ખાઇ છે તેને પાર કરવા વાસ્તે બે પુરૂષોએ એવો નિર્ણય કર્યો કે આપણે ખાઇને પેલે પાર જવુ છે ખાઇ સો હાથ ઊંડી અને દશ હાથ પહોળી છે હવે બન્ને જણાએ ખાઇથી કેટલેક દૂર જઇ દોટ મૂકી, એક જણાએ તો બળવાન વેગ સાથે કુદકો માર્યો તેથી તે ખાડીને પેલે પાર જઇ પહોંચ્યો પરન્તુ બીજાએ દોડના રસ્તામા વિચાર કર્યો કે ' હુ કૂદી શકીશ કે નહિ ? ' આવો વિચાર આવતાજ તેનો વેગ ભગ થયો, અને ખાઇને કિનારે આવી ઉભો થઇ રહ્યો " તેજ પ્રમાણે સસારમા રહેલો જીવ જો વૈરાગ્યના વેગમા ને વેગમા પાર થઇ ગયો, તો તો ઠીક, નહિ તો, લગાર વિચારહીન થયો કે તરત વૈરાગ્ય મદ થઇ જાય છે અને ત્યાનો ત્યાજ પડી રહે છે પછી ગમે તેવી ભાવના યા પ્રતિજ્ઞા કરી હોય પરન્તુ તે તમામ ધીમે ધીમે વિપર્યાસ દશાને પ્રાપ્ત થાય છે તેટલાજ માટે શાસ્ત્રકારોએ વિરાગ ભાવનામા વિલબ નહિ કરવાનુ સૂચવેલ છે

હવે, સસારના એવા મનુષ્યો કે જેઓ માતા પિતાદિના અનુકૂળ ઉપસર્ગો વડે પરાભવ પામી ધર્મ છોડી દે છે, તેઓના સબધમા કહેલુ છે કે —

अन्ने अन्नेहिं मुच्छिया मोहं जंति नरा असंवुडा ।
विसमं विसमेहिं गाहिया ते पावेहिं पुणो पगब्भिया ॥२०॥

અર્થાત્—અલ્પ પરાક્રમ વાળા જીવો, માતા પિતાદિ પરિવારથી ઉપદ્રવિત થઇને મોહ પામે છે અને સમસ્ત પ્રકારની મર્યાદા રહિત બનીને ગૃહસ્થાવાસ અગીકાર કરે છે વળી તેઓ ગૃહસ્થાવાસમા જઇ ફરીને ક્રૂર કર્મ વડે કર્મબધ કરે છે અથાત્ ફરી જે અવસ્થા થાય છે, તેથી અન્દર પૂર્વાવસ્થા કરતા વિશેષ ધીઠ બને છે

એ સુપ્રસિદ્ધ વાત છે કે ઊંચી ભૂમી ઉપર ગએલ પુરૂષ જ્યારે પડે છે ત્યારે તેને વિશેષ હાનિ થાય છે તેવી રીતે અગ્યારમે ગુણસ્થાનકે ગએલા જીવનો પાત થતાં તે પ્રથમ ગુણસ્થાનકે પણ આવી જાય છે સંયમભાવથી પરિભ્રષ્ટ થએલ જીવ પ્રાય શ્રાવકના વ્રતથી પણ પતિત થાય છે લૌકિક કહેવત છે કે 'વએલ બ્રાહ્મણી તરકડીમાંથી જાય.' તેમ પતિત જીવો વિશેષ પીડે છે, તેના માટે સાધુઓએ દરેક હેતુ એના પ્રમાણેનો ઉપદેશ સૂત્રકાર આ પ્રમાણે આપે છે —

तम्हा दवि इक्ख पडिए पावाओ विरतेभिनिव्वुडे ।
पणए वीरे महाविहिं सिद्धिपह नेआउय धुव ॥ २१ ॥

અર્થાત્—અનુકૂળ ઉપસર્ગો કાયર પુરૂષોને ધર્મધ્યાનથી પરિભ્રષ્ટ કરનારા હોવાથી, હે મુક્તિગમનયોગ્ય સાધો ! તું તત્ત્વાતત્ત્વનો વિચાર કર સંસારસ્થ જીવો મહારંભ કરે છે તે કર્મનો વિપાક અતિ કટુ થાય છે તેને તું જો અને સ્વયં પાપથી શાન્ત થા, તથા પાપના કારણો જે પ્રાણાતિપાતાદિક આશ્રવો છે તેનાથી તું નિવૃત્ત થા, તેમજ સદસદ્ વિચારમાં કુશળ થઈ કર્મશત્રુનો નાશ કરવા વીરત્વને ધારણ કર અને યુક્તિયુક્ત જે મુક્તિ-માર્ગ છે, તેમાં લીન થા અર્થાત્ સદનુષ્ઠાનમાં તત્પર રહે આજ વાત વળી આગળની ગાથામાં પણ બતાવી છે —

वेयालिय मग्गमागओ मणवयसाकायण संवुडो ।
चिचावित्त च णायओ आरंभ च सुसंवुडे चरेज्जासि ॥२२॥
त्तिबेमि

અર્થાત્—સાધુ કર્મનો નાશ કરનાર જ્ઞાન દર્શન અને ચારિત્ર રૂપ મુક્તિ માર્ગ પ્રાપ્ત થતાં મન વચન અને કાયાના દંડ

ગહિતપણે, પરિગ્રહ અને કુટુંબ પરિવારને વૈરાગ્ય ભાવનાથી છોડી, સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી, તેમજ ઇંદ્રિયોના વિકાર રહિત બનીને વિચરે એ પ્રમાણે શ્રીસુધર્માસ્વામી જંબૂસ્વામીને કહે છે

શ્રીવીરપ્રભુનો ઉપદેશ કેવળ મોક્ષ પરત્વે છે સૂયગડાંગ સૂત્રના બીજા અધ્યયનના પ્રથમ ઉદ્દેશામાં ૨૧ મી અને ૨૨ મી ગાથામાં જે ઉપદેશ આપેલો છે, તે આદરણીય અને માનનીય છે. તેની અંદર **ઇક્ખ** એ શબ્દમાં મોટું રહસ્ય રહેલું છે તેનો અર્થ 'જો' એટલે 'વિચાર કર' એવો થાય છે આ જગતમાં જીવો પોતપોતાના કરેલા કર્માનુસાર ચોરાશી લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે તમામ શાસ્ત્રકારો કર્મ અને કર્માનુસાર ફલને માને છે કર્માનુસાર ફળ આપનાર ઈશ્વરને માનનાર ન્યાયદર્શનકાર વગેરે દર્શનકારોને બાદ કરતા બાકીના તો કર્માનુસાર ફળને સ્વીકાર કરે છે વાસ્તવિક વાત પણ તેમજ છે ઈશ્વર રાગ, દ્વેષ, મોહ, માયા, કામ, ક્રોધાદિ દૂષણોથી રહિત હોવાથી, દુનિયાનો વ્યાપાર માથે લે નહિ, કારણ કે દુનિયાનો વ્યાપાર લેવાના કારણો તેમને નથી, અને કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી એ અટલ સિદ્ધાંત છે જેમકે —

**यादृशं क्रियते कर्म तादृशं भुज्यते फलम् ।**
**यादृशमुप्यते बीजं तादृशं प्राप्यते फलम् ॥ १ ॥**

જેવું બીજ વાવવામાં આવે, તેવુંજ ફળ મળે છે જેમ જવ વાવી વઉ પમાય નહિ, તેમ જેવું કર્મ કરવામાં આવે, તેવુંજ ફલ મળે છે, તેટલા માટે કર્મ બાંધતી વખતે વિચારશીલ થવું કે, જેથી કરીને તેના વિપાકો ઉદય થતા હાય વોય કરવાનો વખત આવે નહિ શાસ્ત્રકારો અનેયુક્તિપૂર્વક જીવોને પોકાર-

કરીને સમજાવે છે કે હે જીવ! જરા તત્ત્વદ્રષ્ટિએ સ્વહિતનો વિચાર કર, જે શુભાશુભ કર્મ કરીશ તે તારે ભોગવવાના છે અન્ય કોઇ ભાગીદાર થતુ નથી હા, અનર્થ પાપથી એકઠું કરેલ ધન લેવા તો તેઓ તૈયાર થશે પણ તુ પાપજન્ય દુખ લેવા કોઇ તૈયાર થશે નહિ કોઇ અતિપ્રેમને વશ થઇ કદાચ કહે કે-"હુ ભાગ લઇશ" પરન્તુ તેમ બનતુ નથી કારણ કે કૃતનાશ અને અકૃતનો આગમ સન્માર્ગની અદર હોતો નથી માટે હે સુજ્ઞ! તુ પ્રત્યક્ષ જગત્‌નો વિચિત્ર ભાવ જોઇ લે આ અસાર સસાર રૂપ પારાવારમા જીવો આધિ વ્યાધિ અને ઉપાધિમા ગુથાએલા સ્વજીવનને દુ ખમય નિર્ગમન કરે છે જો તે જીવન જ્ઞાન દર્શન અને ચારિત્ર રૂપ રત્નત્રયની આરાધનામા ગાળ્યુ હોત તો કલ્યાણમાર્ગની પ્રાપ્તિમા કઇ વાર લાગત નહિ પરન્તુ જ્યા સુધી મોહ માતગ શિર પર બેઠેલ હોય, ત્યા સુધી જીવોને આગળ વધવાનો વિચાર થતો નથી શુ સસારમા રહેલ જીવો સસારને ઠીક માને છે? કદાપિ નહિ તથાપિ મોહ મહામલ્લ જેવા વેષ પહેરાવે, તેવા પહેરે છે જેમ નચાવે તેમ નાચે છે અને જેમ બકાવે તેમ બકે છે અર્થાત્ મોહવશ થએલાને કઇ વાત આચરણીય અથવા અનાચરણીય હોતી નથી સર્વને કૃત્ય પ સમજે છે તેટલાજ માટે સૂત્રકાર 'પડિત' પદ સાથેજ આપે છે

**પડિત કોણ?**

એકલા વિચારથી કાર્ય થતુ નથી, તેમ મોહમાતગ નિર્બળ પણ થતો નથી વાસ્તવિક તત્ત્વજ્ઞાન થવાથી જ્યારે મોહના મર્મો અને તેની ચેષ્ટાઓ માલમ પડે છે, ત્યારે કલ્યાણ લક્ષી વીરપુરૂષો સ્વસત્તાનો ઉપયોગ કરે છે અને પરસત્તાને તિલાજલી આપે છે અને ત્યારેજ તે **પડિત** ગણાય છે શાસ્ત્રકારો સાફ લખે છે કે

' य क्रियावान् स च पण्डित ' જે ક્રિયાવાન્ હોય, તેનેજ સાચો પંડિત જાણવો તે સિવાય અન્ય તો કેવળ નામધારીજ પંડિત છે તેજ વાતને ઉપદેશશતકકાર પણ બતાવે છે —

विद्वांसो न परोपदेशकुशलास्ते युक्तिभाषाविदो
नो कुर्वन्ति हित निजस्य किमपि प्राप्ता पराभ्यर्थनाम्।
तस्मात् केवलमात्मन किल कृतेऽनुष्ठानमादीयते
मर्त्यैर्ये सुकृतैकलाभनिपुणैस्तेभ्यो नम सर्वदा ॥१॥

અર્થાત્—પરોપદેશ દેવામાજ માત્ર કુશળતા રાખનારા માણસો ખરેખર વિદ્વાન્ નથી તેઓને કેવળ ભાષા-યુક્તિનાજ જાણુ સમજવા જોઇએ જેઓ લગાર પણ સ્વહિત કરતા નથી, તેઓ પરની અભ્યર્થના પામે છે, અર્થાત્ બીજાના કિંકર બને છે તેટલા માટે સુકૃતના અસાધારણ લાભમા જે ચતુર પુરુષો, કેવળ આત્મકલ્યાણને માટે શુભાનુષ્ઠાન સ્વીકારે છે, તે પુરુષો ખરેખર વંદનીય છે શાસ્ત્રકાર કહે છે કે-તેવા પુરુષોને મારો સર્વદા નમસ્કાર હો- ક્રિયાવાન્ પંડિત ગણાય છે કેવલ પોથી ભણી કુતર્ક કરનાર, અથવા અન્યને ઉપદેશ દઇ સ્વયં અનગ રહેનારને પંડિત ગણી શકાય નહિ વળી શતકકાર કહે છે કે —

हित न कुर्यान्निजकस्य यो हि परोपदेश स ददाति मूर्ख ।
ज्वलन्न मूल स्वकपादयोश्च द्रश्येत मूढेन परस्य गेहम् ॥२॥

જે પુરુષ પોતાનુ હિત કરતો નથી અને અન્યને ઉપદેશ આપે છે, તે મૂર્ખ માણસ પોતાના પગમા બળતુ જોતો નથી, પરન્તુ બીજાના ઘરો બળતુ જૂએ છે અર્થાત્ જે માણસ પોતાના આત્મા પર ધ્યાન નહિ દેતા બીજાને ઉપદેશ કરે છે, તે પંડિત નથી જે પોતાનુ કલ્યાણ કરવા પૂર્વક બીજાનુ કલ્યાણ કરવા

ઉદ્યમ કરે છે, તેજ પતિ છે અને મોહનો પણ તેજ હતી શકે છે તેટના માટે ગાથામા 'વીર' એવુ વિશેષણ આપેલુ છે બીજા વીર પુરૂષોની અપેક્ષાએ આજ વીર વાસ્તવિક **વીર** છે જગતને હતનાર, દેવ નામધારી કેટનાક દેવોને પણ સ્વાધીનસત્તી બનાવનાર, અને મુક્તિસોપાન પર આરૂઢ થનાર મુમુક્ષુ જનોને પણ સસારાર્ણવમા ફેકી દેનાર જે **મોહરાક્ષસ** છે, તેનો તિરસ્કાર કરનાર ખરા **વીર** ગણાય છે બીજા વીરો પાપ કર્મમા આસક્ત હોય છે, જ્યારે આ વીરને માટે તો ગાથાઓ **વિરય** એવુ વિશેષણ આપેલ છે પાપ કર્મથી વિરત એટલે કોઇપણ પાપકર્મ નહિ કરનાર સસારમા તેવો કોઇ જીવ નથી કે, જે પ્રતિસમય કર્મબન્ધ ન કરતો હોય, પરન્તુ વીરપ્રભુના કેટલાક એવા અણગારો હોય છે, કે જેઓ નવા કર્મોને આવવા દેતા નથી, અને પુરાણા કર્મોનો નાશ કરે છે પહેલા એમ કહેવામા આવ્યુ છે કે "સસારમા તેવા કોઇ જીવો નથી, કે જેઓ પ્રતિસમય કર્મબધ ન કરતા હોય, તેના માટે **એવભૂતનયની** દૃષ્ટિમા જ્યા સુધી સિદ્ધ થએલ નથી ત્યા સુધી સસારસ્થ કહેવાય છે તેથી **શ્રીવીર** પ્રભુના સાધુઓ સસારસ્થ હોવા જોઇએ, અને જ્યારે એમ છે, તો કર્મબધ થવો જોઇએ અને તેમ ન માને તો સસારસ્થ જીવ પ્રતિસમય કર્મબન્ધ કરે છે, એ વાત સીદ્ધ કરતી નથી '

આના ઉત્તરમા જાણવુ જોઇએ કે, જરૂર તેઓ કર્મબધ કરે છે, પરન્તુ તે અલ્પતર હોવાથી અબધરૂપ છે જે પ્રમાણે કેવળી એક સમયે સાતાવેદનીય કર્મ બાધે અને તે બીજે સમયે ભોગવે, તેથી તે બધરૂપ નથી તેમ શુભાશય અકપાથી, જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયના આરાધક એવા અપ્રમત્ત ભાવમા વર્તતા મુનિ કર્મબધ અલ્પતર કરે છે, અને વિશેષ નિર્જરે છે, તેથી

અબધક કહેવામા હરકત જેવુ નથી કર્મ **શુભ અને અશુભ** બે પ્રકારના છે અહીં 'અશુભકર્મથી નિરત' એમ બતાવેલ છે શુભકર્મનો બંધ, કથચિત્ પ્રકારે મુક્તિનો સાધક છે અનુત્તર વિમાનના દેવોનું નામ **સપ્તલવ** છે તેનુ કારણ એ છે કે-તેઓ પૂર્વ ભવમા શ્રેણિમા આરૂઢ થઇ મર્યા હતા, અને જો સાત લવ જેટલુ આયુષ્ય પૂર્વ ભવમા તેમને વધુ હોત, તો તેઓ પણ જરૂર મુક્તિ નગરીમા વાસ કરત પરન્તુ સાત લવ આયુષ્ય અધિક ન હોવાથી પુણ્યપુંજ બાકી રહી ગયો તેથી ૩૩ સાગરોપમના આયુષ્યવાળા દેવો થયા અહીં પુણ્ય મુક્તિનુ પ્રતિબંધક થયુ છે પરન્તુ મુક્તિની છાપ એકાવતારી પણાએ સિદ્ધ કરી આપી છે

ઇન્દ્રાદિ પદવી પુણ્યથી મળે છે, ઇન્દ્રાદિ અને ત્રિષષ્ટિ શલાકાદિ પુરૂષોને મુક્તિની છાપ લાગેલ છે, તેજ કારણથી પુણ્ય પણ મુક્તિ પ્રાપ્ત થવામા શુભસાધન છે અન્તમા તેનો ક્ષય છે જેમ મનુષ્યગતિ મુક્તિનું કારણ માનેલ છે તેનો પણ અંતે ક્ષય છે અર્થાત્ અંતમા ક્ષય થનાર કારણ થઇ શકે છે પુણ્ય પરંપરાથી કારણ છે, જ્યારે ક્ષાયિક જ્ઞાન, દર્શન અને ચારિત્ર અનંતર કારણ છે માટે 'પાપથી વિરત' એ વિશેષણ આપેલ છે અન્યથા 'કર્મથી વિરત' કહેત, જેથી પુણ્યબંધનો ત્યાગ કહેવાત હવે અભિનિર્વૃત્તનો અર્થ એ છે કે, ક્રોધ, માન, માયા અને લોભ આદિથી શાંત થએલ ક્રોધાદિકથી અશાંત પુરૂષ પાપથી નિવૃત્ત થઇ શકતો નથી પૂર્વોક્ત વિશેષણ-વિશિષ્ટ પુરુષ ન્યાયયુક્ત અને યુક્તિયુક્ત જે મુનિમાર્ગ, તે પ્રત્યે પ્રાપ્ત થાય છે તેટલા માટે '**पणय**' એવુ વિશેષણ આપેલ છે, **તેનો** અર્થ એવો છે કે, સત્યમાર્ગને પ્રાપ્ત થએલ અથવા સમસ્ત પ્રકારના પરિગ્રહને છોડી વૈરાગ્ય-પત્નીને અનુસરેલ

## મુનિયોની મહિમા

અહીં વાચકવર્ગે સમજવું જોઈએ કે, આત્મકલ્યાણ રૂપ **કલ્પવૃક્ષને લબ્ધિઓ** રૂપ ફૂલો ઉત્પન્ન થાય છે તે આત્મઋદ્ધિ ગણાય છે ઋદ્ધિઓનો ઉપયોગ તેઓ કરતા નથી કેવળ શાસનો ન્નતિના કારણમા તેઓ તેનો ઉપયોગ કરે છે તે ઋદ્ધિનું દિગ્દર્શન અહીં કરાવવામા આવે છે

તપસ્વી મુનિવરોના નાસિકાદિકો મેલ ઔષધરૂપ થાય છે જેમ ચદ્રની કાંતિ વડે પર્વતની વનસ્પતિઓ ઔષધરૂપ થાય છે, તેમ તેમના શ્લેષ્માદિનો લવમાત્ર યદિ કુષ્ઠિના શરીરને લાગે તો તેનો રોગ સર્વથા નષ્ટ થાય છે, અને કોટિરસ વડે જેમ તામ્રરાશિ સુવર્ણ થાય છે તેમ રોગીનુ શરીર કચન જેવુ થાય છે કાન-નેત્રાદિથી ઉત્પન્ન થએલ અને શરીરથી ઉત્પન્ન થએલ મેલ સર્વ રોગિઓના રોગને નાશ કરવા સમર્થ થાય છે અર્થાત્ તે મુનિવરોના શરીરના સ્પર્શમાત્રથી પ્રાણીઓ ગમે તે રોગવાળા હોય તોપણ નીરોગ થાય છે જેમ વિજળીના સ્પર્શથી વાયુ નાશ પામે છે, અને ગધહસ્તિના મદના ગધ વડે અન્ય હસ્તીઓ પલાયન થાય છે તેમ ગમે તેવુ વિષમિશ્રિત અન્ન તે મુમુક્ષુઓના પાત્રમા અથવા મુખમા આવતાજ અમૃત થાય છે

જેમ મત્રાક્ષરના સ્મરણથી વિષ નાશ પામે છે, તેમ તે વાચયમોના વચનના શ્રવણ માત્રથી મ્હોટી વ્યાધિવાળા જીવોની સમસ્ત વ્યાધિઓ શાંત થાય છે નખો કેશો, દાંતો અને બીજા પણ શરીરના અવયવો ઔષધપણાને પામે છે સ્વાતિનક્ષત્રનુ પાણી શુક્તિમા મોતી, સર્પના મુખમા વિષ અને વાંસની અદર વશલોચન–ઇત્યાદિ ભાવોને પામવામા પાત્રજ કારણ છે, તેમ શરીરના

અત્યવો જો કે સ્વભાવથી અસુન્દર છે, તોપણ તપસ્તેજ વડે જરૂર પૂર્વોક્ત મહિમાને પામે, તેમા જરા પણ સશય કરવા જેવુ નથી આજ ચાલતા છીવો પૂર્વોક્ત વાતને હસી કાઢશે, પરન્તુ તેઓ જ્યારે યોગના માહાત્મ્ય પર દૃષ્ટિ દેશે, ત્યારે તેઓને જણાશે, કે તમામ દર્શનકારો યોગના મહિમાનુ વર્ણન કરતા અણિમાદિ અષ્ટ સિદ્ધિઓ બતાવે છે, જે પ્રત્યક્ષ પ્રમાણથી વ્યવહાર કરનાર મનુષ્યોને બુદ્ધિગમ્ય નથી, છતા વસ્તુત સાચી હોવાથી શાસ્ત્રકારોએ યથામતિ વર્ણવેલ છે આના નામ માત્ર અહીં લખવામા આવે તે પહેલા, તેની સત્યતાને માટે એટલુજ કહેવુ જરૂરતુ છે કે—

શાસ્ત્રમા પદાર્થ બે પ્રકારના કહ્યા છે —**હેતુસિદ્ધ અને હેતુથી અગમ્ય** જે પદાર્થો હેતુગમ્ય નથી, તેમા આપણા જેવાઓની બુદ્ધિ કયા સુધી કાય કરી શકે ? પ્રથમ એટલો વિચાર કરવો જોઇએ કે શાસ્ત્રોને કહેનાર કોણ છે ? તેની પૂર્ણ મીમાસા થઇ ચૂકી હોય, તો તે વાત અક્ષરશ સત્ય માલૂમ પડે આ અણિમાદિ અષ્ટ સિદ્ધિઓ કહેનાર, રાગ-દ્વેષ રહિત સર્વજ્ઞ અને સર્વદર્શી **શ્રીમહાવીર** દેવ છે, તથા તેજ દેવનુ અનુકરણ કરનાર **બુદ્ધ અને પતંજલિ** વગેરે પણ છે તેઓ તમામ યોગ રૂપ કલ્પવૃક્ષના પુષ્પ સ્વરૂપ **અણિમાદિને** માને છે, અને તેનુ વાસ્તવિક ફળ **કેવળજ્ઞાન** બતાવે છે અને તે ફળનો આસ્વાદ **સપૂર્ણનિવૃત્તિ** છે, કે જે કદાપિ નાશ થનાર નથી

**અણિમા, મહિમા, પ્રાકામ્ય ઇશિત્વ, વશિત્વ, લઘિમા, યત્રકામાવસાયિત્વ અને પ્રાપ્તિ** એ આઠ સિદ્ધિઓ ઉપરાત બીજી અનેક મહાઋદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તેનો થોડો અર્થ અહીં ટાકવામા આવે છે —

(૧) અણિમા, એટલે મોટા રૂપને અણુસ્વરૂપ બનાવે, અર્થાત્ સોયના છિદ્રમાંથી દોરાની માફક પેલે પાર જઈ શકે (૨) મહિમા, મેરૂથી પણ ઉચ્ચતર શરીર કરવાનું સામર્થ્ય થાય (૩) પ્રાકામ્ય, એટલે ભૂમિપર જેમ ચાલે તેમ જળમાં ચાલ વાની શક્તિ અને જેમ જળમાં ચાલે તેમ ભૂમિમાં ચાલવાની શક્તિ (૪) ઈશિત્વ, જેના વડે તીર્થંકર ચક્રવર્ત્યાદિકની ઋદ્ધિ પ્રાપ્ત કરવા શક્તિમાન થાય તે (૫) વશિત્વ, જેના વડે ક્રૂર જન્તુઓ વશવર્તી થાય તે (૬) લઘિમા જેના પ્રતાપે વાયુ કરતાં પણ હલકું શરીર થાય તે (૭) યત્રકામાવસાયિત્વ, જેના મહિમા વડે ઇચ્છિત નાના પ્રકારના રૂપો થઈ શકે તે (૮) પ્રાપ્તિ, જેના જોરથી મેરૂ પર્વતાદિ અથવા સૂર્ય મંડળનો સ્પર્શ કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે તે આ સિવાય બીજી પણ અનેક ઋદ્ધિઓ છે જેનો વિસ્તાર યોગશાસ્ત્ર અને ઋષભદેવચરિત્રને જોવાથી માલૂમ પડશે આટલુ પ્રસંગોપાત્ત કહી હવે બીજા ઉદ્દેશને તપાસીએ

મદાદિનો ત્યાગ

પ્રથમ ઉદ્દેશામાં શ્રીઋષભદેવ ભગવાને પોતાના પુત્રોને જે ઉપદેશ આપેલો છે, તેનેજ પુનઃ દૃઢ કરવાને માટે તેમજ ઉપશમભાવની વિશેષ વૃદ્ધિને માટે બીજા ઉદ્દેશાનો પ્રારંભ કરતા પ્રભુ કથે છે —

तय स च जहाइ सेरय इति संखाय मुणी ण मज्जइ ।
गोयप्रतरेण माहणे असेयकरी अन्नेसि इखणी ॥ १ ॥

जे परिभवइ पर जण ससारे परिवत्तइ मह ।
अदु इखणिया उ पाविया इति सखाय मुणी ण मज्जइ ॥२॥

અર્થાત્—જેમ સર્પ કાચળી છોડીને તેનાથી દૂર થાય છે, તેમ મુનિવરો કર્મનો ત્યાગ કરે છે કારણાભાવથી કાર્યનો પણ અભાવ છે, એમ સમજીને મુનિઓ ગોત્ર અથવા જાતિ, કુલ અને રૂપાદિના મદવડે ઉન્મત્ત થાય નહિ, તેમ બીજાની નિન્દા પણ કરે નહિ (૧) જે જીવો અન્યનો પરાભવ કરે છે, તેઓ દીર્ઘ સંસારરૂપ કાંતારમાં પરિભ્રમણ કરે છે પરનિન્દા એ મહાપાપનું કારણ છે, અને તેટલાજ માટે 'પાપિની' એવું વિશેષણ તેને આપેલું છે, તેમ જાણીને પોતે મદ કરે નહિ (૨)

હે ભવ્યો ! શ્રીવીતરાગ દેવનો ઉપદેશ ખરેખર ધ્યાનમાં લેવા લાયક છે તેઓ શું કહે છે ? જેમ સર્પ, કાચળી ત્યાગ કરવા લાયક હોવાથી, તેનો ત્યાગ કરે છે, અને જો તેમ ન કરે, તો દુર્દશા પામે, તેવી રીતે મુનિનો મુખ્ય ધર્મ, કર્મનો નાશ કરવાનો છે ક્રોધાદિક કષાયને મુનિઓ કર્મનું કારણ સમજે છે, કર્મને અને કષાયને અન્વય વ્યતિરેક છે, એટલે કષાયની મરજુદશામાં કર્મની સત્તા અને કષાયના અભાવમાં કર્મનો અભાવ છે

જાણીને મુનિરત્નો કિંચિત્ કષાય કરે નહિ તેમજ આઠ મદમાંહેના કોઈ પણ મદને મનોમંદિરમાં પ્રવેશ પણ કરવા દે નહિ શ્રીતીર્થંકરોએ કર્મની નિર્જરાના મદને પણ નિવારેલ છે, તો પછી બીજા મદોનું કહેવું એ શું ? વળી મુનિવરોએ બીજાની નિન્દા પણ કદાપિ કરવી નહિ, પરની નિન્દા થવાના સમયને ઉપસ્થિત કરનાર મદાવસ્થા છે જ્યારે મનમાં ઉત્કર્ષભાવ થાય છે, ત્યારેજ બીજાની નિન્દા કરવાનો સમય આવે છે અને પરનિન્દા સમાન બીજું પાપ દુનિયામાં ભાગ્યેજ હશે પરનિન્દા કરનાર સ્વયં મહા નિન્દનીય કર્મ બાંધી સંસાર કાંતારમાં પશુની માફક પરિભ્રમણ કરે છે, અને અનન્ત જન્મ મરણાદિ કષ્ટો સહે છે તેજ કારણથી

સૂત્રકારે નિન્દાને 'પાપિણી' એવું વિશેષણ આપેલું છે હે મહાનુભાવો ! જો આત્મ કલ્યાણની અભિલાષા રાખતા હો, તો જાગૃતાવસ્થા તો દૂર રહી, પરન્તુ સ્વપ્નમાં પણ પરનિન્દા કરશો નહિ. કદાચિત્ નિન્દા કરવાનું વ્યસન પડ્યું હોય, અને તમારે નિન્દા કરવીજ હોય, તો તમારી પોતાની નિન્દા કરો કે જેથી કોઈવાર ઉદ્ધાર થઈ શકે વાસ્તવિક રીતે તો સ્વાત્મનિન્દાનો પણ નિષેધ કરેલો છે, કારણ કે આત્મા તો સ્વાભાવિક રીતે નિર્મળ છે, પરન્તુ વૈભાવિક દશાને લીધે જડીભૂત થએલો છે માટે સાધુઓએ મન, વચન અને કાયાથી પણ પરિભવનો ત્યાગ કરવો જ જોઈએ મનથી એમ ન ચિન્તવવું કે મારા જેવો કોઈ પણ સૂત્ર-સિદ્ધાન્તનો જાણકાર નથી, મારા જેવો કોઈ તપસ્વી નથી, અથવા કુલવાન નથી તેમજ મારા જેવો રૂપવાન પણ કોઈ નથી ઇત્યાદિ પ્રકારે મનમાં વિચાર ન કરવો અથવા વચનથી પણ તેમ બોલવું નહિ અને શરીરથી પણ વદન નેત્રાદિ દ્વારા તેવી ચેષ્ટા કરવી નહિ કારણ કે તેમ કરવાથી ભારે કર્મ બંધાય છે આજ વાતની દૃઢતામાં સૂત્રકાર પુન આગળ ચાલતા કહે છે —

जे यावि अणायगे सिया जे नियगे पेसगपेसए सिया।
जे मोणपयं उवट्ठिए णो लज्जे समयं सया चरे ॥ ३ ॥

सम अन्नयरम्मि संजमे संसुद्धे समणे परिव्वए।
जे आवकहा समाहिए दविए कालमकासि पंडिए ॥ ४ ॥

અર્થાત—જે સ્વયં નાયક અર્થાત્ નાયકરહિત ચક્રવર્તી પ્રમુખ તેમજ દાસનો દાસ—એ બન્નેએ જો મૌનીન્દ્રનું પદ સ્વીકારેલ છે અર્થાત્ ચારિત્ર અંગીકાર કરેલ છે, તો તેઓ લજ્જાને છોડી શિષ્ટ વ્યવહારની પાલના કરે, અર્થાત્ જો રંક પુરુષ ચક્રવર્તીના પહેલા

દીક્ષા લીધી હોય તો ચક્રવર્તી ગ.ને સરળ સ્વભાવથી નમસ્કાર કરે ( ૩ ) .ા લુ ? સામાયિકછેદોપસ્થાનીયાદિ ચારિત્રના સ્થાન મા રહી સમ્યક્પ્રકારે શુદ્ધભાવવાળો થઇ તેમજ તપની દ્રવ્ય અને ભાવપરિગ્રહથી મુક્ત, સુસમાહિતાદિ વિશેષણ વિશિષ્ટ યાવજ્જીવ લજ્જા મ વિગેરેના ત્યાગ પૂર્વક ચારિત્ર ધર્મની પાલના કરે ( ૪ ) પ્રથમ ની ગાથા ઉપરથી જૈનશાસનની અપૂર્વ ઉદારતા અને નિષ્પક્ષપાતતા દેખાઇ આવે છે

ખરેખર તીર્થંકર મહારાજના શાસનમા પક્ષપાતને જલાજલિ આપી છે જૈનશાસન જાતિપ્રધાન નથી પણ ગુણપ્રધાન છે જે કોઇ પુરૂષ પવિત્ર જૈનધર્મને માન આપે, તે જૈનજાતિ અતર્ભૂત થઇ શકે છે તમામ વર્ગનો ધર્માધિકાર સરખો છે મનુસ્મૃતિની માફક 'શૂદ્રોને ધર્મોપદેશ ન કરવો' ઇત્યાદિ કપોલકલ્પિત કથન વીતરાગના શાસનમા નથી ભલે ચક્રવર્તી હોય કે રાક હોય, પરતુ જ્ઞાન, દર્શન અને ચારિત્રનો જે પ્રથમ સ્વીકાર કરે તે વદનીય ગણાય છે અને તેજ પ્રમાણે વ્યવહાર થાય છે જાતિ, ધન અને વયનુ પ્રાધાન્ય નથી પરન્તુ ગુણનુ પ્રાધાન્ય છે ક્ષત્રિયજાતિ સર્વોત્તમ ગણવામા આવેલ છે, તે કેવળ આત્મવીર્યને લઇનેજ, જો તેમા પણ આત્મવીર્ય ન હોય, તો તે પણ નામમાત્ર છે કેટલાક ધર્મોમા ગમે તેવો સન્યાસી મહાત્મા હોય, તો પણ તેને શાસ્ત્ર શ્રવણ કરાવવાનો અધિકાર નહિ તે તો ૐ નુ ધ્યાન કરે ઇત્યાદિ અનેક વાતો કે બ્રાહ્મણોએ સમય મેળવીને જે એક હથ્થુ સત્તા પ્રાપ્ત કરી હતી, તે હવે જવા લાગી કે લોકો તત્ત્વજ્ઞાનને સમજવા લાગ્યા છે કેટલાએક જિજ્ઞાસુ બન્યા છે અને પક્ષપાત ને તિરસ્કારે છે વાસ્તવિક રીતે પક્ષપાત અધોગતિ કરનાર છે જુઓ પક્ષિકુળમા પક્ષ ( પાખ ) નો પાત, અર્થાત પડવુ-તે નીચે

પ્રતાનુ સૂચવે છે અને તેજ પ્રમાણે ભારતભૂમિમા આપણે પ્રત્યક્ષ આમને અનુભવીએ છીએ કહ્યુ પણ છે કે —

पक्षपाता भवेद्यस्य तस्य पातो भवेद् ध्रुवम् ।
दृष्ट वगकुलेष्वेव तथा भारतभूमिषु ॥ १ ॥

આનો અર્થ ઉપર લખેલ હકીકતમા આવી ગયેલ છે માટે વિશેષ ન લખાવતા ભવ્યપુરૂષોને ધર્મ કૃત્યમા લજ્જા અને મદ ન રાખવા ભલામણ કરી સૂત્રકાર પ્રકારાન્તરે લજ્જા અને મ નો ત્યાગ કરવા કેવો ઉપદેશ કરે છે તે બતાવવામા આવે છે —

दूर अणुपस्सिया मुणी तीत धम्ममणागय तहा ।
पुट्ठे परुसेहिं माहणे अविहण्णु समयम्मि रीयइ ॥ ५ ॥
पण्ण समत्ते सया जए समताधम्ममुदाहरे मुणी ।
सुहुमे उ सया अलूसए णो कुज्झे णो माणि माहणे ॥ ६ ॥

અર્થાત્—સમ્યક્ ધર્મ વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી તેને, અને ગયા કાળમા અને ભવિષ્ય કાળમા જીવોની શુભાશુભ ગતિને વિચાર કરી બ્રહ્મચારી મુનિઓએ કઠોર વચન અગર ભલેન્છોના પ્રહાર વડે જરા પણ ઉપાય ન કરતા ખધકશિષ્યોની માફક શાંતિમય જૈનશાસનાનુસાર વિચરવુ જોઇએ ( ૫ ) સુદર બુદ્ધિવાળા સાધુએ ભાવ શત્રુઓને જીતવા જોઇએ તેમ પ્રશ્ન કરનારથી હારવુ જોઇએ નહિ ઉત્તર દેવામા કુશળ થઇ શાંતિપૂર્વક અહિંસાદિ લક્ષણ ધર્મનો પ્રકાશ કરવો અને સૂક્ષ્મદષ્ટિ પૂર્વક સયમના આરાધક સાધુને કોઇ મારે, તો પણ ક્રોધ કરવો નહિ અને કોઇ પૂજે તો અભિમાન પણ ન કરવુ ( ૬ )

' દૂર ' શબ્દથી સૂત્રકારે મોક્ષનો અર્થ કરેલ છે, તે બરાબર છે મોક્ષ ખરેખર દૂર જ છે અનેક પ્રકારના તપ જપ, જ્ઞાન, ધ્યાન, પરોપકાર, દયા વિગેરે શ્રીવીતરાગ પ્રભુની આજ્ઞાપૂર્વક થાય

તોજ મુક્તિ નગરનો શુદ્ધ માર્ગ, કે જે, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રરૂપ છે, તે મળે છે જ્યા સુધી જીવોની શુભાશુભ પ્રવૃત્તિનુ જ્ઞાન, ભૂતભવિષ્યકાળસબધી થાય નહિ, ત્યા સુધી સ્વકર્તવ્યમા દૃઢ થવાતુ નથી તેટલાજ માટે જીવોની કર્મકૃત શુભાશુભ ગતિ અને વિચિત્ર વર્તનને તુ જો એ પ્રમાણે સૂત્રકારે કહ્યુ છે જગત્ ભગતને અનાદિ કાળનુ વેર હોનાથી સાધુને કાઇ દુર્જનો માર મારે અથવા કઠોર વચન કહે, તો પણ સાધુ દ્વેષ ન કરતા નીચે લખેલ ભાવનાથી ભાવિત અત કરણવાળો થાય

જો કાઇ નિર્નિમિત્ત ઉપદ્રવ કરે, તો સાધુએ વિચારવુ કે, “ મારો ખરેખર ભાગ્યોદય છે, કે જેથી અનાયાસ મારા કર્મની નિર્જરા થશે. મારા તિરસ્કારથી લોકોને આનન્દ છે, તેનાથી અધિક આનદ થવાનો મને સમય છે કારણ કે જો તે થોડો સમય શાતિપૂર્વક સહન થશે, તો અનાદિ કાળના મારા દુ ખદાયક કિનષ્ટ કર્મો નાશ પામશે મને મારનાથી લોકોને સુખ ઉત્પન્ન થાય છે, તો ભલે લોકો સુખી થાય એકને અલ્પ દુ ખ થતા જો ઘણાઓને સુખ થતા હોય, તો તેનો કાણ મૂર્ખ નિષેધ કરે ? આ કઠોર વચન કહેનાર મારા પરમ બધુ છે, કારણ કે કર્મરૂપ દૃઢ ગાઢ મારા હૃદયકોશમા બધાએલ છે, તેને આ લોકો ખારા વચન રૂપ ઔષધથી ગાળે છે મારૂ તાડન-તર્જન ખૂબ કરો, સુવર્ણ ઉપર લાગેલ મેલ અગ્નિ વિના સાફ થતો નથી, તેમ આત્મા ઉપર અનાદિકાળથી લાગેલ કર્મમેલ ઉપસર્ગ-પરિષહો રૂપ જળના પ્રવાહ વિના શાત થનાર નથી, મને દ યથી દુ ખ દેનાર અને ભાવરોગને હરણ કરનાર મારા મિત્રોપર હુ કોપ કરૂ, તો કૃતઘ્ન ગણાઉં, કારણ કે, તેઓ મને દુર્ગતિના ખાડામાથી કાઢે છે અને સ્વય તેઓ તેમા પડે છે પોતાના પુણ્યના વ્યય વડે મારા પર જે

અનાદિમાનનું દેણું છે તેને જેઓ ચૂકાવે છે, તેના ઉપર હું કદાપિ કોપ કરી શકું ખરો કે? વધ બંધનાદિક મને દુઃખને માટે છે નહિ પણ તેઓ સંસાર રૂપ કારાગૃહથી મુક્ત થવાના કારણો છે. કાળ તસ્કરવધાદિ કરનારને થતી અસાધારણ મને અફસોસ કરાવે છે. આ દુનિયામાં કેટલાએક પુરુષો પરને સંતોષવા ધન શરીરાદિનો ત્યાગ કરે છે તો કેવળ મને દુઃખ દેવાથી આ લોકો ખુશી થાય છે તો થવા દો, મને આક્રોશ તાડન અને તર્જનાદિ શા હિસાબમાં છે?' વળી મુમુક્ષુ પુરુષોએ એ ભાવના કરવી કે, 'મારો ફલાણાએ તિરસ્કાર કર્યો પણ મને માર્યો તો નથી? અને માર્યો હોય તો એવો વિચાર કરવો કે 'મને લાકડી વડે હણ્યો પણ શસ્ત્રથી તો મારી નાખ્યો નથી? કદાચ ધારો કે પ્રાણ લેશે પણ મારો ધર્મ તો લઈ શકવાનો નથી' કહેવાની મતલબ કે કલ્યાણના અર્થી પુરુષોએ સમભાવથી વધ, બંધન, તાડન તર્જન અને આક્ષેપાદિ સહન કરવા. આ પ્રમાણે સહન કરવાથી સાધુને કષાયોદય થાય નહિ. ખંધક મુનિના ૪૯૯ શિષ્યોને એક અભવ્યે કરતા ને ઘાણીમાં પીલ્યા છતાં જરા પણ ક્રોધવશ ન થયા. આવી રીતે જે સાધુ સંયમની સંપૂર્ણ આરાધના કરે છે તેજ વાસ્તવિક અહિંસા ધર્મને પાળનાર અને અહિંસાનો ઉપદેશક છે કેમકે સાધુ ધર્મનો ઉપદેશક પણ હોવો જોઈએ કહ્યું છે કે —

बहुजणणमणम्मि संवुडो सव्वट्ठेहिं णरे अणिस्सिए ।
हरए व सया अणाविले धम्मं पादुरकासि कासवं ॥७॥

बहवे पाणा पुढो सिया पत्तेयं समयं उवेहिया ।
जे मोणपदं उवट्ठिते विरतिं तत्थ अकासि पंडिए ॥८॥

બાહ્ય અને અભ્યન્તર પરિગ્રહથી મુક્ત, મહાહ્રદની માફક સદા સ્વચ્છ હૃદયવાળો, અને બીજા ઘણા પ્રકારના ધર્મોની વચ્ચે સમાધિપૂર્વક આર્હતધર્મનો પ્રકાશ કરનાર (૭) 'પ્રત્યેક પ્રાણીઓ સ્વકર્માનુસાર પૃથક્ પૃથક્ રહેલા છે, તે તમામ પ્રાણિઓ સુખના અભિલાષી અને દુ ખના દ્વેષી છે' એ પ્રમાણે જોઇ જિનેન્દ્રધર્મ સ્વીકારી તેમા નિયમ કરે કે, 'કોઇ જીવને દુ માર નહિ, મરાવુ નહિ, અને મારે તેને ઠીક જાણુ નહિ' તેજ પંડિત ગણાય (૮)

**સાચા ધર્મી કોણ?**

સૂત્રકારે સાધુને મહાહ્રદ તુલ્ય બતાવ્યા છે, તે બરાબર છે મહાહ્રદમા મત્સ્ય, કચ્છપાદિ જતુઓ રહે છે તથાપિ મહાહ્રદ જરા પણ મલિન જળવાળો થતો નથી તેમજ ક્ષોભ પણ પામતો નથી તેવીજ રીતે ઉપસર્ગ અને પરિષહાદિના સસર્ગથી મહામુનિઓ જરા પણ ક્ષોભ પામતા નથી ઘણા પ્રકારના ધર્મો દુનિયામા વિદ્યમાન છતા, ક્ષાન્ત્યાદિ દશવિધ ધર્મોનો તેઓ પ્રકાશ કરે છે, જેથી કરીને લોકો વાસ્તવિક ધર્મી થઇ સ્વર્ગાપવર્ગના સુખો અનુભવે છે જ્યારે અવાસ્તવિક ધર્મવાળા તો ઘણા જીવો છે, તેના ઉપર એક દ્રષ્ટાન્ત આ પ્રમાણે છે—

" મગધ દેશમા આવેલી **રાજગૃહી** નગરીમા શ્રેણિક રાજા એક દિવસ **અભયકુમાર** સહિત સભામા બેઠા હતા, તે વખતે અન્યાન્ય વાર્તાલાપની સાથે ધર્મ સબધી પણ ચર્ચા નિકળી સભામા બેઠેલા મનુષ્યો બોલ્યા, કે 'દુનિયામા **ધર્મી** પુરુષો થોડા છે અને **અધર્મી** ઘણા છે સર્વ કોઇએ આ વાત કબૂલ કરી, પરતુ તેવામા ચાર બુદ્ધિના ભડાર **શ્રીઅભયકુમારે** સભા સમક્ષ કહ્યુ કે, 'હે સભાજનો! તમે ભૂલો છો, દુનિયામા **ધર્મી** ઘણા છે અને

અવર્મી થોડા છે આ વાતની પ્રતીતિ તમને એક મ થશે નહિ માટે એક વખત તેની પરીક્ષા કરો ' સભાએ પરીક્ષા કરવાની ખુશીથી હા પાડી આ પ્રમાણે નિશ્ચય થવાથી અભયકુમાર એક કાળો અને એક ધોળો એના બે પ્રાસાદો તૈયાર કરાવ્યા, અને શહેરમા ઢંઢેરાઘોષણા કરાવી કે જેઓ ધાર્મિક હોય, તેઓ ધોળા પ્રાસાદમા પ્રવેશ કરે, અને તે સિવાયના બીજા લોકોએ કાળા પ્રાસા મા પ્રવેશ કરવો આ પ્રમાણે જાહેર કરવાથી તમામ લોકો ધોળા પ્રાસાદમા પેઠા માત્ર બેજ શ્રાવકોએ કાળા પ્રાસાદની અદર પ્રવેશ કર્યો હવે અભયકુમારાદિ સમસ્ત રાજવર્ગ અને અન્ય કે જેઓ પરીક્ષક નીમાએલા હતા, તેઓ પ્રાસાદના દ્વાર આગળ આવી ઉભા રહ્યા અને માણસો જેમ જેમ પ્રાસા માથી બહાર નિકળતા ગયા તેમ તેમ તેઓ પ્રશ્ન પૂછતા ગયા કે– બોલો તમોએ શુ સુકૃત કરેલ છે ? ' ઉત્તરમા ખેડુત બોલ્યો – હુ ખેડ કરૂ છુ ઘણા જાનવરો મારુ ધાન્ય ખાઈને જીવે છે તેમ કેટલાએક ભિક્ષુઓને હુ દાન આપુ છુ ' બીજો બોલ્યો કે, હુ બ્રાહ્મણ છુ, ષટ્કર્મ વડે ખ્યાતિ પામેલ છુ, વેદવિહિત કર્મ કરૂ છુ અને કરાવુ છુ તેમા કોઈવાર પશુઓને અને પશુ મારનાર બન્નેને સ્વર્ગના ભાગી બનાવું છુ ' ત્રીજો બોલ્યો કે ' હુ વણિકપુત્ર છુ, વેપાર કરી કુટુબનું પોષણ કરૂ છુ ' ચોથો બોલ્યો કે, ' હુ ભગી છુ, સ્વકુલાચારને પાળુ છુ જેથી અનેક માસાહારી પશુ–પક્ષીઓ માસ ખાઈ મારાથી જીવે છે, માટે હુ ધર્મી છુ ' ઇત્યાદિ અનેક પ્રકારે તમામ લોકા પોતપોતાની મન કલ્પિત વાતોને ધર્મ માની ધર્મી બન્યા હવે તે પરીક્ષકો કાળા પ્રાસાદના મુખ આગળ ગયા, ત્યારે માત્ર બે શ્રાવકો તેમાથી બહાર નિકળ્યા અ ય કોઈપણ તે પ્રાસાદમા હતુ નહિ રાજા અને અમાત્ય વિગેરે ત્યા આવેલ વર્ગ તેઓને જોઈ ચકિત થયો તેઓ વિચારવા લાગ્યા કે, આ

બન્ને જણાએ ખરા ધર્મશીલ હોવા છતા શા માટે અધર્મના પ્રાસાદમા પેસ હશે ? આ પ્રમાણે આશ્ચર્યમા મગ્ન થયેલો પરીક્ષક વર્ગ તેઓ બન્ને જણને પૂછે છે કે, 'તમે શુ અધર્મ કરેલ છે ?' ત્યારે તે બન્ને ભાઇઓ સાશ્રુલોચન બોલવા લાગ્યા —

अवाप्य मानुष जन्म लब्ध्वा जैन च शासनम् ।
कृत्वा निवृत्ति मद्यस्य सम्यक् सापि न पालिता ॥ १ ॥

અતિ દુર્લભ મનુષ્ય જન્મને અને જિનેન્દ્રશાસનને પ્રાપ્ત કરીને મદ્યપાનનો અમે જે ત્યાગ કર્યો હતો, તેને પણ રૂડી રીતે પાળી શક્યા નહિ

अनेन व्रतभङ्गेन मन्यमाना अधार्मिकम् ।
अधमाधममात्मान कृष्णप्रासादमाश्रिता ॥ २ ॥

આ વ્રતનો ભગ થવાથી આત્માને અધમાધમ માનતા અમે કાળા પ્રાસાદનો આશ્રય લીધેલ છે કારણ કે શાસ્ત્રકારોએ ભગ્નવ્રત પુરૂષોનુ જીવન વ્યર્થ પ્રાય માનેલ છે જેમકે —

वर प्रवेष्टु ज्वलित हुताशन
न चापि भग्न चिरसञ्चितव्रतम् ।
वर हि मृत्यु सुविशुद्धचेतसो
न चापि शीलस्खलितस्य जीवितम् ॥ १ ॥

બળતા અગ્નિમા પ્રવેશ કરવો એક છે, પરન્તુ ચિરકાળથી પાળેલ વ્રતનો ભગ કરવો એ નથી વિશુદ્ધાત કરણ પૂર્વક મરણ સ્વીકાર કરવુ સુન્દર છે, પણ શીલથી પરિભ્રષ્ટ થએલ પુરૂષનુ

જીવન ઠીક નથી ઇત્યાદિ પ્રકારે શાસ્ત્રના કથન મૂજબ અમે ધાર્મિકજન નહિ હોનાથી કાળા પ્રાસાદના અધિકારી બન્યા છીએ '

જગતમા વાસ્તવિક રીતે ધાર્મિક મુનિવર્ગ છે, બાકીના જે ધાર્મિક બને છે તે આડંબર માત્ર છે આજકાલનો જમાનો મહાત્માને અમહાત્માની પંક્તિમા મૂકે છે, અને ગૃહસ્થોને મહાત્માના ઇલકાબો સમર્પણ કરે છે, અથાત્ તેવા શબ્દોથી પોકારે છે અને તેઓ ધર્મના સરસ્વ થઇ બેઠેલ છે આ પણ કલિકાળનીજ મહિમા છે

આ ગાથાના દીપિકાકારે સ્પષ્ટ લખ્યુ છે કે ગાથામા ગણાવેલા ગુણોને ધારણ કરનાર સાધુઓજ ધર્મોપદેશ દેવાને અધિકારી છે ગૃહસ્થો નથી આ વાત યુક્તિયુક્ત ઠરે છે કારણ કે ત્યાગી વર્ગ સિવાય અન્ય કોઇ લોકોને વાસ્તવિક ત્યાગધર્મ બતાવી શકે નહિ અને ત્યાગ ધર્મ સિવાય બીજો કોઇ મોક્ષમા જવાનો રસ્તો નથી જ્યારે આજકાલ તો તેથી વિપરીત રીતભાત માલૂમ પડે છે આ સાથે સાધુઓને પણ ભલામણ કરવી ભૂલવી જોઇતી નથી કે, ગુરુકુલવાસમા રહી આત્મશ્રેય કેમ થાય તેને માટે પ્રયત્ન કરવો જોઇએ હે મુનિવરો ! આત્મશ્રેય કરવા સાથે શ્રીવીરપ્રભુના શાસનની ઉન્નતિમા આત્માનો ભોગ આપો હવે આગળ પ્રભુ સાધુઓને શો ઉપદેશ આપે છે, તે જોઇએ

## ખાસ સાધુઓને ઉપદેશ

**મૂર્છાનો ત્યાગ.**

धम्मस्स य पारए मुणी आरभस्स य अतए ट्ठिए।
सोयतिय ण ममाइणो णो लब्भति णियं परिग्गह ॥९॥

इह लोग दुहावह विऊ परलोगे य दुह दुहावहं ।
विद्धंसणधम्ममेव त इति विज्ज को गारमावसे ॥ १० ॥

અર્થાત્—શ્રુતધર્મ અને ચારિત્રધર્મના પારગામી તેમજ આરંભ, સમારંભ અને સંરંભથી જે દૂર રહેલ હોય તેજ મુનિ કહેવાય, પરંતુ જે લોકો એવા નથી હોતા અર્થાત્ પૂર્વે કહેલા ધર્મને જેઓ નથી કરતા, તેઓ મારૂ મારૂ કરી શોક કરતા વિનશ્વર વસ્તુમાં મોહ પામતા મરણ પામી દુર્ગતિમાં જાય છે (૯) ધન, ધાન્યાદિ પરિગ્રહ આ લોકની અંદર દુઃખ દેનાર છે, એટલુંજ નહિ, પરન્તુ પરલોકમાં પણ અત્યન્ત દુઃખ આપનાર છે વળી ધર્મનો નાશ કરનાર પણ પરિગ્રહગ્રહ છે, આ પ્રમાણે જાણીને કયો બુદ્ધિમાન ગૃહસ્થાવાસને સેવે ? (૧૦)

પ્રથમ બે પદોની અંદર સત્યસાધુ કોણ કહેવાય, તેનું સ્વરૂપ બતાવવા પૂર્વક ઇહલોક અને પરલોકમાં પણ સાધુ સુખી છે, અને તેનાથી વિપરીત પ્રવૃત્તિવાળા જીવો દુઃખી છે, તેમ બતાવેલ છે. હવે પરિગ્રહ દુઃખનું કારણ છે, એ વાત સ્પષ્ટરૂપે સમજાવવી પિષ્ટપેષણતુલ્ય છે, કારણ કે તમામ લોકોને અર્થના ઉપાર્જનમાં, રક્ષણમાં તેમજ ખર્ચમાં જે દુઃખનો અનુભવ થાય છે ? તે કંઈ પરોક્ષ નથી તેજ કારણથી નીતિના જાણકાર પુરૂષોએ અર્થ નામના પુરૂષાર્થને ધિક્કારેલ છે જેમ કહ્યું છે કે —

अर्थानामर्जने दु खमर्जितानां च रक्षणे ।
आये दु ख व्यये दु खं धिगर्थान् दु खभाजनान् ॥ १ ॥

વળી પરિગ્રહગ્રહ ધર્મનો પણ નાશક છે દાખના તરીકે, જેમ વક્રગ્રહ જેના શિર ઉપર આવે, તેને અનેક વિપદાઓ ભોગવવી પડે

છે, તેજ પ્રમાણે મમત્વ રૂપ ગ્રહ સર્વથા દુ ખ આપનાર છે, એટલુજ નહિ, પરંતુ ન્હાનામા ન્હાના મનુષ્યોની સાથે વૈરભાવ કરાવનાર પણ તેજ છે વળી લોભાવિષ્ટ પુત્ર, માતા, પિતા, ભાઇ, બ્હેન વિગેરેના પણ પ્રાણુ પરલોકમા લઇ લે છે તેના પ્રત્યક્ષ અનેક દાખલાઓ લોકોમા વિદ્યમાન છે પરલોકમા પણ પરિગ્રહમહ જીવને શાંતિ પામવા દેતો નથી વધારે શું કહીએ ? આશાને તત્ત્વવેત્તાઓ વિષની વેલડી બતાવે છે, પરંતુ ખરૂ કહીએ તો વિષવેલડીનું પાન તો આ ભવમાજ દુ ખી કરનાર છે, જ્યારે આશાલતાનું પાન કરનાર ઉભય લોકની અંદર દુ ખી થાય છે લોભિયા લોકો દુનિયાના દાસ છે લોભવશવર્તી માણસોને કોઇ પણ અકૃત્યજ નથી, અર્થાત્ નહિ કરવાના કામ પણ કરે છે આમ જાણતા છતા કોણ વિદ્વાન્ માણસ ગૃહસ્થાવાસમા વાસ કરે ! કારણ કે કોઈ માણસ જાણી જોઇને કેદ બને નહિ, અને આ સંસાર તો સંપૂર્ણ રીતે કેદખાના જેવોજ છે જૂઓ —

प्रियास्नेहो यस्मिन्निगडसदृशो यामिकभटा-
 पम स्वीयो वर्गो धनमभिनवबन्धनमिव ।
महामेध्यापूर्णं व्यसनबिलसंसर्गविषम
 भव कारागेह तदिह न रति क्वापि विदुषाम् ॥१॥

અર્થાત્—જેની અંદર સ્ત્રિઓનો સ્નેહ બેડી સરખો છે, કુટુંબ વર્ગ ચોકીદાર છે, ધન્યધાન્યાદિ પરિગ્રહ મજબૂત બંધન છે, તેમજ વિષ્ટા મૂત્રાદિથી પૂર્ણ મહા દુર્ગંધિ વ્યસનરૂપ મોટો ખાડો જેમા છે આવા સંસારરૂપ કારાગૃહમા બુદ્ધિમાન પુરૂષોને કોઇ ઠેકાણે પણ સુખ થાય ખરૂ કે ? લગાર પણ નહિ આવીજ રીતે સંસારને જ્ઞાની પુરૂષોએ શ્મશાન રૂપ પણ બતાવેલ છે —

महाक्रोधो गृध्रोऽनुपरतिश्रृगाली च चपला
स्मरोलूको यत्र प्रकटकटुशब्द प्रचरति ।
प्रदीप्त शोकाग्निस्तत अपयशो भस्म परित
श्मशान ससारस्तदतिरमणीयत्वमिह किम् ॥ १ ॥

અર્થાત્—જેની અન્દર મહા ક્રોધ રૂપ ગૃધ્ર **પક્ષીઓ** રહેના છે, અશાતિરૂપ ચચળ **શૃગાલીઓ** જેમા વસે છે કામદેવ રૂપ ઘુવડો જેની અન્દર દુસ્સહ કટુ શબ્દોનુ ઉચ્ચારણ કરે છે, શોક રૂપ મહા અગ્નિ જેની અન્દર સળગી રહી છે, અને વિસ્તારવાળા મહા અપયશ રૂપી **ભસ્મના** ટગલાઓ જેમા પડેના છે, એવો સસાર સાક્ષાત્ **શ્મશાન** તુલ્ય છે આ સસારમા સુન્દરના શી છે, તેની તો કાઇ ખબરજ પડતી નથી છતા આશ્ચર્ય જેવુ છે કે આ સસારની અન્દર બુદ્ધિમાન અને નિબુદ્ધિ—બન્ને પ્રકારના મનુષ્યો સપડાય છે આનુ બીજુ કાઇજ કારણ **નથી** માત્ર મોહ રાજા ઉન્દુ જ્ઞાન કરાવે છે તેનુજ આ પરિણામ છે જેમકે કહ્યુ છે કે—

दारा परिभवकारा बन्धुजनो बन्धन विष विषया ।
कोऽयं जनस्य मोहो ये रिपवस्तेषु सुहृदाशा ॥ १ ॥

પરાભવ કરવામા સ્ત્રીઓ કારાગ્રહ તુલ્ય છે બન્ધુજનો બન્ધન રૂપ છે, તેમજ વિષયો વિષ સદ્દશ છે, છતા મનુષ્યોને આ શો મોહ છે કે જે શત્રુઓમા મિત્રની ભ્રાતિ કરાવે છે। ખરૂ છે કે, મિથ્યાજ્ઞાન છીપની અદર પણ રૂપાનો ભ્રમ પેદા કરાવે છે માટે આવા ગૃહસ્થધર્મમા કોઇ પણ જાતનો પ્રેમ ઉત્પન્ન ન કરતાં સાધુએ પોતાના ધર્મમા સાવધાન રહી કોઇ પણ વસ્તુ ઉપર મૂર્ચ્છા કરવી નહિ

એકાકીપણુ

હવે વિશેષ ઉપદેશ કરતા સૂત્રકાર કહે છે —

महयं पलिगोव जाणिया जा विय वंदणपूयणा इह।
सुहुमे सल्ले दुरुद्धरे विउमता पयहिज्ज संथवं ॥ ११ ॥

एगे चरे ठाणमासणे सयणे एगे समाहिए सिया।
भिक्खू उवहाणवीरिए वइगुत्ते अज्झत्तसंवुडे ॥ १२ ॥

અર્થાત્—લોકપૂજા અને વંદણાદિક મુક્તિમાર્ગમા કિચ્ચડ રૂપ છે, માટે સાધુ પુરૂષે તેને સૂક્ષ્મ શલ્ય જાણીને દૂરથી ગૃહસ્થોનો પરિચય તજવો જોઇએ અને એકાકી–રાગદ્વેષરહિતપણે ભૂપીઠ પર વિચરવુ જોઇએ વળી કાઉસગ્ગનુ સ્થાન, આસન, શયન વિગેરે દરેક જગ્યાપર સમાહિત રહી તપોવિધાનમા આત્મવીર્યને નહિ ગોપવતા વાગ્ગુપ્તિ અને અધ્યાત્મમા ચિત્ત લગાવી વિચરવુ જોઇએ

સત્કારપરિષહ સહન કરવો ઘણો દુષ્કર છે જોકે લોકનિંદા સહન થાય પરંતુ પૂજા અને સ્તુતિ સહન થવી ઘણી મુશ્કેલ છે તેટલાજ માટે સૂત્રકારે અભિમાનને મુક્તિનગરના માર્ગમા કિચ્ચડ સમાન બતાવેલ છે વળી સ્વાધ્યાય, તપ અને જપાદિ ઉત્તમ કાર્યને કલંકિત કરનાર પણ અભિમાનજ છે, માટે સાધુઓએ વંદના અને પુજાદિ સત્કારપરિષહથીદૂર રહેવુ જોઇએ આસન, શયન વિગેરેમા એકલો રહે ' એકના ' શબ્દથી સમુદાયને છોડીને રહેવાનુ પ્રભુ નથી સૂચવતા, પરંતુ રાગ–દ્વેષરહિત રહેવાનુ સૂચવે છે કારણ કે સાધુને એકના રહેવામા અનેક વિપત્તિઓનો સંભવ છે શ્રીદશ-

વૈકાલિક સૂત્રમાં અપવાદ પદે એકલાને વિહાર કરવાની આજ્ઞા આપેલ છે પરંતુ તેની સાથે નીચે લખેલ શબ્દો કહેલા છે 'સમાન ગુણવાન અથવા ગુણાધિક શુભ સહાયક ન મળે, તો કામદેવની તમામ ક્રિયાથી દૂર રહી આરંભ સરંભાદિ પાપના કારણોનો ત્યાગ કરી વિહાર કરે ' આ અર્થને કહેનારી ગાથા આ છે —

णया लभेज्जा निउण सहाय गुणाहिय वा गुणओ समं वा ।
इक्को वि पावाइ विवज्जयंतो विहरिज्ज कामेसु असज्जमाणो॥

( श्रीदशवैकालिकसूत्र, द्वितीयचूलिका )

ઉપર પ્રમાણે હોય, તોજ યોગ્ય સાધુ, મેળવેલ ગુરુની આજ્ઞાથી એકલ વિહારીપણે વિચરે, પરન્તુ અન્યને માટે પ્રભુની આજ્ઞા નથી તેમ છતાં ચતુરાઈ કરી તે પ્રમાણે વિચરે, તો તેને પ્રભુની આજ્ઞાની બહારજ જાણવો જોઈએ આજકાલ કેટલાએક બહુલ-સંસારી જીવો સમુદાયમાં ન રહેતા જુદા વિચરી બાહ્ય ત્યાગ-વૃત્તિ દેખાડી ભદ્રિક જીવોને પોતાના રાગી બનાવે છે અને પૂજાય છે, એટલુંજ નહિ પરન્તુ સમુદાયમાં રહેલ સાધુના અછતા દોષો બતાવે છે, તેઓ સ્વયં સ્વચ્છન્દી હોવાથી અવન્દનીય છે, કારણ કે-શ્રીઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજ પ્રરૂપે છે —

समुदाये मनागूदोषभीतै स्वेच्छाविहारिभि ।
मंथिग्भैरप्यगीतार्थै परेभ्यो नातिरिच्यते ॥ १ ॥

वदन्ति गृहिणा मध्ये पार्श्वस्थानामवन्द्यताम् ।
यथाच्छदतयात्मानमवन्द्य जानते न ते ॥ २ ॥

કેટલાક વૈરાગ્યવાન પુરુષો સમુદાયની અન્દર અશુદ્ધ આહા-

રાદિક અને ન્યૂનાધિક ક્રિયા રૂપ અલ્પ દોષોથી ડરી જઇ સ્વેચ્છા વિહારી બને છે તે અગીતાર્થ પ્રથમ વર્ણન કરેલા શિથિલાચારીથી ઉત્તમ નથી બનકે શિથિલવિહારી છે ગૃહસ્થોની આગળ, સમુદાયમા રહેલ નરમ ગરમ સાધુને અવદનીય દેખાવતો, એવ સ્વય સ્વચ્છદપણે વિચરતો તે પોતાના આત્માને અવદનીય જાણતો નથી વિહાર ગીતાર્થ અને ગીતાર્થની નિશ્રાનજે કરવાનુ ફરમાવેલ છે બીજા વિહાર માટે પ્રભુની આજ્ઞા નથી જો જૈનસાધુઓ ગમે તેમ વિચરવા માડે તો વર્તમાન ાજે પર લાખ બાવાઓની જે દુર્દશા આપણે નજરે અનુભવિએ છીએ, તે દશા વીરના સાધુઓની થાય તેમા શકા કરવા જેવુ નથી વર્તમાનકાળમા કેટલેક અશે સાધુવર્ગની અન્ર ક્રિયા યતના, ભાષા શ્રાદ્ધજન સાથે વ્યવહાર વિગેરે કઇક વિપરીત માલૂમ પડે છે તેથી ગૃહસ્થોએ સાધુઓની સાથે જે વિનયભાવ કરવો જોઇએ તે તેઓ કરતા નથી ઉલટુ પ્રસગોપાત્ત મન વચન અને કાયાથી સાધુની આશાતના કરે છે એટલુજ નહિ, પરતુ જરા અપમાન થતા સાધુને દુખ દેવા તેમજ ફજેત કરવા પણ તૈયાર થાય છે તેજ કારણથી ગૃહસ્થોનો પરિચય સાગવાનુ સૂત્રકારે કહેલ છે સાધુએ રાગ-દ્વેષ-રહિત યથાશક્તિ તપ પણ કરવો જોઇએ તપ વિના કર્મનો નાશ થતો નથી તપની સાથે વચનગુપ્તિની પણ રક્ષા કરવી જોઇએ કારણ કે, પ્રાય જીવોના પુણ્ય કર્મ હોવાથી તપસ્યા કરનારને ક્રોધોદય જલદી થાય છે, તેટલા માટે વચનઉપર પણ કાબુ રાખવો

### જિનકલ્પી સાધુનો આચાર

જૈનશાસ્ત્રોમા સાધુ બે પ્રકારના કહેલા છે —૧ **જિનકલ્પી** અને ૨ **સ્થવિરકલ્પી.** આ પ્રસગે જિનકલ્પી સાધુઓનો થોડો આચાર બતાવતા પ્રભુ કહે છે —

णो पिहे ण या वपगुणो दार सुन्नघरस्स मजप ।
पुट्ठेण उदाहरे वाय ण समुच्छे णो मथरे तण ॥ १३ ॥

जत्थत्थमए अणाउले समविसमाई मुणी हियासए ।
चरगा य दुवावि भेरवा अदुवा तत्थ सरीसवा सिया ॥१४॥

અર્થાત્—જે શૂન્ય ઘરની અન્દર સાધુ શયન નિમિત્તે રહે, તે ઘરનુ બારણું ઉઘાડે નહિ, તેમજ બન્ધ પણ કરે નહિ કારણ કે-ઉઘાડવાથી અને બધ કરવાથી અકસ્માત્ જીવહત્યા થઈ જાય રસ્તામા ચાલતા કોઇ પ્રશ્ન કરે તો તેને ઉત્તર ન આપે અને ઉત્તર આપવા જેવુ હોય, તો અસત્ય વચન ન બોલે પરન્તુ સત્ય ઉત્તર આપે પડેલા રજાદિકને સાફ ન કરે, તેમ ઘાસ વગેરેને પાથરે પણ નહિ જે જગ્યાએ સૂર્ય અસ્ત પામે ત્યાજ ધ્યાનસ્થ રહે, ઉપસર્ગ પરિષહ વડે જરા પણ ડરે નહિ સાગરની માફક ગભીર રહે જગ્યામા ખાડાખડીઆ હોય, તો સમભાવ પૂર્વક સહન કરે, તેમ દશ-મશકાદિ, ભયકર ભૂત પિશાચાદિ અને સર્પ વગેરેના ઉપદ્રવો સહે, અર્થાત્ લગાર પણ રાગદ્વેષ કરે નહિ વળી આગળ ચાલતા કહે છે —

तिरिया मणुया य दिव्वगा उवसग्गा तिविहा हियासिया ।
लोमादिय पि ण हरिसे सुन्नागारगओ महामुणी ॥ १६ ॥

णो अभिकखेज्ज जीवियं नो विय पूयणपत्थए सिया ।
अब्भत्थमुविंति भेरवा सुन्नागारगयस्स भिक्खुणो ॥ १६ ॥

અર્થાત્—સિહ-વ્યાઘ્રાદિએ કરેલ ઉપસર્ગો, મનુષ્યોએ કરેલ અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગો, તેમ વ્યન્તરાદિક દેવોએ કરેલ ઉપસર્ગોને શૂન્ય ઘર વિગેરેમા રહેલ મુનિ સમભાવ પૂર્વક સહન કરે. એક રોમ માત્ર પણ ફરકાવે નહિ. વળી ઉપસર્ગ સમયે જીવિતની

ઇચ્છા પણ રાખે નહિ, અથવા ' આ ઉપસર્ગથી હુ મરી જઇશ ' એવી ભાવના પણ ન કરે, તેમજ ઉપસર્ગ દ્વારા પૂજા પ્રભાવના પણ ચાહે નહિ યાવત્ શૂન્યાગાર કે સ્મશાનાદિમા રહેલ મુનિ વારવાર થતા ઉપસર્ગોને સહન કરે

પૂર્વોક્ત ચાર ગાથાઓ **જિનકલ્પી** મુનિવરોને આશ્રયીને કહેલી છે જિનકલ્પ વ્યવહાર સાપ્રત કાળમા વ્યુચ્છિન થએલ છે ક્લિષ્ટ કર્મ ખપાવવા માટે પ્રથમ સઘયણ આદિક સામગ્રીને યોગે મુનિ મતગજો જિનકલ્પનો આદર કરતા હતા જ્યારે વર્તમાન કાળમા તો કેવળ **સ્થવિરકલ્પ** છે જિનકલ્પીનો વિશેષ વિસ્તાર **વ્યવહારસૂત્ર, બૃહત્કલ્પ, પ્રવચનસારોદ્ધાર** અને **પચવસ્તુ** વિગેરે ગ્રંથોમા ઘણો કરવામા આવેલો છે, હવે સાધુઓને સ્ત્રી, રાજા વિગેરેના સસર્ગથી દૂર રહેવા ઉપદેશ કરે છે

**સ્ત્રી આદિના સસર્ગનો ત્યાગ**

उवणीयतरस्स ताइणो भयमाणस्स विविक्कमासण ।
सामाइयमाहु तस्स ज जो अप्पाण भए ण दसए ॥ १७ ॥

उसिणोदगतत्तभोइणो धम्मठियस्स मुणिस्स हीमतो ।
ससग्गिअसाहु राईहिं असमाही उ तहागयस्स वि ॥१८॥

અર્થાત્—જ્ઞાન, દર્શન અને ચારિત્રની અ ર પોતાના આત્માને જેણે પ્રાપ્ત કર્યો છે, એવો, તેમજ સ્વપરનો રક્ષક, સ્ત્રી, પશુ ને નપુસકરહિત સ્થાનની અદર રહેનાર, થતા ઉપસર્ગ પરિષહાથી જે ડરે નહિ, તેને સામાયિક રૂપ ચારિત્રની પ્રાપ્તિ છે ચારિત્રધર્મમા સ્થિર અસયમથી લાજનાર ત્રિદડોત્કલિત ને અચિત્ત જળને ઉપયોગમા લેનાર, અથવા તો ગૃહસ્થના ઘરેથી

જેવુ આવેલુ હોય તેનુજ જલ પીનાર માટીના ભાજનોમ પાણીને દારે પણ નહિ એવા સાધુઓ પણ રાજાનો સસગ કરવાથી અસમાધિને જ પામે તેમ સ્વાધ્યાય પણ કરી શકે નહિ અથાત્ અસગ સાધુઓ કોઇ ગૃહસ્થનો પરિચય ન કરે તેમ રાજાને તો વિશેષ કરીને પરિચય ન કરે, કારણ કે સાધુને રાજાની દાક્ષિ ણ્યતાથી ધર્મક્રિયાનો સમય વ્યતીત કરવો પડે

જ્ઞાન, દર્શન અને ચારિત્રયુક્ત પુરુષોને પણ ઉત્તમ કારણે સેવવાની શ્રીવીતરાગદેવ ભલામણ કરે છે કે–' સ્ત્રી, પશુ અને નપુ સકરહિત સ્થાનમા રહો ' જ્યારે આજકાલના શુષ્કજ્ઞાનિયો સ્ત્રી પાસે રહીને બ્રહ્મચર્ય પાળવાનો અભ્યાસ કરવા સૂચવે છે, તે કેવ મિથ્યાત્વ છે ? ભલા, આ પાસે રહીને બ્રહ્મચર્ય પાળનાર **શ્રીસ્થુ લિભદ્ર, સુદર્શન શેઠ અને વિજયશેઠ** જેવા વર્તમાનકાળમ કોઇ થાય તેમ છે ? જૂઓ દશવૈકાલિકસૂત્ર અધ્યયન આઠમુ, પૃ ૫૨૬–૨૮ મા શુ લખ્યુ છે ?—

जहा कुक्कडपोअस्स निश्च कुललओ भय ।
एव खु बभयारिस्स इत्थीविग्गहओ भय ॥ ५४ ॥

चित्तभित्ति न निज्झाए नारिं वा सुअलकिय ।
भक्खर पिव दट्ठूण दिट्ठिं पडिसमाहरे ॥ ५५ ॥

हत्थपायपलिच्छिन कन्ननासविगप्पिय ।
अवि वाससय नारिं बभयारी विवज्जए ॥ ५६ ॥

અર્થાત્—જેમ કૂકડાના બચ્ચાને બિલાડીનો સર્વદા ભા રહે છે, તેમ બ્રહ્મચારી પુરુષોને સ્ત્રીના શરીરથી બ્રહ્મચર્યના નાશને ભય છે ( ૫૪ ) આ કારણથી શ્રીવીતરાગદેવે ચિત્રામણની સ્ત્રી

પણ જોવાનો નિષેધ કરેલો છે અથવા તો સારી રીતે અનંકૃત સાક્ષાત્ સ્ત્રીને પણ જોવી નહિ, કોઈ કારણસર સ્ત્રી દૃષ્ટિગત થઈ હોય, તો સૂર્ય પર પડેલી દૃષ્ટિ જેમ ખેંચી લઈએ છીએ, તેમ દૃષ્ટિ ખેંચી લેવી (૫૫) હાથ પગ, કાન અને નાસિકા પણ જેના કપાયેલ હોય, તેમજ જેની સો વર્ષની અવસ્થા હોય, એવી સ્ત્રીનો પરિચય પણ બ્રહ્મચારીએ છોડી દેવો વ્યાજબી છે, તો પછી તરૂણાવસ્થાવાળીની તો વાતજ શી કરવી ? આ વાતને ભાગવત અને મનુસ્મૃતિ પણ સ્વીકારે છે ભાગવતના અગ્યારમા સ્કંધના ચૌદમા અધ્યાયમા અને મનુસ્મૃતિમા કહ્યુ છે કે —

स्त्रीणा स्त्रीसगिना सग त्यक्त्वा दूरत आत्मवान् ।
क्षेमे विविक्त आसीनश्चिन्तयेन्मामतन्द्रित ॥ १ ॥

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वासमपि कर्षति ॥ २ ॥

'સ્ત્રીઓનો અને સ્ત્રીઓનો સગ કરનાર પુરૂષોનો સગ દૂરથી છોડીને કલ્યાણમા આત્મ સત્તાવાળો થઈ એકાન્તમા બેસી મારૂ ધ્યાન કર માતા, બહેન અને પુત્રી સાથે એકાન્ત સ્થળમા કદાપિ એકાસન થવુ નહિ કારણ કે બળવાન ઇંદ્રિય સમૂહ વિદ્વાનને પણ વિષય તરફ ખેંચી જાય છે,' પૂર્વોક્ત ભાગવત અને મનુસ્મૃતિના શ્લોકો બિનકુલ ઉચિત વાતજ કહે છે અર્થાત જ્યા સ્ત્રીનો સસર્ગ હોય, ત્યા બ્રહ્મચારી વાસ ન કરે, એટલુજ નહિ પરતુ જૈન સિદ્ધાત તો પશુ અને નપુસકોના સસર્ગમા રહેવાની પણ સખત મનાઈ કરે છે, કારણ કે પશુઓને એવા પ્રકારનુ જ્ઞાન નથી હોતુ કે આ મહાત્મા બેઠા છે, માટે તેની દૃષ્ટિ સન્મુખ વિષય સેવન ન કરવુ તેઓ તો જરૂર અનાદિ કાળથી

સ્વશિર પર લાગેન મૈથુનસજ્ઞાને આધીન થએલ ચેષ્ટાઓ કરશી, પરન્તુ તે અપૂર્ણ તત્ત્વજ્ઞાનીએ જોવી જોઇએ નહિ અને પૂર્ણ તત્ત્વજ્ઞાની-સર્વજ્ઞ તો સર્વ જગતને જૂએ છે, પરતુ તેઓને રાગ-દ્વેષનો સવથા અભાવ હોવાથી કોઇ દોષ થતો નથી ઇતર મહાત્મા પુરૂષોને સસારી જીવો કરતા રાગ ઓછો હોય છે, પરતુ સર્વથા તેનો નાશ નહિ હોવાથી જરૂર વિપ્રતિપત્તિનો ભય છે તેજ કાર ણુથી શ્રીવીતરાગ ભગવાને તત્ત્વદષ્ટિથી જોઇ, સ્ત્રી, પશુ અને નપુ-સકરહિત વસ્તિમા રહેવાની આજ્ઞા આપેલી છે લગાર વિચારવા જેવી વાત છે કે, એક તરફ તો સાધુઓને વ્યાઘ્રાદિના ભયથી નિડર રહેવાની ભલામણ કરી, અને બીજી તરફ આવા સ્ત્રિયો વિગેરેના ભયથી દૂર રહેવા જણાવ્યુ એનુ કારણ એટલુંજ છે કે-વ્યાઘ્રાદિના ભયો તો આ ભવ સબધી દ્રવ્ય પ્રાણુનોજ નાશ કર-નાર છે, પરતુ પૂર્વોક્ત સ્ત્રી આદિના ભયો ભાવપ્રાણુનો નાશ કર-નાર હોવાથી નિષેધેલ છે

વળી સાધુઓને તપ્ત જળ પીવાની આજ્ઞા કરવામા આવેલ છે, તે તપેલ જળ પણ જેવુ તેવુ નહિ, પરતુ ' ત્રિદણ્ડોત્કલિત ' અર્થાત્ ત્રણ વાર ઉકાળે ચડેલ હોવુ જોઇએ નામ માત્ર ગરમ કરેલ અથવા તો રાત્રીએ ચૂના ઉપર રાખેલુ પાણી સવારે પીવુ નહિં સાયન્સવેત્તાઓ પણ જળમા અમુક ડીગ્રી તાપ લાગે, ત્યારે તેને નિર્જીવ માને છે સૂત્રકારનો આશય યથાર્થ સમજીને ધુરધરાચાર્યોએ ટીકા દ્વારા તે પ્રકાશિત કર્યો છે, તેજ કારણથી ટીકાકારોને પણ ભગવાનની ઉપમા આપેલ છે છતા અફસોસનો સમય છે કે કેટલાએક અગુરૂકુલસેવી જનો, સૂત્રોના સ્વમતિથી કલ્પિત અર્થ કરી સ્વપરને દોષિત કરવા પ્રવૃત્તિ કરે છે, પરન્તુ તેમ નહિ કરતા આત્માર્થી પુરૂષોએ સત્યની શોધ કરવી વાજબી

છે ખ્યાલ કરવાની જરૂર છે કે સૂત્રની ટીકા બનાવનાર કોણ છે ? વળી કેના સમયમા તે થયેલ છે ? કદાચ કોઇ વાદી ખાતર કહે કે, ટીકાકારો શિથિલાચારી હતા, તો તે પ્રશ્ન જો કે જરા પણ સાંભળવા લાયક કે ધ્યાન દેવા લાયક નથી તથાપિ 'તુષ્યતુ દુર્જન' એ ન્યાય વડે ક્ષણવાર માની લઇએ, તો પણ તુરત એજ સવાલ ઉભો થાય છે કે જો તેઓ શિથિલાચારી હોય તો તેઓ કદાપિ ત્રણ વાર ઉકાળે ચડેલ જળ પીવા સબન્ધી કથન કરે ખરા કે ? કેમકે પાણીને વધુ ગરમ કરવાથી તેનો મૂળ સ્વભાવ ચાલ્યો જાય છે જ્યારે શિથિલાચારીઓ તો ભોગ સયોગના અભિલાષી હોય છે જૂઓ, સાપ્રતકાળમા જેઓ શિથિલાચારી છે તેઓ પ્રાય ગરમ પાણી પીતા નથી ઉલટા તેઓ તો સ્વચતુરાઇ કરી ગરમ પાણીને દૂષિત કરવા તૈયાર થાય છે માટે એટલુજ કહેવુ બસ થશે કે, શીલાગાચાર્ય જેવા ધુરન્ધર પુરુષો ઉપર અસદ્ભૂત કલંક ન આપતા ભાઇઓ! પોતાના કર્મનોજ દોષ સમજો કે જેને લીધે પૂર્વ પાપોદય પરિણામે તેવા સયોગોમા પડી અભક્ષ્યને ભક્ષ્ય અને અપેયને પેય માનો છો પરતુ તેમ માનનાર ચારિત્રપાત્ર ગણાય ખરા ? ? આચાર્ય તીર્થંકર તુલ્ય ગણાય છે, જેઓ સમ્યક્પ્રકારે જિનમતના પ્રકાશક હોય છે, તેવા આચાર્યોના વચનો માન્યા સિવાય બીજી કોઇ ગતિ નથી કારણ કે સૂત્રો અલ્પ છે, અને જ્ઞેય અનન્ત છે કોઈ પણ તીર્થંકરના સમયમા સમગ્ર વાત સિદ્ધાન્તોમા ગૂથાએલ નથી. સવિગ્ન અશઠ ગીતાર્થની પ્રવૃત્તિ અને આચરણ પણ માર્ગ-પ્રકાશક છે જે પ્રમાણે જિનવચન માર્ગ પ્રવર્તક છે તેમ ગીતાર્થની પ્રવૃત્તિ સર્વથા માન્ય છે જેણે ગીતાર્થની પ્રવૃત્તિને માન આપેલ નથી, તેણે તીર્થકરના વચનનો અનાદર કરેલ છે, એમ

કહેવામા કાંઇ પણ ખોટુ નથી શ્રીમદ્ ઉપાધ્યાયજી **યશોવિજયજી** મહારાજે કહ્યુ છે કે—

द्वितीयानादरे हन्त ! प्रथमस्याप्यनादर ।
जीतस्यापि प्रधानत्वं साम्प्रत श्रूयते यत ॥ १ ॥

બીજા પ્રમાણોનો અનાદર થતા પ્રથમ જે જિનવચન, તેનો પણ અનાદર થાય છે, કારણ કે વર્ત્તમાનકાળમા જીતકલ્પનું પ્રધાનપણુ છે

આજ પ્રકારનુ વચન ધર્મરત્ન પ્રકરણમા પણ છે—**मग्गो आगमणीई अहवा संविग्गबहुजणाइण्णत्ति**—માર્ગ આગમ પ્રમાણે જાણવો, અથવા તો સંવિગ્ન બહુ જનોથી આચીર્ણ જાણવો મૂલસૂત્ર માત્રને પ્રમાણ ગણનાર કેટલાક બાળબુદ્ધિ જીવો ઉપરની હકીકતથી મૂળસૂત્રનો અનાદર કરનાર થાય છે વીતરાગના શાસનમા સુવિહિતાચાર્યોનો એ મત છે કે, જે સૂત્રોમા કહેલ નથી, તેમ નિષેધેલ પણ નથી, અને ઘણા કાળથી જનસમૂહમા પ્રવૃત્તિ ચાલી આવે છે, તેને સ્વમતિ વડે દૂર કર્યા છે દોષો જેણે, એવા ગીતાર્થ પુરૂષો પોતાની મતિ વડે દૂષિત કરતા નથી દૂષિત કરવાથી પૂર્વોક્ત મહાન્ દોષનો ડર રહે છે માટે સ્વમતિની કલ્પના છોડી વીતરાગની આજ્ઞાનુસાર ધર્મસ્થિત અસયમ પ્રતિ લજ્જા ધારણ કરનાર મુનિપ્રવરોએ રાજાદિના સસર્ગમા નહિ પડતા સ્વાત્મકલ્યાણ કરવુ જોઇએ આ વચન પણ એકાન્ત નથી ગચ્છનાયક, કવિત્વ શક્તિમાન્ અને વા લબ્ધિસપન્ન પુરૂષો ખુશીની સાથે રાજાદિનો સસર્ગ કરે, એમ પણ આજ્ઞા આપેલી છે જેવી રીતે કે, **સિદ્ધસેન દિવાકર, મલ્લવાદી** પ્રભૃતિ થઇ ગયા કે, જેઓએ વીરશાસનની પ્રભાવના પૂર્વક રાજાઓને સત્યમાર્ગના અનુગામી

કર્યા હતા આ પ્રસંગે શ્રીસિદ્ધસેન દિવાકરજી સબન્ધી થોડી હકીકત અહીં વાચકવર્ગ સમ્મુખ રજુ કરવી સમુચિત સમજાય છે

**સિદ્ધસેન દિવાકરનુ દૃષ્ટાન્ત**

" ગ્રામાનુગ્રામ વિહાર કરતા સિદ્ધસેન દિવાકરજી એક વખત ઉજ્જેણી નગરીમા પધાર્યા તે વખતે રાગદ્વેષથી પરવશ થયેન કેટલાક બ્રાહ્મણો વિગેરે જૈનમન્દિરની પ્રતિષ્ઠા થવા દેવામા લગાર વાંધો નાખતા હતા શ્રાવકોએ આચાર્ય મહારાજ સમ્મુખ પ્રાર્થના કરી કે આપ સ્વપર સમયના સપૂર્ણ જાણુ અને કવિત્વશક્તિ તેમજ તત્ત્વવિદ્યામા સમુદ્રરૂપ હોવાથી, દ્વેષીવર્ગના કથન પરથી રાજાના મનમા જે વિપ્રતિપત્તિ થવા પામેન છે, તેને દૂર કરો તોજ અમારો ઘણા દિવસનો કલેશ શાત થાય અને રાજા, કે જે કેવલ ઇતર જનોના વિશ્વાસથી સત્યધર્મ પર ઉદાસીન રહે છે, તેને પણ લાભ થાય ' ઇત્યાદિ શ્રાવકોના યુક્તિ યુક્ત વચનો સાભળી આચાર્યપુગવ ચાર શ્લોક હસ્તકમળમા લઇ રાજદ્વાર આગળ આવી ઉભા રહ્યા નિયમાનુસાર દ્વારપાળે રોકયા તેથી આચાર્ય મહારાજે જલદી એક શ્લોક બનાવી દ્વારપાળના હાથથી આપ્યો, અને કહ્યુ કે ' આ શ્લોક રાજા વિક્રમાદિત્યના કરકમળમા આપો ' તે શ્લોક આ પ્રમાણે હતો —

दिदृक्षुर्भिक्षुरेकोऽस्ति वारितो द्वारि तिष्ठति ।
हस्तन्यस्तचतु श्लोक किंवाऽऽगच्छतु गच्छतु ? ॥१॥

અર્થાત્—' ચાર શ્લોકોને હાથમા લઇ, દ્વારપાળે રોકી રાખેન ( ઉભો રાખેલો ) એક સાધુ આપની મુલાકાત કરવાની ઇચ્છાથી દ્વારમા ઉભેલ છે, તે આવે કે જાય ? પૂર્વોક્ત શ્લોક જોઇ ગુણજ્ઞ

રાજાએ ચમત્કાર પામી એક નવીન આ પ્રમાણેનો શ્લોક દ્વારપાળના હાથમા આપ્યો —

दीयन्तां दश लक्षाणि शासनानि चतुर्दश ।
हस्तन्यस्तचतु श्लोको यद्वाऽऽगच्छतु गच्छतु ॥ १ ॥

' દશ લાખ સોના મ્હોર અને ચૌદ શાસન આપો (પછી) જેમના હાથમા ચાર શ્લોકો છે, એવા સાધુજી, મરજી હોય તો આવે અને મરજી હોય તો જાય ' આ પ્રમાણે રાજા વિક્રમાદિત્યની ઉદારતા અને વચન ગૌરવ જોઇ આચાર્યપુગવ અત્યત પ્રસન્ન થયા અને બોલ્યા કે-' મ્હારે ગ્રામ કે ટકાનુ કઇ પ્રયોજન નથી,' એમ કહી રાજસભાપ્રતિ પ્રયાણ કર્યું રાજસભામા જઇને જૂએ છે, તો ત્યા ચાર દ્વારવાળા સિહાસન ઉપર રાજાને પૂર્વ દિશા સમુખ મુખ કરીને બેઠેલ જોયા રાજાને જોઇને સિદ્ધસેન દિવાકરજીએ કહ્યુ—

अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कुत ? ।
मार्गणौघ समभ्येति गुणो याति दिगन्तरम् ॥ १ ॥

હે રાજન્ ! આપ આવી અપૂર્વ ધનુર્વિદ્યા કયાથી શીખ્યા ? કારણ કે ખરી રીતે તેની અદર બાણો ( માર્ગણ સમૂહ ) દૂર જવા જોઇએ, અને ધનુષ્યની દોરી ( ગુણ ) પાસે રહેવી જોઇએ પરતુ અહીંઆ તો તેનાથી તદ્દન ઉલટુ અનુભવાય છે, અર્થાત્ માર્ગણ સમૂહ ( યાચકો ) આપની સમીપ આવે છે, અને ગુણ દિગતરમા જાય છે ' આવો શ્લેષાર્થ જાણી વધુ પ્રસન્નતાપૂર્વક રાજા વિક્રમાદિત્ય, પૂર્વ દિશાનુ આસન છોડી દક્ષિણ દિશા તરફ જઇ બેઠો એટલે કે પૂર્વ દિશાનું રાજ્ય તેણે સૂરિવરને અર્પણ કર્યું.

હવે આચાર્ય મહારાજ દક્ષિણ દિશા તરફ જઈ આ પ્રમાણે બીજો શ્લોક બોલ્યા —

सर्वदा सर्वदोऽसीति मिथ्या संस्तूयसे बुधैः ।
नारयो लेभिरे पृष्ठं न वक्षः परयोषितः ॥ २ ॥

'હે રાજન્! હમેશા તું બધું આપનાર છે, એ પ્રમાણે પંડિતો તારી મિથ્યા સ્તુતિ કરે છે, કારણ કે રણમાં દુશ્મનો તારી પીઠને ચાહે છે અને પરસ્ત્રીઓ તારી દૃષ્ટિની ચાહના કરે છે પરંતુ તેઓ તેને મેળવી નહિ શકવાથી તેઓના મનોરથો પૂર્ણ થતા નથી' આ શ્લોક સાભળી રાજા દક્ષિણ દિશાને છોડી પશ્ચિમ તરફ સિંહાસનને શોભાવવા લાગ્યો સૂરીશ્વર તે દિશા તરફ જઇ ત્રીજો શ્લોક આ પ્રમાણે બોલ્યા —

आहते तव निःस्वाने स्फुटितं रिपुहृद्घटैः ।
गलितं तत्प्रियानेत्रे राजश्चित्रमिदं महत् ॥ ३ ॥

'હે રાજન્! આ તો મોટું આશ્ચર્ય છે કે-તારી યાત્રાભંભાના તાડન માત્રથી તારા શત્રુના હૃદય રૂપ ઘડાઓ ફૂટી ગયા, અને તેથી તારા શત્રુઓની સ્ત્રીઓના નેત્રો જળવાળા થયા

આમ સાભળી રાજા પશ્ચિમ સિંહાસનને છોડી ઉત્તરદિશા તરફના સિંહાસન પર આરૂઢ થયો કે, તત્કાળ સૂરિપ્રવર તે તરફ જઇ ચોથો શ્લોક આ પ્રમાણે બોલ્યો —

सरस्वती स्थिता वक्त्रे लक्ष्मीः करसरोरुहे ।
कीर्तिः किं कुपिता राजन्! येन देशान्तरं गता? ॥४॥

'આપના મુખકમળમાં સરસ્વતી રહેલી છે અને કરપંકજમાં

લક્ષ્મી વાસ કરે છે, તે જોઈને હે રાજન્! શું તારી કીર્તિ કુપિત થઈને દેશાંતરમાં ચાલી ગઈ છે?"

આ પ્રમાણે ચાર શ્લોકો સાંભળી રાજા અત્યન્ત સંતુષ્ટ થયો અને સિંહાસન ઉપરથી ઉતરી આચાર્યમહોદયના ચરણકમળમાં વિનયપૂર્વક મસ્તક નમાવી ચારે સિંહાસનો અર્પણ કર્યાં અને પછી કહેવા લાગ્યો કે-' આપ આપના આ સેવકને જે આજ્ઞા કરવી હોય તે કરો ' આચાર્ય મહારાજ બોલ્યા કે-' હે વિક્રમાર્ક ! મણી અને તૃણ, પથ્થર અને કાંચન એ બધાને તુલ્ય માનનાર અમને રાજ્યનું કંઈજ પ્રયોજન નથી હું તો—

पद्भ्यामध्वनि सचरेय विरस भुञ्जीय भैक्ष सकृ-
 ज्जीर्ण सिग् नियसीय भूमिवलये रात्रौ शयीय क्षणम् ।
निस्सगत्वमधिश्रयेय समतामुल्लासयेयाऽनिश
 ज्योतिस्तत्परम दधीय हृदये कुर्वीय किं भूभुजा ? ॥१॥

પાદચારી છું, એક વાર ભિક્ષાનું વિરસ ભોજન કરું છું, જીર્ણ વસ્ત્ર પહેરું છું, ભૂપીઠ ઉપર રાત્રી સમયે ક્ષણવાર સુઉં છું, અસંગ ભાવનાનો આશ્રય કરું છું, રાતદિવસ સમતા દેવીને ઉલ્લસિત કરું છું, અને પરમજ્યોતિને હૃદયાદર્શમાં ધારણ કરું છું, તો હવે હું રાજા થઈને શું કરું ?' આગળ ચાલતા સૂરિજીએ એ પણ કહ્યું —

' જો કે શાસ્ત્રોમાં તો મુનિવરોનો આચાર ઘણોજ વિસ્તારથી પ્રગટ કરેલ છે, પરંતુ હું તેમાંથી સંક્ષેપ માત્ર આપને બતાવું છું —

पद्भ्या गत्दुपानद्भ्या सचरन्तेऽत्र ये दिवा ।
चारित्रिणस्त पय स्युर्न परे यानयायिन ॥ १ ॥

तथा च—

केशोत्तारणमल्पमल्पमशनं निर्व्यञ्जनं भोजनं
निद्रावर्जनमह्नि मज्जनविधित्यागश्च भोगश्च न।
पानं संस्कृतपायसामविरतं येषां किलेत्थं क्रिया
तेषां कर्ममयामयः स्फुटमयं स्पष्टोऽपि संक्षीयते ॥१॥

દિવસે ઉઘાડે પગે જે મહાપુરૂષો ઉપયોગ પૂર્વક સપ્રયોજન ગમનાગમન કરે છે, તેઓને ચારિત્રપાત્ર જાણવા વાહન પર ચઢી ગમનાગમન કરનાર ચારિત્રપાત્ર નથી વળી જેઓ શાસ્ત્રવિધિ પૂર્વક કેશલુંચન કરે છે, શાક રહિત અલ્પ અલ્પ ભોજન કરે છે, દિવસે સુતા નથી સ્નાન વિધિના ત્યાગી, ભોગના પણ ત્યાગી, અને ત્રિદંડોત્કલિત અચિત્ત જલને સેવનાર એ પ્રમાણે નિશ્ચય જેઓ પૂર્વોક્ત ક્રિયા કરે છે, તેવા પુરૂષોને અષ્ટવિધ કર્મરૂપ રોગ વિદ્યમાન હોય, તો પણ જરૂર ક્ષય થાય છે

આ પ્રમાણે સ્વાચાર કહી સંભળાવવા છતાં રાજાએ રાજપ્રદાનનો આગ્રહ જ્યારે ન છોડ્યો ત્યારે આચાર્ય મહારાજે કહ્યું કે, હે રાજન્! અમને ઉત્તમ ભોજન લેવાની પણ ઇચ્છા નથી તો પછી રાજ્યની તો વાતજ શી ? કેમકે કહેલું છે કે —

शमसुखशीलितमनसामशनमपि द्वेषमेति किमु कामाः ?।
स्थलमपि दहति झषाणां किमङ्ग! पुनरङ्ग्ज्वलो वह्निः ॥१॥

શમ-સુખ વડે શુક્ત જેનું મન છે, તેવા પુરૂષોને ભોજન પર પણ દ્વેષ છે, તો કામાભિલાષની તો વાતજ શી ? જેમ મત્સ્યોને સ્થલ (જમીન) દુઃખ દેનાર છે, તો પછી અગ્નિ વેદનાને માટે તો કહેવું જ શું ? વળી આગળ વધી આચાર્યશ્રીએ કહ્યું —

'મહારાજ ! આપના રાજ્ય કરતા અમને અધિક સુખ છે, સ્વતંત્ર અને સ્વાભાવિક સુખને છોડી પરતંત્ર-વૈભાવિક સુખની ચાહના કોઇ પણ માણસ કરેજ નહિ સાધુ અવસ્થામા કેવા સુખો રહેલા છે, તે માટે શ્રીભર્તૃહરિ પણ કહે છે —

महो रम्या शय्या विपुलमुपधानं भुजलता
वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ।
स्फुरद्दीपश्चन्द्रो विरतिवनिता सङ्गमुदितः
सुखं शान्तः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥ १ ॥

રાજાની માફક જેને અતુલ ઋદ્ધિ છે, એવા શાંત મુનિ સુખ પૂર્વક શયન કરે છે એટલે રાજા સચિન્ત સૂએ છે, જ્યારે મુનિ તો નિશ્ચિન્ત સૂએ છે રાજાના સુખની સાથે મુનિના સુખની સરખામણી કરતા જતા કોઇ એમ શંકા કરે કે રાજા તો શય્યામા શયન કરે છે, તે સુખ મુનિને ક્યાથી હોય? તેના ઉત્તરમા કવિ કહે છે કે, રાજાની શય્યા તો નોકર તૈયાર કરે ત્યારે થાય, પરન્તુ મુનિઓને માટે પૃથ્વીરૂપ મનોહર શય્યા હમેશને માટે તૈયાર છે વળી રાજાને ઓશિકા હોય છે, તે મુનિઓને ક્યા છે? એ પ્રમાણેની શંકાના સમાધાનમા કહે છે કે, ભુજલતા એજ ઓશિકુ છે કે જે સૂતી વખતે મસ્તક નીચે રહે છે રાજાના ઓશિકા-તકિયા વિગેરેમા તો માકડ વિગેરેનો ઉપદ્રવ પણ થાય, પરન્તુ અહિંઆ તો તેની શંકા માત્રએ નથી વળી રાજા જ્યા સૂએ છે, ત્યા રંગબેરંગી ચાંદણી (ચંદ્રવો) રહે છે, તે મુનિઓને ક્યા છે? તો તેના ઉત્તરમા જાણવુ જે, સ્વચ્છ નિર્મળ તેમજ ગ્રહ, નક્ષત્ર તારાદિ રત્નોજડિત રંગબેરંગી આકાશરૂપ ચંદ્રવો હમેશને માટે તૈયાર છે રાજાને ત્યા પંખા ચાલે છે, તો મુનિયોને દશે દિશાઓનો અનુકૂલ પવન, સતતને માટે પંખોજ છે રાજાનો પંખો

ચલાવનાર માણસ પ્રમાદાધીન થાય તો તે પણ ક્ષણવાર પણ બંધ થાય, પરન્તુ તે ડર મુનિઓને બિલકુલ નથી એ બહુ તો ખરૂ, પણ દીવા વિના અંધારૂ, તે દીવો મુનિવરોને ક્યા છે ? તત્સંબંધી પણ જાણવું જોઇએ કે-દેદીપ્યમાન ચંદ્ર એજ મુનિવરોને માટે સ્વાભાવિક દીવો છે ચંદ્રમાને કાયમનો દીવો માનવામા કદાચ અસંતોષ હોય, તો તત્ત્વાર્થબોધ રૂપ દીપકલિકા મુનિવરોને માટે પ્રકાશ આપનાર છે રાજાનો દીવો જમીનને શ્યામ કરનાર અને પ્રયત્નસાધ્ય છે, જ્યારે મુનિઓનો દીવો તેથી ઉલટા ગુણવાળો છે રાજાની સેવામા કામિની વર્ગ રહે છે, તે મુનિઓ પાસે હોયજ ક્યાથી ? તેના જવાબમા પણ જણાવે છે કે **વિરતિ, શાંતિ, સમવૃત્તિ, દયા, દાક્ષિણતા** આદિ સ્ત્રી પરિવારથી વિંટાએલા મુનિ સદાને માટે સુખીજ છે રાજાને તો કોઇ વખત સ્ત્રીવર્ગથી આપત્તિનો પણ સંભવ હોય છે દાખલા તરિકે અમુક સ્ત્રી કોઇ કારણસર કુપિત થઇ હોય, તો તેને ચાટુ વચનો વડે પ્રસન્ન કરવી પડે છે વળી આપસમા ટંટો જાગે, તો રાજાના બુરા હાલ થાય છે એક કવિએ ઠીકજ કહ્યુ છે કે —

**वहुत वणिज वहु वेटिया दो नारी भरतार ।**
**उसको है क्या मारना, मार रहा किरतार ॥ १ ॥**

કર્મ રાજાથી મરેલને શો મારવો ? તેવુ દુ ખ મુનિવરને નથી, રાજા કરતા મુનિજન ઘણાજ દરજ્જે વધારે સુખી છે માટે હે રાજન ! અમે રાજ્યને શુ કરીએ ? "

ઇત્યાદિ કથનથી આચાર્ય મહારાજે રાજાને પોતાનો ભક્ત કર્યો અને ઓંકારમા જે મંદિર બનાવવામા દ્વેષિવર્ગે અટકાવ કર્યો હતો, તે વિઘ્ન દૂર કરાવ્યુ અને વીરશાસનની વિજયપતાકા ભૂપીઠપર અખંડાનંદ ફરકાવી "

આવા પ્રભાવક પુરૂષોને રાજાનો સગ ફલપ્રદ છે, પરન્તુ સામાન્ય પ્રકૃતિવાળાને રાજાદિનો સગ ફલપ્રદ નથી પૂર્વોક્ત મહાપુરૂષો કોઇવાર લોકદષ્ટિએ શિથિલ પણ દેખાઇ જાય, પરન્તુ તેઓ કારણ મળે પાછા તેવાને તેવાજ શૂરવીર દેખાય છે અને અશક્ત જનોને આના સસર્ગનો નિષેધ એટલા માટે કરવામા આવે છે કે—તેઓનો જો જરા સત્કાર થયો, તો અતમા રાજાના કિંકર થાય, રાજાની આજ્ઞા ઉઠાવવા માડે, અને સર્વ પ્રકારે પતિત થાય કેટલાક પંડિતો રાજાની દાક્ષિણતાથી ધર્મને છોડી હિંસા રૂપ અધર્મનો પણ સ્વીકાર કરે છે, પરન્તુ ખરા તત્ત્વવેત્તા પુરૂષો રાજાને હિતકર વાકયો શાતિપૂર્વક કહેજ છે, પછી ભલે તેને રૂચે યા ન રૂચે કારણ કે हितं मनोहारि च दुर्लभ वच । અસ આજ કારણથી આત્મતારક મુનિવરો રાજાદિનો સસર્ગ કરે નહિ એ પ્રમાણે સૂત્રકારે કહેલુ છે

વચન શુદ્ધિ.

अहिगरणकडस्स भिक्खुणो वयमाणस्स पसज्झ दारुण ।
अट्ठे परिहायति बहु अहिगरण न करेज्ज पण्डिए ॥१९॥

सीओदग पडिदुगञ्छिणो अपडिण्णस्स लवावसप्पिणो ।
सामाइय साहु तस्स ज जो गिहिमत्तेसण न भुञ्जति ॥२०॥

કલેશ કરનાર અને કલેશના કારણભૂત કઠોર વચનને બોલનાર સાધુ ઘણા કાળથી ઉપાર્જન કરેલા મુક્તિના કારણને–ચારિત્રને નષ્ટ કરે છે તેટલા માટે સત્‌સદ્‌વિવેકી મુનિ કદાપિ કલેશ કરે નહિ (૧૯) વળી ચારિત્રવાન તેજ સાધુ છે, કે જે સચિત્ત જળને કોઇ પણ સમયમા લેતા નથી નિયાણુ કરતા નથી, કર્મબધથી ડરે

છે, અર્થાત્ જે કાર્ય કર્મબંધનું કારણ હોય, તે કરતા નથી તેમજ ગૃહસ્થના ભાજનમા ભોજન પણ કરતા નથી (૨૦)

જેણે આધિ વ્યાધિ અને ઉપાધને દૂર છોડેલ છે, અને કેવળ આત્મશ્રેય માટે નિરાગ પણી ગણે પ્રવર્તેલ છે તેવા પુરૂષને કલેશ થવાનુ કાઇ કારણ નથી છતા કલેશ કરે, કરાવે તો તેમા મહામોહનો ઉદયજ સમજાય છે તેજ કારણથી શાસ્ત્રકારોએ ક્રોધ કરનાર સાધુને પૂર્વકોટી વર્ષો સુધી પાળેલ સયમનો નાશક બતાવેલ છે સજ્જન પુરૂષો પોતાના મુખકમળથી કદાપિ કઠોર વચનો કાઢતા નથી અને જ્યારે સજ્જનના મુખકમળમાથી કઠોર વચન રૂપ અગ્નિ નિકળે તો તેને મુખકમળ નહિ પરતુ મુખ નાગણી સમજવુ જોઇએ કઠોર વચન સામા માણસના હૃદયકમળને દગ્ધ કરી મરણ ઉત્પન્ન કરાવે છે શસ્ત્રનો ઘા રૂઝાય છે પરતુ માર્મિક વચનનો ઘા રૂઝાતો નથી. માટે સજ્જનોની પંક્તિમા રહેલા ગૃહસ્થોએજ જ્યારે અસભ્ય વચનોનો પ્રયોગ કરવો ઉચિત નથી, તો પછી સાધુ મહાત્માઓએ તો ઘણીજ બારીક દૃષ્ટિથી વચનવર્ગણા કાઢવાની જરૂર છે એમ કહેવાની આવશ્યકતાજ શી છે ? જે વચનો કષાયકલુષિત મનુષ્યોને શાંતિ આપવામા ચંદન રૂપ થાય જે વચનો ક્રોધ દાવાનળનો ઉપશમ કરવામા જળરૂપ થાય, સમ્મોહ રૂપી ધૂળને દૂર કરવામા વાયુ સમાન થાય, અને મોહ— મહામલ્લનો છેદ કરવામા શસ્ત્રતુલ્ય થાય, તેવાજ વચનો સાધુઓએ કાઢવા જોઇએ અનાસક્ત સાધુ તરફથી ઉચ્ચારાતા 'મહાનુભાવ' 'દેવાનુપ્રિય' હે ભદ્ર 'હે ધર્મશીલ,' ઇત્યાદિ વચનો અસત્રૂપ નહિ હોવાની સાથે પરમાર્થભૂત અવશ્ય હોવા જોઇએ

લગાર બારીકાઇથી વિચારવામા આવે તો, પહેલા તો 'મુનિ'

શબ્દનો અર્થજ મૌનનુ સૂચન કરે છે અર્થાત્ વિના પ્રયોજન બોલે નહિ, અને જે કાઇ બોલે તે, હિત, મિત અને પથ્ય એ વિશેષણવિશિષ્ટ.બોને પન્નવણાસૂત્રમા ભાષા પદની અદર ભાષા બોલનાર માટે સૂક્ષ્મ વિચાર કરવામા આવેલો છે એક ભણક મુનિને માટે શય્યભવસૂરિએ સિદ્ધાતમાથી સાર ખેચીને દશવૈકાલિક સૂત્રની અદર ભાષાના સબધમા જે સાતમુ અધ્યયન આપેલ છે તેની અદર સાફ જણાવેલ છે કે, ચોરને ચોર અને કાણાને કાણો, ઈત્યાદિ વચનો પણ બોલે નહિ કારણ કે તે પરને પીડા કરનાર હોવાથી મૃષાવાદ રૂપ છે વળી આજ સૂત્રના આચરણપ્રણિધિ નામના આઠમા અધ્યયનમા એવુ લખેલુ છે કે, જે વચનથી લોકને અપ્રીતિ થાય, અર્થાત્ સામો માણસ કોપ પામે, એવી અહિતકારિણી ભાષા સાધુએ કદાપિ બોલવી નહિ જેમ કહ્યુ છે કે —

अपत्तिअं जेण सिआ आसु कुप्पिज्ज वा परो ।
सव्वसो त न भासिज्ज भास अहिअगामिणिं ॥ ४८ ॥

( दशवैकालिक, अध्ययन ८ )

આજ ગાથાનો અર્થ ઉપર લખવામા આવ્યો છે નીતિમા પણ ' वाग्भूषण भूषण ' ઈત્યાદિક યુક્તિયુક્ત કથન છે કલેશ કરનાર અને કલેશકર વચન બોલનાર મનુષ્ય અન્યને અહિતકર થાય છે, એટલુજ નહિ, પરતુ સ્વય ચારિત્રરત્નને દૂષિત કરીને દુર્ગતિગામી બને છે તેજ કારણથી સૂત્રકાર કહે છે કે, ' પડિત તેજ છે કે જે કલહ કરે નહિ, કલહ કરાવે નહિ, કલહ કરનારને અનુમોદન આપે નહિ અને કેવળ સાધુપણામા રહીને કર્મની નિર્જરા કરે

## અજ્ઞાનજન્ય પ્રવૃત્તિ

णय सखयमाहु जीविय तह वि य बालजणो पगब्भइ ।
बाले पापेहि मिज्जति इति सखाय मुणि ण मज्जति ॥२१॥

छदेण पाले इमा पया बहुमाया मोहेण पाउडा ।
वियडेण पलिति माहणे सीउण्ह वयसा हियासए ॥ २२॥

અર્થાત્—તૂટી ગએલ જીવનને સાધવાનો કોઇ ઉપાય નથી, તેમ જાણવા છતા પણ બાળજન ધીઠાઇ કરે છે અને પાપકર્મ વડે તે બાળ ડુબે છે એમ જાણી મુનિ કદાપિ મદ કરે નહિ લોકો પોતાનાજ અભિપ્રાય પ્રમાણે શુભાશયવાળા થાય છે, એટલે કે કેટલાક જનો જીવહિંસાથી ધર્મ માને છે, કેટલાક વળી આરંભાદિથી દ્રવ્ય મેળવી કુટુમ્બનું પોષણ કરવું તેનેજ ધર્મ માને છે, તેમજ કેટલાક માયા પ્રપચ વડે લોકોને ઠગે છે પરંતુ હે મુને! તારે તો નિર્માયિપણે કાર્ય કરીને વર્તવુ અને શીત–ઉષ્ણાદિ પરિષહોને મન, વચન અને કાયાએ કરીને સહન કરવા

ચચળ દ્રવ્ય માટે કેટલાક પુરૂષો વિકટ અટવીમા જાય છે કાળા પાણીને ઓળગે છે વચનક્રમને છોડે છે, અસેવ્યને સેવે છે અને અકૃત્યને કૃત્ય સમજે છે, એટલુજ નહિ પરન્તુ, જ્યા રહે છે, ત્યા મોટી ચિન્તા સહિત રહે છે દાખલા તરિકે કોઇ એક પુરૂષ રેલમા અથવા સ્ટીમરમા બેઠેલો છે, તેની કમરમા અથવા ખીસામા કંચિત્ કોઇ જોખમવાળી ચીજ હોય છે, તો તે માણસ સુખેથી નિદ્રા પણ લઇ શકતો નથી ધારો કે, કદાચ જરા નિદ્રા આવી જાય, તો તે પોતે વિશ્વાસપાત્ર મનુષ્યોના સમૂહમાજ બેઠેલો હોવા છતા તરત કમર ઉપર અથવા ખીસા ઉપર હાથ નાખશે. એટલેથીજ સતોષ

થશે, એમ નહિ, પરતુ બરાબર તપાસ કરશો જૂઓ, વિચાર કરવાની વાત છે કે, ચચળદ્રવ્યને માટે આટલી બધી કાળજી રાખવી પડે છે, જ્યારે, જે જીવન ક્રોડી રૂપીઆ ખર્ચવા છતા એક ઘડી માત્ર પણ મળી શકે તેમ નથી, તે જીવન પ્રમાદ, વિકથા અને વિનોદાદિકમા ચાલ્યુ જાય છે, તેની બિલકુલ દરકાર નથી જે મનુષ્યનુ આયુષ્ય મુક્તિરૂપ નગરમા પહોચવાને માટે એક સાધન તુલ્ય છે, તેને માટે જરા વિચાર સરખો પણ ન રાખવામા આવે, એ કેટલો બધો ખેદનો વિષય કહી શકાય? અને આજ કારણથી સૂત્રકારે 'બાળ' એવો શબ્દ આપેલો છે બાલની અજ્ઞાનજન્ય ક્રિયાને જોઇ વિચારોને મુનિઓએ બાળ થવુ નહિ, તે પ્રમાણે ભલામણ કરેલ છે લોકો અધર્મને ધર્મ માની હિસા કરે છે, અને મોહને લીધે કુટુબ પોષણને સુપાત્રદાન સમજે છે, તે પણ મિથ્યા છે કેટલાક લોકો માયા વડે ભદ્રિક પુરૂષોને ઠગે છે, પરતુ વસ્તુત તો તેઓ પોતે ઠગાય છે માટે હે સાધો ! તુ જરા પણ માયા કરીશ નહિ માયા કરનાર પુરૂષ હજારો કષ્ટાનુષ્ઠાન કરે, પણ તે નકામા છે નિર્મોહી થઇ સમભાવ પૂર્વક સુખ દુ ખને સહન કરવા સુખ આવ્યે જીવવાની આશા ન કરવી, દુ ખ આવ્યે મરણાકાક્ષા ન કરવી, અને શીત ઉષ્ણાદિક પરિષહોને સહન કરવા ઇત્યાદિક હિતશિક્ષા આપી, હવે દ્ષ્ટાત પૂર્વક સાધુઓને શ્રીવીતરાગના ધર્મ ઉપર દૃઢ રહેવા સૂત્રકાર ઉપદેશ કરે છે

कुजए अपराजिए जहा अक्खेहिं कुसलेहिं दीवय ।
कडमेव गहाय णो कलिं नो तिय नो चेव दावर ॥ २३ ॥

एवं लोगंमि ताइणा वुइए जे धम्मे अणुत्तरे ।
तं गिण्ह हिय ति उत्तमं कडमिव सेसवहाय पंडिए ॥२४॥

અર્થાત્—પાશા વડે અથવા કોડી વડે રમતો ઘૂતકાર અન્ય ઘૂતકાર વડે જીતાતો નથી, કારણ કે જે દાવથી તેને જય થયો હોય, તે દાવને તે અંગીકાર કરે છે ઉદાહરણ તરીકે, ચોકા વડે જીતેલ હોય તો એકા દુઈ ઇત્યાદિકને હાથ ધરતો નથી એટલે જેમ જુગારી જીતેલ દાવનેજ ગ્રહણ કરે છે, તેમ લોકોની અઢ જેમા અહિંસા પ્રધાન છે, એવા અને શ્રીવીતરાગે પ્રરૂપેલા સર્વોત્તમ ક્ષાન્ત્યાદિ દશ પ્રકારના ધર્મોને સાધુ સ્વીકારે છે કે, જેના વડે કરીને અનંત જીવો વિજયી થયા છે, થાય છે અને થશે જેમ તે જુગારી ચોકા વિના બીજા દાવને પરિહરે છે તેમ સાધુ પણ ગૃહસ્થ ધર્મ, પાસત્થાદિનો ધર્મ અને મિથ્યામાર્ગાનુગામિના ધર્મને પરિહરે છે કેવળ અહિંસાદિ ગુણગણ વિભૂષિત ધર્મનોજ સ્વીકાર કરે છે

'ધર્મ' શબ્દનો વ્યવહાર ઉચ્ચ નીચ તમામ જાતિએ કરે છે આસ્તિક કે નાસ્તિક તમામ ધર્મ માટે લડે છે, જેના ખંડન મંડનના લાખો બલ્કે ક્રોડો ગ્રન્થોની રચના થઇ છે, તથાપિ સત્ય ધર્મની પરીક્ષા જગજ્જન્તુ કરી શકયા નહિ અને જેણે પરીક્ષા કરી, તેને રાગદ્વેષનો અભાવજ થયો સમજવો અને જેને રાગ–દ્વેષનો અભાવ થાય છે, તેઓ તો, સર્વ જીવો સત્યધર્મગામી થાઓ યા નહિ તેની દરકાર નહિ કરતા કેવળ ભાષાપુદ્ગલોને ખપાવવા ઉપદેશ કરે છે, તે સમયે જેનો ભાગ્યોદય હોય છે, તેઓ તો મિથ્યાત્વ ભાવને છોડી સમ્યક્ત્વ દશામાં આવી જાય છે, જ્યારે કેટલાક દુર્ભવ્યો તો ઉલટા દ્વેષાનલમાં ઝંપાપાત કરી તેમજ સત્ય ધર્મની નિન્દા કરી ગાઢ મિથ્યાત્વી થાય છે જગતમાં અનાદિ કાળનો રીવાજ પણ ચાલ્યો આવે છે કે સત્યાન્વેષી થોડા હોય છે જ્યારે મિથ્યાડમ્બરી ઘણા દેખાય છે તે સાથે પોતાનો ફકો

ખરો કરવા માટે મિથ્યાશાસ્ત્રોની રચના પણ કરવામા આવે છે વળી તે મિથ્યાશાસ્ત્રનો પ્રચાર કરવા માટે સત્ય વાતનો અપલાપ થાય છે આપણે અહીંઆ માત્ર એકજ દષ્ટાન્ત લઇએ 'મનુસ્મૃતિ' ના પાચમા અધ્યાયમા એક શ્લોક છે—

**न मासभक्षणे दोषो न मद्ये न च मैथुने ।**
**प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ १ ॥**

આ શ્લોકનો પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ—બન્ને આપસમા વિરોધ ભાવને વહન કરે છે ઉત્તરાર્ધમા, **નિવૃત્તિ** કરવાની બાબતને મહા ફળવાળી બતાવી છે, પરતુ વિચાર કરવાની જરૂર છે કે ભલા, જો પ્રવૃત્તિમા દોષ ન હોય, તો નિવૃત્તિમા મહા ફળ ક્યાથી ? **સસાર** દોષગ્રસ્ત છે, તેટલાજ માટેજ **નિર્વાણ** નિર્દોષ કરે છે વિષય દુર્ગતિનુ કારણ છે, માટેજ બ્રહ્મચર્ય સ્વર્ગનુ કારણ છે તેવીજ રીતે જો પ્રવૃત્તિ સદોષ હરે, તોજ નિવૃત્તિ મહાફળવાળી ગણાય આ વાત બધબેસ્તી ત્યારેજ થઇ શકે કે, જ્યાર તે શ્લોકના પૂર્વાર્દ્ધનો અર્થ બાલબુદ્ધિ પૂર્વક ન જોતા જરા તત્ત્વદષ્ટિ પૂર્વક જોવાય „એટલે કે **न मास भक्षणे दोषो** એ પદની અન્દર **मासभक्षणे** અને **दोषो** એ બે શબ્દોની વચ્ચે લુપ્ત '**અકાર**' કાઢીને એ પદનો અર્થ કરવો જોઇએ એટલે કે એવો અર્થ કરવો જોઇએ કે, **માસભક્ષણમા અદોષ નહિ**, કિન્તુ દોષજ છે, તેમજ મદ્યપાનમા પણ '**अदोष**' નથી, પરતુ દોષજ છે, વળી મૈથુનમા પણ **अदोष** નથી, પણ દોષજ છે કારણ કે પ્રાણિઓની પ્રવૃત્તિ અનાદિકાળથી અજ્ઞાનજન્ય છે, તેથી જો નિવૃત્તિ કરે, તો મહાફળ છે આ પ્રમાણે અર્થ કરવાથી ઠીક થાય છે જો કદાચ કદાગ્રહ કરવામા આવે અને એમ કહેવામા આવે કે, મનુજીનુ વાક્ય છે કે '**प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला**' અને તે વાક્યનો અર્થ પણ

એવોજ છે કે 'પ્રવૃત્તિમા દોષ નથી, પણ નિવૃત્તિમા ફળ છે' તો તે વાક્ય તટસ્થ માણસના મનોમંદિરમા પ્રવેશ કરશે નહિ આ અર્થની અંદર જ્યારે મનુજીનો આ શ્લોક પ્રામાણિક ગણાય તો કોઈ મધ્યસ્થ પુરુષ નીચેના શ્લોકો કહે તો તે પણ પ્રમાણિક કેમ ન ગણવા જોઈએ? જેમકે —

क्रोधे लोभे तथा दम्भे चौर्ये दोषो नहि नृणाम् ।
प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ १ ॥
पैशून्ये परनिन्दाया माने दोषभ्रमोऽपि न ।
प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ २ ॥
असत्ये दोषसत्ता न देवाज्ञाखण्डने तथा ।
प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ ३ ॥
कृतघ्नत्वे न वै दोषो मिथ्याधर्मोपदेशके ।
प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ ४ ॥
शूद्रवृत्तौ न वै दोषो म्लेच्छवृत्तौ तथैव च ।
प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ ५ ॥
विप्रघाते च नो दोषो गोवधे नृवधे तथा ।
प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ ६ ॥
शक्रोत्थापने दोषो नहि पितृवधे तथा ।
प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥ ७ ॥
श्राद्धाऽकृतौ न स्याद् दोषो विस्मृते चात्मकर्मणि
प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ ८ ॥
कियद् वच्मि महाभाग ! पापे नैवास्ति दूषणम् ।
प्रवृत्तिरेषा भूताना निवृत्तिस्तु महाफला ॥ ९ ॥

ઇત્યાદિ શ્લોકો શુ પ્રામાણિક ગણાય ખરા કે? જો તે પ્રામાણિક ગણાય તો સસારમા પાપનો સર્વથા અભાવજ થાય અને કેવળ પુણ્યપ્રકર્ષજ અનુભવાય, પરન્તુ તેવુ તો નજરે જોવાતુ નથી, તેમજ અનુભવાતુ પણ નથી જગતને વિચિત્ર ઢગ વાળુ જોઇએ છીએ અને જેવુ કૃત્ય કરીએ, તેવુ ફળ અનુભવીએ છીએ માટે જ જેની અન્દર હિસા, અસત્ય ચોરી, વ્યભિચાર અને સસ્પૃહતા જોવામા આવે, તે અધર્મ અને તેનાથી વિપરીતને ધર્મ સમજવો જોઇએ પરન્તુ ખડન મડન અને બખેડાઓમા ધર્મની પ્રાપ્તિ થતી નથી કદાચ કોઇને શકા ઉદ્ભવે કે ' તમે न मासभक्षणे दोषो ઇત્યાદિ વાક્યોને લઇને અત્યાર સુધી બોલી ગયા, તે ખડન નહિ, તો બીજુ શુ છે ? ' તેના ઉત્તરમા સમજવુ જોઇએ કે–તે ખડન નથી, પરન્તુ તે તો માત્ર શ્લોકનો યથાર્થ અર્થ–ભાવ બતાવવાને માટે પ્રયત્ન કરેલો છે ધર્મી વર્ગ જો કે હિસા કરવા ખુશી નથી, છતા કોઇ માણસ તેવા વાક્યો ઉપર વિશ્વાસુ બની ફસાય નહિ, તેટલાજ માટે યથામતિ ભાવ બતાવવા પરિશ્રમ કરવામા આવ્યો છે છતા અધશ્રદ્ધાને આગળ કરી હિસાદિક દુષ્કૃત્યો કોઇ કરે, તો તે સૌ સૌના ભાગ્યની વાત છે અને એટલા માટે તો શ્રીવીતરાગ દેવોએ સાધુઓને દૃષ્ટાન્ત પૂર્વક વિશુદ્ધ માર્ગને પકડવાનો ઉપદેશ કરેલો છે

## વિશુદ્ધમાર્ગ સેવન

### વિષય ત્યાગ.

उत्तरमणुयाण आहिया गामधम्मा इइ मे अणुस्सुयं ।
जसि विरता समुट्ठिया कामवस्स अणुधम्मचारिणो ॥२८॥

जे पय चरति आद्दिय नापण महया महेसिणा ।
ते उट्ठिय ते समुट्ठिया अन्नोन्नं सारंति धम्मओ ॥ २६ ॥

અર્થાત્—સુધર્માસ્વામી જબુસ્વામી પ્રતે કહે છે કે-હે જબૂ! પ્રથમ ઋષભદેવે પોતાના પુત્રોને કહ્યુ ત્યારબાદ શ્રીમહાવીરદેવે મને કહ્યું, તે વાત હુ તને કહુ છુ તે એ છે કે —ઇન્દ્રિયોના વિષયો મનુષ્યોને અતિ દુર્જય છે શબ્દાદિકના ૨૩ વિભાગ પાડેલા છે તે વિષયોથી જે વિરાગ પામેલ હોય, તેઓજ શ્રીજિનોક્ત ધર્મના કરનાર અથવા પાલનાર સમજવા પૂર્વોક્ત ગ્રામધર્મોને જે જ્ઞાનપૂર્વક છોડે છે, તેઓજ કાશ્યપધર્મની સેવા કરે છે એટલે તેઓને શ્રીઋષભદેવ અને શ્રીમહાવીરસ્વામીના ધર્મના અનુચારી જાણવા તેઓનેજ સમ્યક્ પ્રકારે ઉદ્વેગ પામેલ, અત્યત વિરાગ પામેલ અથવા સારી રીતે ઉઠેલ પણ સમજવા તેઓ અ યો અન્ય સારણા, વારણા, ચોયણા અને પડિચોયણા ઇત્યાદિક કરે

ઇન્દ્રિયો પાચ છે (૧) સ્પર્શેન્દ્રિય (૨) રસનેન્દ્રિય (૩) ઘ્રાણેન્દ્રિય (૪) ચક્ષુરિન્દ્રિય અને (૫) શ્રોત્રેન્દ્રિય આ પાચ ઇન્દ્રિયોના યોગે જીવ પચેન્દ્રિય સજ્ઞાને પામે છે ન્યૂન ઇન્દ્રિયવાળા જીવો અનુક્રમે એકેન્દ્રિય દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયાદિ સજ્ઞાને ધારણ કરે છે આ ઇન્દ્રિયોના જે નામો પહેલા આપ્યા છે, તેજ પ્રમાણે અનુક્રમથી એક એકથી વધારે ઇન્દ્રિયો જાણવી જેમ એકેન્દ્રિયને કેવળ સ્પર્શેન્દ્રિય હોય છે, દ્વીન્દ્રિયને રસનેન્દ્રિય વધે તેમ અનુક્રમે એક એક ઇન્દ્રિયની વૃદ્ધિ કરવી અતમા પચેન્દ્રિયને શ્રોત્ર ( કાન ) હોય છે કેટલાક જીવોને કાનના સ્થાને કેવળ મીંડા જેવુ હોય છે લોકોમા કહેવત છે કે, ' મોંઢા એને ઇંડા ' ' કાન તેને થન ( સ્તન ) ' હોય છે દુનિયામા જીવો અનેક ભેદવાળા હોય છે, તે વાત તીર્થંકરના શાસ્ત્રો સિવાય અન્ય

૧૩

શાસ્ત્રોમા નથી, એમ તો નહિ, પરતુ હા તેનો વિચાર બીજે કયાય નથી, એમ પક્ષપાત રહિત કહેવામા લગારે વાધો નથી ખરૂ કહીએ તો જ્યા સુધી જીવાજીવનું જ્ઞાન નથી, ત્યા સુધી જીવદયાના હિમાયતી થઇ શકાતું નથી કારણ કે જ્યા સુધી કારણ-શુદ્ધિનુ જ્ઞાન નથી, ત્યા સુધી કાર્યશુદ્ધિ થવી દુર્ઘટ છે પ્રથમ તો જગતમા જીવો કેટલા પ્રકારના છે ? તેનો વિચાર સૂક્ષ્મદષ્ટિ પૂર્વક કરવો આવશ્યક છે કેવળ સ્થૂળબુદ્ધિ પૂર્વક ચોરાશી લાખ જીવયોનિ કહેવાથી જીવદયા પળાતી નથી ચોરાશી લાખ કેવા પ્રકારે છે, તેનો વિસ્તાર વેદમા જોવામા આવતો નથી અગર છે તો થોડો ઘણો પુરાણમા છે હવે મારી માન્યતા પ્રમાણે કેટલાક ભાગો પુરાણોની અન્દર જે કહેવામા આવ્યા છે, તે જૈનશાસ્ત્રા-નુસાર કહેવાએલ છે, જ્યારે અસભવ હકીકત તો મન કલ્પિત હોય તો ના નહિ આજકાલ કેટલાક વેદાનુયાયી લોકોની શ્રદ્ધા પુરાણોથી હઠતી જાય છે, તેનુ મૂળ કારણ પ્રણેતા પ્રામાણિક નહિ, એમ સમજાય છે તીર્થંકર મહારાજનો તો નિર્વિકારી, પરસ્પર વિરૂદ્ધ વાક્યોરહિત અને કેવળ આત્મશ્રેયને માટે ઉપદેશ થએલ છે જેમા જીવો ઉપર કર્મ કેમ લાગે છે ? કર્મ કેટના પ્રકારના છે ? અને તે કર્મોનો નાશ કેવી કરણી કરવાથી થાય છે ? ઇત્યાદિ વિવેચનથી ભરપૂર જૈનાગમ છે પરતુ ખેદ માત્ર એટલોજ છે કે-વર્તમાન કાળમા જીવો ઇંદ્રિય સુખમા લપટ થઇ લગાર કઠિન કરણી જોઇને ત ત શકિત થાય છે અને વિચારે છે કે, 'આવી ખટપટિયા કરવાથી શુ ?' 'પરિણામ સુન્દર રાખવો ' ભાઇઓ ! વિષયોને છોડ્યા સિવાય કદાપિ પરિણામ સુન્દર થાય ખરો કે ? તેજ કારણથી શ્રીવીતરાગ પ્રભુએ શબ્દાદિ વિષયોને જીતવા માટે સાધુને પ્રથમ ઉપદેશ કરેલો છે એટલે કે-જે શબ્દાદિ વિષયોને જીતે, તેજ સાધુ કહેવાય આ સિવાય પરસ્પર ધર્મની ચર્ચા કર-

વાતુ કહેલ છે, તે પણ ઘણીજ સુદર વાત છે કારણ કે જે સમુદાયમા સારણા-વારણાદિક નથી તે ગચ્છ સાધુએ છોડી દેવો વળી જે ગચ્છની અદર સારણા-વારણાદિક હોય, ત્યા ગુરૂઆદિક કદાચ દડાથી તાડના કરે, તો પણ તે ગચ્છનો ત્યાગ કરવો નહિ જો સારણા-વારણા ન હોય, તો વર્ત્તમાનકાળમા હિન્દુ બાવાઓની જે દશા છે તેજ દશા વીતરાગનાં શાસનમાં વર્ત્તતા મુનિઓની પણ થાય માટે જરૂર હિતશિક્ષાદિ પૂર્વક ધર્મચર્ચા હોવી જોઇએ વળી વિષયના ત્યાગ માટે ઉપદેશ કરતા વધુમા કહે છે —

मा पेह पुरा पणामए अभिकखे उवहिं धुणित्तए ।
जे दूमण तेहिं णो णया ते जाणति समाहिमाहियं ॥२७॥

णो काहिए होज्ज सजए पासणिए ण य सपसारए ।
नच्चा धम्म अणुत्तर कयकिरिए ण यावि मामए ॥ २८ ॥

અથાત્—પૂર્વે ભોગવેલ વિષયોને જો નહિ ભવિષ્ય કાળમા વિષયની પ્રાપ્તિનો અભિલાષ પણ કર નહિ અને માયાને દૂર કર જે પુરૂષો દુષ્ટ મનથી વિષયાધીન થતા નથી તેઓ સર્વોત્તમ સમાધિધર્મને જાણે છે, એ પ્રમાણે તત્ત્વને જાણનારા કહે છે

ગોચરી માટે ગયેલ સાધુ ગૃહસ્થોના ઘરમા કથા કરે નહિ પ્રાશ્નિક ન થાય, એટલે કે પ્રશ્નનો ઉત્તર પણ ન આપે અને એમજ કહે કે, ' ગુરૂ આદિક સમ્યક્પ્રકારે ઉત્તર આપશે ' તેમજ કોઇ વરસાદ વિષે અથવા વસ્તુના ભાવ વિષે પૂછે, તો તે પણ કહે નહિ શ્રીવીતરાગનો ધર્મ સર્વોત્તમ છે, એમ જાણી સમ્યક્ અનુષ્ઠાનમા તત્પર થાય અને શરીરાદિમા મમત્વભાવ ન કરે

જે વસ્તુને યાદ કરવાથી અથવા જોવાથી મનોવૃત્તિ વિપરીત

થાય, તે વસ્તુને યાદ ન કરવી, તેમ જોવી પણ નહીં, એ સામાન્ય નિયમ પ્રાય સર્વ મનુષ્યોના અનુભવમા હશે તેમા વિશેષ કરીને આત્મશત્રુ શબ્દાદિ વિષયો તો આત્મા સબધી શાશ્વતી ઋદ્ધિના ચોર હોવાથી તેના પર દૃષ્ટિ દેવી નહિ તેમ તેને સ્મૃતિપથમા પણ લાવવા નહિ ભવિષ્યકાળમા પણ તેનો સબધ ન થાય, તેને માટે સાવચેતી રાખવી માયા અને અષ્ટપ્રકારના જે કર્મો તેને દૂર કરવા તાત્પર્ય એ છે કે, માયા કર્મનુ કારણ છે, માટે માયાને દૂર કરવાથી કર્મ સ્વાભાવિક રીતેજ દૂર થશે જે પુરૂષો ખરાબ વિચાર વડે વિષયવિવશ થયા નથી, તેઓનેજ જગત્મા શૂર, વીર, તત્ત્વજ્ઞ અને સમાધિધર્મના જાણકાર સમજવા જોઇએ

સાધુ ગૃહસ્થોના ઘરમા જઇ કથા ન કરે, તેનો મૂળ ઉદ્દેશ એ છે કે-**વિકથા** ન કરે, અથવા ગપ્પ ન હાકે કદાચ એવો પ્રસગ હોય અને ગૃહસ્થના ઘરમા કથા કરે, તો બે ત્રણ સાધુ સાથે હોવા જોઇએ, સ્ત્રીવર્ગ પણ બહોળો હોવો જોઇએ, અને સાથે પુરૂષો પણ હોય અને તેમ ન હોય તો ધર્મકથા પણ ન કરે પ્રશ્નનો ઉત્તર આપવાની શક્તિ હોય છતા ગુરૂઆદિનું બહુમાન રાખવા માટે તેઓને ગુરૂ પાસે આવવાનુ કહે કદાચ કોઇ એવો સમય હોય, કે પ્રશ્નોત્તર નહિ આપવાથી શાસનની હેલના થતી હોય, અથવા લોકો અનેક કલ્પનાઓ કરે તેમ હોય, તો ઉત્તર શાતચિત્તથી અને ગભીર સ્વભાવ પૂર્વક આપે પરતુ વૃષ્ટિ વગેરે સાવદ્ય પ્રશ્નોનો તો ઉત્તર આપેજ નહિ તેવા પ્રશ્નોમા અનેક અનર્થો રહેલા છે કારણ કે શુભાશુભ કહેનાર પ્રત્યક્ષ રીતે આર્ત્તધ્યાનવાળો થાય છે. દાખલા તરીકે, એમ કહ્યુ હોય કે-અમુક દિવસની અદર અથવા અમુક દિવસે વૃષ્ટિ થશે, અને કદાચ ધારો કે તેમ ન થાય, તો

ભારે સતાપ થાય વળી કથન કરેલ દિવસોની અંદર હમેશા આકાશની સામે જોવું પડે, તેમ બહાર જઈને પવનની પરીક્ષા પણ કરવી પડે તેજ પ્રમાણે વસ્તુઓનો ભાવ કહેનાર પણ તેજ પ્રકાર દુખી રહે છે પોતાનું વચન સત્ય થવા ખાતર હજારો જીવોને નુકસાન થાય, તેનુ ધ્યાન રહેતુ નથી લોકોમા કેવળ વચનસિદ્ધિ બનાવના ખાતર મત્રાદિનો જાપ એકાગ્રચિત્તે કરવો પડે પરતુ જો તેવુજ ધ્યાન આત્મોને અર્થે થાય, તો રાગદ્વેષ જે અનાદિકાળના શત્રુઓ છે, તેનો ક્ષય થતા વાર લાગે નહિ, પરતુ તેવા ભાગ્ય હોય કયાથી ? ઉલટુ, જે ધ્યાનથી રાગદ્વેષ વૃદ્ધિ પામનાર છે તે ધ્યાન પર મન, વચન અને કાયા વડે લીન થવાય છે, તેટલાજ માટે જિનરાજ દેવે સાધુઓને ભવિષ્ય કાળના શુભાશુભ કહેવાની મનાઈ કરેલી છે યદ્યપિ સાધુઓ દરેક બાબત જાણે ખરા પરતુ કહે નહિ જેઓ સ્વદેહમા નિસ્પૃહ છે, તેઓ યશોના૦ કીર્તિવાદ, અથવા તો 'આ મારા ભક્તો છે, હું તેઓનો ગુરૂ યા સ્વામી છુ,' એવો આગ્રહ ખરા સાધુને હોય નહિ હવે સાધુઓને કપટના ત્યાગ પૂર્વક આત્મહિત કરવા પુન કહે છે —

### નિષ્કપટ ભાવ

छन्न च पसस णो करे न य उक्कोस पगास माहणे ।
तेसि सुविवेगमाहिए पणया जेहिं सुजोसिय धुय ॥ २९॥

अणिहे सहिए सुसवुडे धम्मट्ठी उवहाण वीरिए ।
विहरेज्ज समाहि इदिए आत्तहिअ खु दुहेण लब्भइ ॥३०॥

'અર્થ'ત્—લક્ષણથી લક્ષ્યાર્થનો બોધ કરાવવા પૂર્વક ઉપદેશ કરે છે પ્રથમ છન્ન એટલે માયા, કારણ કે માયાવી માણસ

સ્વાભિપ્રાયને ગનો રાખે ે, તેને હે મુને ! તું ા કર વળી **પ્રશસ્ય** એટને **લોભ** જગજ્જતુ લોભને માન આપે છે, માટે તેનુ નામ **પ્રશસ્ય** છે, તેને ન કર તેમજ **ઉત્કર્ષ** એ **માનનુ** નામ છે તેને પણ ન કર મુખ વિકારાદિ ચેષ્ટા જેના ઉ યને કરે છે, તે **પ્રકાશ** અર્થાત્ **ક્રોધ** તેને પણ ન કર પૂર્વોક્ત **માયા, લોભ, માન** અને **ક્રોધ** જેઓ નથી કરતા, તેઓને સુવિવેકી જાણવા તે મહાપુરુષોએ સયમની સેવા કરેલી છે

**અસ્નેહ** એટને ? **મમત્વરહિત** અથવા તો પરિષહો વડે પરાજિત નહિ થએલ, અથવા તો **અણહ** અર્થાત્ અનઘ—નિષ્પાપ, જ્ઞાનાદિ ગુણ યુક્ત તેમજ સ્વહિત એટને ? આત્મહિતકારક, ભલે પ્રકારે અવૃતેન્દ્રિય તેમજ મનોવિકાર રહિત ધમાર્થી ઉપધાન, સૂત્રવિધિ પ્રમાણે યોગવહનાદિ ક્રિયા કરનાર તેમ વશીકૃતેન્દ્રિય એવો પૃથ્વીતલમા વિચરે કારણ કે, આત્મહિત ઘણુ દુર્લભ છે

માયા મહાદેવીએ જગતમા અનન્ત જીવોનો ભોગ લીધો છે, તથાપિ તે તેવી ને તેવીજ તૃપ્ણાવાળી છે **શ્રીયશોવિજયજી** મહારાજ આઠમા પાપસ્થાનકના સ્વરૂપનુ વર્ણન કરતા કહે છે —

કેશ લોચ મલ ધારણા સુણો સતાજી,
ભૂમિશય્યા વ્રતયાગ, ગુણવતાજી,
સુકર સકલ છે સાધુને, સુણો સતાજી,
દુક્કર માયાત્યાગ, ગુણવતાજી,
નયન વચન આકારનુ, સુણો સતાજી,
ગોપન માયાવત, ગુણવતાજી,
જેહ કરે અસતી પરે, સુણો સતાજી,
તે નહિ હિતકર તત, ગુણવતાજી

ઇત્યાદિ કથન વિવેકી પુરૂષોએ વિચાર કરવા જેવું છે કેશ-લુંચન, કે જેને કેટલાક વૈરાગ્યરંગ ગણિતાત કરણુ કરી શકતા નથી, અને મનધારણુ અતિ દુસહ છે વળી ભૂમિપર સૂવુ, વ્રતનું પાળવું— એ બધું દુષ્કર છે, તોપણ તેને સુકર બતાવેલ છે પરંતુ માયાનો ત્યાગ અતિ દુષ્કર બતાવેલ છે વાત પણ ખરી છે, કારણ કે અનાદિ કાલનો દુશ્મન મોહરાજા સ્વમંત્રી માનને મનુષ્ય રૂપ પોતાની પ્રજા પાસે મોકલે છે આ માન મંત્રી પોતાની પુત્રી માયા સાથે ઘનિષ્ઠ સબંધ કરાવી પછી નિશ્ચિન્ત ભાવથી રહે છે ગમે તેવો ત્યાગી હોય, પરંતુ એક વખત તો માયાદેવી જરૂર ચકકર ખવરાવે છે માટેજ શાસ્ત્રકારો નિમાયી થવા વારંવાર ઉપદેશાતર કરે છે પરંતુ જ્યાં સુધી મનુષ્યો કીર્ત્તિ-પૂજાદિકના અભિલાષી હોય છે, ત્યાં સુધી લોકરંજનને માટે ઉત્કૃષ્ટ ક્રિયા કરે છે તો પણ તે ક્રિયા સંસારની હાનિ કરવાને બદલે સંસારની વૃદ્ધિ કરનાર થાય છે અસતીની ચતુરાઇ દુર્ગુણની વૃદ્ધિ કરનાર છે સાધુએ પોતાનો વ્યવહાર શુદ્ધ રાખવો જોઇએ, લોક પૂજે અગર ન પૂજે, તેની દરકાર કરવી નહિ લોકને માટે કંઇ ક્રિયા કરવી નહિ જે કાંઇ કરવું તે આત્મા માટેજ તેટલાજ માટે સાધુઓ હમેશા એક વૃત્તિવાળા કહ્યા છે એકાન્તમાં હો યા જનસમુદાયમાં હો રાત્રિ હો યા દિવસ હો ગામ હો યા અરણ્ય હો સર્વત્ર સમભાવ ભાવિતાત્મા રહેવું જો તેમ ન રહેવામાં આવે તો ક્રિયા કષ્ટરૂપ છે તેને માટે દૃષ્ટાન્ત જૂઓ —

"કુસુમપુરની અંદર એક શેઠને ઘેર બે સાધુઓ આવ્યા એક ઉપરની ભૂમિકામાં રહ્યા, અને બીજા નીચે રહ્યા ઉપર રહેલ સાધુ પંચ મહાવ્રતધારી શુદ્ધાહારી, પાદચારી સચિત્તપરિહારી એકલ વિહારી વિગેરે ગુણગણ વિભૂષિત હતા પરંતુ કેવળ લોક-પણામાં મગ્ન હતા જ્યારે બીજા શિથિલાચારી હોવા છતાં ગુણાનુરાગી નિમાયી-નિષ્કપટી હતા

હવે ભક્ત લોકો જ્યારે નીચેના સાધુને વદન કરી ઉપર ગયા, ત્યારે તે વાતની ઉપલા સાધુને ખબર પડતાજ તરત તેણે નીચેના સાધુની નિન્દા શરૂ કરી, અને કહ્યુ કે 'પાસત્થાને વદણા કરવાથી પાપ લાગે છે, પ્રભુની આજ્ઞાનો ભગ થાય છે,' ઇત્યાદિ જેમ મનમા આવ્યુ તેમ બોની શ્રાવકો પાસે નિન્દા કરી શ્રાવકોએ તો પાછા નીચે આવી, નીચે રહેલ સાધુને તમામ વૃત્તાન્ત જણાવ્યુ ગૃહસ્થો પ્રાય મીઠુ મરચુ ભભરાવીને એક બીજાની વાત કરવામા બહુ કુશળ હોય છે

તો પણ નીચે રહેલ સાધુ ગુણાનુરાગી હોવાથી શાન્તભાવથી બોલ્યા કે-'હે મહાનુભાવો! ઉપર રહેલા પૂજ્યવર્ય ઠીક કહે છે હુ અવદનીય છુ તેઓ ભાગ્યશાળી, સૂત્રસિદ્ધાતના પારગામી, ચારિત્રપાત્ર તેમજ શુદ્ધાહાર લેનાર છે હુ તો મહાવીરના શાસનને લજવનાર કેવલ વેષધારી છુ' ઇત્યાદિ વચનો સાભળી અહીંની વાત ત્યા કરનાર શ્રાવકો ચકિત થયા એવામા કોઇ કેવળજ્ઞાનીનું ત્યા આવવુ થયુ બેના બન્ને મુનિઓ સબધી વૃત્તાન્ત કહી પૂછ્યુ કે-"હે ભગવન્! તે બેમાથી હલકા કર્મવાળો કોણ છે?" જ્ઞાની પુરૂષે કહ્યુ-'નિદાના કરનાર દભીના ઘણા ભવ છે, જ્યારે બીજો પરિમિત ભવમા કર્મમુક્ત થઇ મુક્તિમદિરમા જશે."

વાચકો! માયા મહાદેવીના ચરિત્રને માટે હજારો પાના રોકવાના આવે, તોપણ પૂરૂ થાય નહિ, માત્ર તત્ત્વજ્ઞાનથી તે પૂરૂ થઇ શકે તેમ છે માયાનો જનક **અભિમાન** મોહનો મત્રી છે મત્રી વશ થાય, તો રાજા પણ અનુકૂળ થાય છે તેમજ લોભ અને ક્રોધ પણ આત્માના દુશ્મનો છે અને મોહરાજાના સુભટો છે વિવેકી પુરૂષોએ દુશ્મનોની સેવા કરવી નહિ-

સૂત્રકારે આત્મહિત અતિ દુર્લભ બતાવેલ છે ભવભ્રમણ કરતા કરતા આ જીવે અનન્ત જન્મ મરણાદિ અસહ્ય દુ ખો સહ્યા છે ઘણીવાર અપમાનને પામેલ છે કોટિ અનંતમે ભાગે વેચાએલ છે, તેમજ ચારે ગતિમા પુણ્યના અભાવે ભવ પરંપરાને પામેલ છે જેમકે કહ્યુ છે કે —

अस्मिन्नसारसंसारे निसर्गेणातिदारुणे ।
अवधिर्नहि दु खाना यादसामिव वारिधौ ॥ १ ॥

ભાવાર્થ —જેમ સમુદ્રમા જલજંતુની સખ્યા નથી, તેમ સ્વભાવથીજ અતિ ભયકર એવા આ અસાર સસારમા દુ ખોની સીમા નથી

સસારમા અગર સુખી કોઇ છે તો તે જિન અણગારજ છે તે વિના બીજું કોઇ સુખી નથી સુખી પુરૂષ પ્રાય ધાર્મિક ક્રિયામા ચિત્ત લગાવી શકે છે અહીં વર્ત્તમાન કાળની સ્થિતિ જોઇને જરૂર મધ્યસ્થ પુરૂષને શકા થશે કે– સુખી પુરૂષો ધર્મ કરતા નથી, જેટલાઓ ધર્મ કરે છે, તેઓ પ્રાય દુ ખી પુરૂષો હોવાથી દુ ખને દૂર કરવા ધર્મ કરે છે ' પરતુ તેના ઉત્તરમા સમજવુ જોઇએ કે–જેઓ જડ ચીજ પર પ્રેમ કરી જગતમા સુખી દેખાય છે, તેઓ સુખી નથી ખરી રીતે સકલ પરહિત પુરૂષ સુખી છે, તે સુખી પુરૂષ ધાર્મિક ક્રિયામા વિજયી નિવડે છે તેજ કારણથી આચાર્યોએ પુણ્યાનુબંધી પુણ્યને કથચિત્ મુક્તિનું કારણ માનેલુ છે સાક્ષાત્ મુક્તિનુ કારણ તો પુણ્ય પાપનો અભાવ છે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયની આરાધના કરતા કર્મની નિર્જરા થાય છે તીર્થ કરોને પુણ્યાનુબંધી પુણ્ય હોવાથી સામાન્ય કેવળી, ભગવાનની દેશના સમયે સમવસરણમા આવે છે તેઓ

કૃતકૃત્ય છે, અને તીર્થંકરત્વ નામના હોવા છતા તેઓ વ્યવહાર-નયને માન આપે છે કેવળીની પર્ષદ્ આગાડી છદ્મસ્થ ભાવ-વાળા ગણધરો બેસે છે, તેના બે કારણો છે એક તો પ્રશ્નોત્તર કરનાર ગણધરો છે, બીજુ તેઓ પદસ્થ છે આ તમામ વ્યવહાર પુણ્યાનુબંધને આભારી છે કેટલાક ગ્રથકારો ગ્રથની અતમા સ્પષ્ટ લખે છે કે- આ ગ્રથથી જે પુણ્ય બંધાએલ છે, તેથી મારા અનાદિના ખરા શત્રુ મોહ-રાગ દ્વેષાદિ ક્ષય થાઓ ' ત્યારે કેટલાક આચાર્યો ઉદાર ભાવથી એમ પણ કહે છે કે ' આ ગ્રથથી જે પુણ્ય થએલ છે, તે પુણ્ય વડે ભવી જીવો સુખી થાઓ ' પુણ્ય અને પાપને માટે ચઉભગી આ પ્રમાણે બતાવી છે —પુણ્યાનુબધી પુણ્ય પાપાનુબધી પુણ્ય, પાપાનુબધી પાપ અને પુણ્યાનુબધી પાપ જેવા અધ્યવસાય વડે કાર્ય થાય છે તેવોજ બધ થાય છે તેટલાજ માટે પ્રભુજી સાધુઓને વારવાર ઉપદેશ કરે છે '-' તમે કદાપિ કોઈને કકાસ કરશો નહિ સદા અપ્રમત્ત ભાવમા વિચરો આત્મકલ્યાણ મુશ્કેલીથી પ્રાપ્ત કરી શકાય છે ' હવે ઉદ્દેશાની સમાપ્તિ કરતા પ્રભુ કહે છે —

णहि णूण पुरा अणुस्सुत अदुवा त तह णो समुट्ठिय ।
अदुवा अवितहणो अणुट्ठिय
मुणिणा सामाइआहितनाएण जगसव्वदंसिणा ॥ ३१ ॥
एव मत्ता महतर धम्ममिण सहिया बहू जणा ।
गुरुणो छदाणुवत्तगा विराया तिन्न महोघमाहित्त ॥ ३२ ॥
त्ति बेमि

સમભાવલક્ષણવાળુ સામાયિક ( ચારિત્ર ) કે જે સર્વદર્શી અને સર્વજ્ઞ શ્રીવીતરાગે કહ્યુ છે, તે કદાપિ પૂર્વકાળમા પ્રાણીઓ-ના સાભળવામા આવ્યુ નથી, અને કદાચ સાભળવામા આવ્યુ

હોય તો યથાસ્થિત અનુષ્ઠાનમા આવ્યુ નથી ( પાઠાન્તર યથાર્થ અનુષ્ઠાન નહિ થવાથી આત્મહિત થવુ પ્રાણીઓને દુર્લભ છે ) એ પ્રકારે આત્મહિત દુર્લભ માની મનુષ્યત્વ, આર્યદેશ ઇત્યાદિક સદનુષ્ઠાનનુ કારણ સમજી, ધર્મ ધર્મની અદર મોટુ અતર છે માટે વિશેષ ધર્મ જે જ્ઞાન દર્શન અને ચારિત્ર ધર્મવાળા ગુરુની આજ્ઞાનવર્તી હજારો જીવો સસાર મહાસાગર તર્યા, એમ હુ તને કહુ છુ, એમ નહિ, પરતુ શ્રીઋષભાદિ તીર્થકરો કહી ગયા છે, તેમ કહુ છુ આ વચન શ્રીમહાવીરનું છે, તેને લઇ સુધર્મા સ્વામી જબૂસ્વામીને કહે છે

કેવળ જગજ્જતુહિતાવહ પુરુષોનો ઉપદેશ તત્ત્વથી ભરપૂર હોય છે આ અવસર્પિણી કાળમા તીર્થકરો ચોવીસ થયા, તેઓ તમામનો ઉપદેશ એકાકાર હોય છે શબ્દ રચનામા ભલે ફારફેર હોય પરન્તુ અર્થાશમા કોઇનો વિભેદભાવ નથી શબ્દરચના તો દેશ-કાળને અનુસરીને થાય છે વીરપરમાત્મા સસ્કૃત ભાષાને જાણતા હતા, સર્વભાષાકોવિદ હતા છતા બાલ, સ્ત્રી અને મદ-પ્રકૃતિવાળા પુરુષો અને ચારિત્ર ધર્માભિલાષી જીવોના ઉપકાર માટે સિદ્ધાતની રચના પ્રાકૃતમા કરી જેમ કહ્યુ છે કે —

बालस्त्रीमदमूर्खाणा नृणा चारित्रकाङ्क्षिणाम् ।
अनुग्रहार्थ तत्त्वज्ञै सिद्धान्त प्राकृत कृत ॥ १ ॥

પૂર્વોક્ત હેતુથી સિદ્ધાન્તો પ્રાકૃત ભાષામા નિબદ્ધ થયા શ્રી મહાવીર દેવના ઉપદેશમા શાન્તિની વૃદ્ધિ સિવાય અન્ય ઉદ્દેશ નથી શ્રીમહાવીર દેવનુ શાસન હજુ સુધી વિરોધ ભાવ રહિત ચાલ્યુ આવે છે, જે મતમતાતર-ગચ્છ વિગેરે થયા છે તે પ્રાય પદાર્થ વિલોપી નથી ક્રિયાકાડમા ભેદ છે તે ક્રિયા ભલે સ્વસ્વગચ્છાનુસાર કરે

જેની કરણી કષાયભાવ રહિત હશે, તેને ફળ જરૂ મળશે આત્મ કલ્યાણને માટે મિથ્યાદષ્ટિ અથવા સમ્યગ્દષ્ટિ જે કાંઇ ક્રિયા કરે, તે બન્નેને સકામનિર્જરા બતાવેલ છે હા, અલબત્ત સકામ-નિર્જરામા ન્યૂનાધિક ભેદ પડશે પરન્તુ ત્યાગ, વૈરાગ્ય ઇન્દ્રિયનિગ્રહ, તપોવિધાનાદિક કોઇપણ જીવ આગ્રહ અને નિદાનરહિત કરે, તો તે જરૂર કર્મ કચ્ચરને સાફ કરવામા જળ રૂપ થઇ શકે છે પછી ગ્લાસ જળ રૂપ હો યા પ્રવાહ રૂપ હો તત્ત્વવેત્તાઓના વચન સરળ, સુન્દર અને પક્ષપાત રહિત હોય છે જૈનશાસ્ત્રમા સ્પષ્ટ લખે છે કે–' શ્વેતામ્બર હો યા દિગમ્બર, બુદ્ધ હો યા અન્ય કોઇ કપિલાદિ હો પરન્તુ જે સમભાવ વડે આત્માને ભાવે અર્થાત્ કષાયભાવને જલાંજલિ આપે તે જરૂર મુક્તિગામી થાય ' તેજ કારણથી જૈનસિદ્ધાંતમા પદર ભેદે સિદ્ધ કહેલ છે અન્યલિંગી પણ મોક્ષ મહેલમા પહોચી શકે છે કારણ કે વસ્તુત દેવ, ગુરૂ અને ધર્મની શ્રદ્ધા તેમજ પદાર્થતત્ત્વનું યથાર્થ જ્ઞાન, એજ મુક્તિ રૂપ વૃક્ષનુ અવન્ધ્ય બીજ છે જૈન સિદ્ધાંતો વર્તમાન કાળમા ૪૫ ઉપલબ્ધ થાય છે પ્રાય તેમાના કેટલાક સિદ્ધાંતો પર ભિન્ન ભિન્ન આચાર્યોએ અનેક ટીકાઓ બનાવી છે પરન્તુ મૂળસૂત્રોનો આશય તમામે એક સરખી રીતે પ્રરૂપ્યો છે જો કે સ્વક્ષયોપશમાનુસાર વિશેષાધિક યુક્તિઓનો વિસ્તાર કરે છે, તો પણ કોઇએ મૂળસૂત્ર વિરૂદ્ધ વ્યાખ્યા કરેલ નથી આથી તેઓનુ પ્રમાણિકપણુ અને ભવભીરૂપણુ સહજ ભાવથી સિદ્ધ થાય છે જ્યારે આપણે, જૈનેતરમતાનુયાયીઓએ એક બીજાનુ કરેલુ ખડન જોઇએ છીએ, ત્યારે ખરેખર દુ ખ થાય છે તે મતાનુયાયીઓ અ તરમા શ્રદ્ધારહિત અથવા સશયશીલ બને છે અને તેથી કેટલાએક મહાશયોએ ગભરાઇને નીચે પ્રમાણે વાક્ય પણ ઉચ્ચાર્યું છે કે—

श्रुतिश्च भिन्ना स्मृतयश्च भिन्ना
नको मुनिर्यस्य वच प्रमाणम् ।
धर्मस्य तत्त्व निहित गुहाया
महाजनो येन गत स पन्था ॥ १ ॥

' શ્રુતિઓ ભિન્ન છે તેમજ સ્મૃતિઓ પણ ભિન્ન ભિ ન છે એવો કોઇ મુનિ નથી કે, જેનુ વચન પ્રમાણભૂત થાય, અને ધર્મનુ તત્ત્વ તો ગુફામા સ્થાપન કરેલુ છે તેથી મહાજન જે માર્ગે જાય, તે માર્ગ સમજવો ઇત્યાદિ વાકયો સશય ભાવને સૂચવે છે ઠીકજ છે, સર્વજ્ઞદર્શન સિવાય અન્ય દર્શનમા પરસ્પર વિરોધાદિ દોષો માલૂમ પડે છે તેનો ઉ લેખ અહીં નહિ કરતા અન્યત્ર કરીશ ભલો ! સૂયગડાગ સૂત્રના બીજા અધ્યયનનો બીજો ઉદ્દેશ સમાપ્ત થયો હવે ત્રીજા ઉદ્દેશા તરફ દૃષ્ટિપાત કરીએ

સૂયગડાગ સૂત્રના ત્રીજા ઉદ્દેશાની અદર એમ બતાવવામા આવ્યુ છે કે—ચારિત્રવત જીવો મુક્તિ નગરીમા નિર્વિઘ્ન રીતે પહોચી શકે છે છતા ચારિત્રરત્નની રક્ષા કરતી વખતે પરિષહોને લીધે અનેક વિઘ્નો ઉભા થાય છે તો પણ સાત્ત્વિકશિરોમણિ મુનિગણો પરિષહોને જીતી વિજયી બને છે દુનિયાની વકચૂન ચણીમા ન ફસાતા આત્મવીર્યના બળથી પરિષહ ફોજને હઠાવી દઇ સુભટશ્રેણિની પરીક્ષામા પાસ થઇ કર્મ શત્રુનો પરાજય કરે છે, તેમજ સત્ય સ્વરૂપની કસોટીમા કસાઇ સ્વજીવની રૂપેરીમા નિષ્કલક રીતે જાગતી રાખી સ્વસત્તનો ઉપભોગ કરે છે, તે બાબત ત્રીજા ઉદ્દેશામા ક્રમશ બતાવવામા આવે છે

અગોચર સ્રીચરિત

सवुडकम्मस्स भिक्खुणो ज दुक्ख पुट्ठ अबोहिए ।
त सजमओ चचिज्जइ मरणं हेच्च वयति पडिया ॥१॥

**ज विन्नवणा अजोन्मिया सतिन्नेहिं सम विहाहिया ।**
**तम्हा उठति पासहा अद्क्खुकामाइरोगव ॥ २ ॥**

અર્થાત્—કર્મબંધના કારણો, કે જે મિથ્યાદર્શન અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ છે, તેનાથી નિવૃત્ત થએલ, તેમજ ભિક્ષા કરનાર, અજ્ઞાન વડે બાધેલ કર્મનો સયમ વડે ક્ષય કરી અને મરણાદિકનો ત્યાગ કરી મુક્તિ પ્રત્યે જાય છે એ પ્રમાણે પડિતો કહે છે

જે સ્ત્રીના પાસમા પડેલો નથી, તે સસારપારગામીની બરાબર છે તેટલા માટે ઉર્ધ્વ જે મોક્ષ, તેને તમે જૂઓ જેઓ કામને રોગની માફક જૂએ છે, તેઓ પણ મુક્તની બરાબરજ છે

કર્મબધના કારણોનો અભાવ, કર્મના અભાવને સૂચવે છે, કેમકે કારણની સત્તામા કાર્યની સત્તા છે કર્મબધના કારણોથી દૂર રહેનાર જલદી કર્મોથી દૂર થાય છે દાખલા તરીકે, જેમ તળાવ પાણીથી ભરપૂર હોય તો પણ જો આવવાની બધ કરી વપરાશ શરૂ રાખવામા આવે, તો થોડા કાળમા તળાવ ખાલી થાય છે તેજ પ્રમાણે આત્મારૂપ તળાવ, કર્મરૂપ જળથી ભરપૂર છે, પરતુ જો કર્મબધના કારણો રોકવામા આવે, તો નવા કર્મોની આવવાની બધ કરવા સાથે પુરાણા કર્મો તપ, જપ, જ્ઞાન અને ધ્યાનાદિથી નિર્જરે છે અજ્ઞાન ભાવથી બધાએલા કર્મો બદ્ધ સત્તાને પામે છે, તેજ કર્મ સ્પષ્ટ નિધત્ત અને નિકાચિત અવસ્થાને પામે છે જેમ જેમ પરિણામની ધારા ક્લિષ્ટ, ક્લિષ્ટતર, ક્લિષ્ટતમ, તથા શુભ, શુભતર તેમજ શુભતમ હોય, તેમ તેમ બદ્ધકર્મને અનુક્રમે સ્પષ્ટ નિધત્ત અને નિકાચિત કરે છે, જગતમા તત્ત્વવેત્તાઓ બંધ સમયે ચેતવા સૂચવે છે જે માણસ કર્મથી

મુક્ત થાય છે તેના શિરપર જન્મ, જરા અને મરણાદિ દુખ પરપરા રહેતી નથી વાસ્તવિક સુખના અભિલાષી અને સાસારિક સુખદૃશી પુરૂષોજ જગતમા પુરૂષો ગણાય છે પુરૂષમા ૭૨ કળા છે જ્યારે સ્ત્રીઓમા ૬૪ છે, છતા કુભાર્યાઓ પોતાના ચરિત્ર વડે પુરૂષોને નચાવે છે, વગોવે છે જગતની દષ્ટિ આગળ તુચ્છ બનાવે છે, ડિકરની માફક પુરૂષો ઉપર હુકમ ચલાવે છે, આપત્તિ સમયે મનગમતી ચીજો મગાવી વિશેષ ચિન્તામા નાખે છે પોતે ઘેર બેસી ચેન ઉડાવે છે એટલુજ નહિ, પરન્તુ પતિવ્રતા ધર્મને જલાજલિ દઇ અનેક કુકર્મ કરતા જરાપણ સકોચ પામતી નથી તેવી કુભાર્યાઓનો સગ તજવો તેજ સુખનુ સાધન છે, પરતુ વિષયલપટ પુરૂષો અધની ઉપમાને વહન કરે છે અંધ માણસ પણ હૃદયાર્થમા જ્ઞાનચક્ષુથી પ્રકાશવાળો રહે છે, પરતુ કામાંધ પુરૂષ તો કદાપિ પ્રકાશવાળો થતો નથી જેને લીધે તેની દૃષ્ટિ સન્મુખ ઉપસ્થિત થએલ તત્ત્વજ્ઞાનને પણ ઓળખી શકતો નથી, ફટ ફાફા મારે છે સ્ત્રીના ગહન અને અગોચર ચરિત્રને પ્રેમ-ભક્તિ સમજે છે વળી પૂર્ણ ઉપકારી માત-પિતાનો પણ તિરસ્કાર કરવા ચૂકતો નથી તેમજ કષ્ટનિવારક બધુવર્ગ સાથે સ્ત્રીના વચનોથી વિરોધ કરે છે દેવગુરૂની આજ્ઞા કરતા સ્ત્રીની આજ્ઞાને અધિક માન આપે છે, તથાપિ સ્ત્રી પોતાના સ્વભાવને છોડતી નથી પ્રિયપાઠક ! જેમ પાણીમા ચાલતા માછલાઓના પગના જાણવા મુશ્કેલ છે, આકાશમા ચાલતા પક્ષિઓની પદપંક્તિનુ જ્ઞાન દુર્લભ છે, તેજ પ્રમાણે સ્ત્રીઓના ચરિત્રો જાણવા પણ દુર્લભ છે આ સબધમા એક નાનકડુ દષ્ટાત અહિઆ લખવુ યોગ્ય જણાય છે, તે આ પ્રમાણે છે —

એક પડિત હાથી જેવા સ્થળમા રહીને સ્ત્રીના નવ લાખ

ચરિત્રો ભણીને સ્વદેશ તરફ વિદાય થયો રસ્તામાં એક મોટી રાજધાની આવી બ્રાહ્મણે વિચાર્યું કે રાજા પાસે જઇ આશીર્વાદ આપું જેથી રસ્તામાં જે ખર્ચ થયો છે અને થશે તે નિકળી જાય. આમ વિચારીને રાજા પાસે ગયો, રાજાએ સન્માનપૂર્વક આસન આપ્યું, અને પૂછ્યું કે, આપ કયાંથી આવો છો ? પંડિતે ઉત્તર આપ્યો કે, કાશીથી

રાજાએ પૂછ્યું —કાશીમાં કેટલાં વર્ષ ગયાં ? શું અભ્યાસ કર્યો ? અને વર્તમાનમાં કયાં જાઓ છો ?

પંડિતે ઉત્તરમાં જણાવ્યું —કાશીમાં લગભગ ૧૪ વર્ષ રહ્યો છું ત્યાં લાખ સ્ત્રીચરિત્ર ભણ્યો છું હવે દેશમાં જઇ આજીવિકાને માટે ઉદ્યમ કરીશ

રાજાએ કહ્યું —કદાચ અહીંજ બન્દોબસ્ત થઇ જાય, તો, રહેવા વિચાર છે ?

પંડિતે જણાવ્યું —હા, અમારે બ્રાહ્મણ ભાઇને તો જ્યાં વૃત્તિ મળે, ત્યાંજ દેશ

હવે રાજાએ પગાર ઠરાવીને પંડિતજીને રાખ્યા હમેશાં તેની પાસેથી સ્ત્રીચરિત્રો સાંભળવા લાગ્યો રાજા જેમ જેમ દત્તચિત્ત થઇને સ્ત્રીચરિત્રને બુદ્ધિમાં ધારણ કરે છે, તેમ તેમ સ્ત્રીઓ પરથી તેની રાગદૃષ્ટિ કમ થવા લાગી, અને તેને પરિણામે રાજા રોજ એક એક રાણીનો ત્યાગ કરવા લાગ્યો આમ એક એક કરતાં ૪૦૦ રાણીઓનો ત્યાગ કર્યો ત્યારે શહેરમાં અને અંતઉરમાં એવી ચર્ચા ફેલાણી કે, 'રાજા સ્ત્રીવર્ગ ઉપર અવિશ્વાસુ બનેલ છે, અને ધીમે ધીમે સર્વ સ્ત્રીઓનો ત્યાગ કરી અંતમાં જોગી થશે.' આ વાત પટરાણીના કાન સુધી પહોંચી

હવે પટરાણીએ પેલા બ્રાહ્મણ-ભટને શિક્ષા કરવાનો નિશ્ચ
કર્યો બુદ્ધિમાન્ માણસ મૂળ કારણનો નાશ કરવા પ્રયત્નશીલ થ
છે દાસીને તુરત હુકમ આપ્યો—' જા પેલા ભટને બોલાવી લા

દાસી ગઇ, પરતુ ભટ તો દાસીના વચન સાભળવાથી દૂ
રહ્યા અને જરા પણ તે તરફ લક્ષ્ય આપ્યુ નહિ ત્યારે દાસી પા
આવી રાણીને કહે છે —' બાઇજી ! ભટ તો આપના વચને
સાભળતોએ નથી, તો પછી આવવાની તો વાતજ શી ? તે
મહા દૃઢ વિચારવાળો જણાય છે '

દાસીના આ વચનો સાભળી બુદ્ધિમતી રાણીએ વિચાર
કે-બ્રાહ્મણો પ્રાય લોભીયા હોય છે અને એવો સામાન્ય ન્યાય
કે द्रव्येण सर्वे वशिनो भवन्ति, દ્રવ્ય વડે તમામ લોકો
થાય છે આમ ધારીને દાસીને ૨૦૦ સોના મહોરો આપી,
એમ કહીને રવાના કરી કે, ' પ્રથમ સોનામહોરો ભટની આ
મૂકજે, જેથી ભટ જરૂર તારૂ નામ ઠામ પૂછશે '

દાસીએ જઇને તેજ પ્રમાણે કર્યું ચમકીલી સોનામ
જોતાની સાથેજ ભટ પણ ચમકયા અને બોલ્યા —' બાઇ!
કોણ છો ? અને શા કારણથી આવેલા છો ?'

દાસી બોલી —' મહારાજ ! હુ રાજરાજેશ્વરની પટરાણ
દાસી છુ અમારી બાઇ આપના જ્ઞાનથી અને આપની ચતુરા
ઘણા ખુશી થયા છે તેમણે આપની પૂજા કરવાને માટે સા
સામગ્રી તૈયાર કરેલી છે એક થાળ સોનામહોરનો ભરી રાખે
છે માટે હુ આપને અમારા બાઇ સાહેબ પાસે લઇ જવાને આ
છુ' ઇત્યાદિ દાસીના વચનો સાભળી ભટ લોભાયા પાઘડી પ

અને ખભે દુપટ્ટો નાખીને ચાલ્યા રાણીની પાસે આવ્યા રાણીએ સોનામહોરથી ભરેલો ચળકતો સોનાનો થાળ ભટની આગળ ધર્યો ભટ હવે મનમા વિચાર કરે છે કે—આખા જન્મ સુધી નોકરી કરીએ, તોપણ આટલું દ્રવ્ય મળે નહિ વાચકે યાદ રાખવુ કે પ્રથમ મળેલી ૨૦૦ સોનામહોરો સાથેજ લાવેલ છે હવે રાણીએ દાસીની પાસે મહેલના તમામ બારણાઓ બંધ કરાવી સુન્દર વાર્તાવિનોદ શરૂ કર્યો, તેની અંદર સમય જતા જણાયો નહિ ભટજી મહારાજ વાર્તા અને લોભના આવેશમા તમામ વિચારને ભૂલી ગયા બીજી તરફ રાજા બહારથી સંતપ્ત થઇને રાજદરબારમા આવ્યા અને પૂછ્યુ કે—' પંડિતજી ક્યા ગયા ?'

પંડિત પાસેથી બે ચાર દૃષ્ટાન્તો સાભળીને આનંદિત થાઉં, એવા વિચારથી પંડિતજીની તપાસ કરાવી, પરંતુ પંડિતજીનો પત્તો લાગ્યો નહિ છેવટે રાજાએ પોતાના હજૂરી પુરૂષોને મોકલી તપાસ કરવા માડી, ત્યારે પત્તો લાગ્યો કે—' પંડિતજી પટરાણીના મહેલમા ગએલ છે, ' આમ સાભળતાની સાથેજ રાજાને એકદમ ક્રોધ ચઢ્યો અને બોલવા લાગ્યો —' અરે ! પંડિત, મને તો વારવાર ઉપદેશ કરે છે કે, સ્ત્રીની સાથે બોલવુ નહિ, નેત્રે નેત્ર મેળવવા નહિ, તેની સન્મુખ ઉભુ રહેવુ નહિ, અથવા તો તેણીના વચનો પણ સાભળવા નહિં અને પોતે આજ રાણી પાસે ગયો ? આવા પરોપદેશકુશળની તો હવે બરાબર ખબર લેવીજ જોઇએ ' આમ આક્રોશ કરવાની સાથે ઝટ હાથમા તરવાર લઇ સપાટાબંધ રાણીના મહેલની નિસરણી ઉપર ચઢ્યો રાણી સમજી ગઇ કે રાજા આવે છે તેવામા રાજાએ કહ્યુ કે —' બારણ ઉઘાડો, પેલો દુષ્ટ, વિસવાદી અને દુરાચારી ક્યા છે ? ' આવા વચન સાભળતાજ ભટ ગભરાયા અને હાથ જોડી રાણીને કહેવા લાગ્યા —' હે માતાજી ! મરણના કષ્ટમાથી બચાવો, હમણા રાજા મારો પ્રાણ લેશે '

રાણીએ કહ્યું—' હું શું કરૂં ?, પવનના જોરથી બારણા બંધ થયા હશે, તેવામાં રાજાજી આવી ચઢ્યા, હવે રાજાના મનમાં પૂર્ણ નક્કી થઇ હશે તેથી બચવાનો કોઇ ઉપાય નથી તેમ છતાં એક નાનકડી પેટી છે તેની અંદર આપ પેસી જાઓ, તો હું માફી નાટક યુક્તિ ચલાવું '

જગતમાં પ્રાણથી વલ્લભ કોઇ પણ વસ્તુ નથી પેલો ભટ પેટીમાં પેઠો, દાસીઓએ હાથ પગ મરડી મહા મુશીબતે પેટી બંધ કરી પેટીને તાળું દઇ કૂંચી રાણીજીને આપી રાણીએ કૂંચીઓના ઝુમખાને બાજુએ મૂકી દાસીઓને હુકમ આપ્યો કે,, બારણા ઉઘાડો ' બારણા ઉઘાડયા તે વખતે રાજા ક્રોધાયમાન થઇ બોલ્યો—' પેલો ભટ અહીં આવ્યો હતો ? ' રાણી બોલી—' હા

રાજા બોલ્યો—' ક્યાં છે ? ' રાણી બોલી—' આ પેટીમાં ' રાજા બોલ્યો ' કૂંચી ક્યાં છે ? '

રાણીએ તુરતજ સો કૂંચીઓનો એક ઝૂડો ફેંક્યો રાજા તે ઝૂડો લઇ પેટી પાસે પગ પછાડતો પછાડતો ગયો તેટલામાં પેલા બ્રાહ્મણો ડરના લીધે અંદરને અંદરજ પેશાબ થઇ ગયો

રાણી બોલી—' આપના જેવા કાનના કાચા જીવો જગતમાં બહુજ થોડા હશે અરે રાજન્ ! લગાર વિચાર તો કરો કે જો તેને પેટીમાં પૂર્યો હોત તો શું હું બતાવત ખરી કે ? અને કૂંચી પણ આપત કે ? આ જૂઓ–તમારા પગવડે પેટી નીચેનું પાટીયુ હલવાથી પેટી માહેના ગંગાજળ અને અત્તરના શીશા હતા તે ફૂટી ગયા, આ શીશાઓ તમોને સ્નાન કરાવવા માટે રાખ્યા હતા આમ સાંભળતા રાજાએ વિચાર્યું કે રાણી ખરૂં કહે છે પેટીમાં હોય તો તે બતાવે નહિ. દાસીઓ તુરતજ ઉભી થઇ, અને પેલું ભટનું

મૂત રાજાને શરીરે ચોળ્યુ મૂત જરા ખાર હોવાથી રાજાને શરીરે ચિટપટી થઇ, તેથી રાજાએ તેનુ કારણ પૂછ્યુ, ત્યારે રાણીએ ઉત્તર આપ્યો કે, અત્તર ઘણુ ઉચી કિંમતનુ હોવાથી એવુ લાગતુ હશે એ પ્રમાણે સમજાવ્યા પછી, રાજાને સ્નાનઘર તરફ દાસીઓ લઇ ગઇ

હવે પેટી ઉઘાડી રાણીએ ભટને કહ્યુ –' મહારાજ ! નવ લાખ સ્ત્રીચરિત્રની અંદર આ ચરિત્ર તમે ભણ્યા છો ? જૂઓ, હવે મેળાસર ઘર ભેગા થઇ જાઓ '

પેલો ભટ ઘર તરફ ગયો અને પ્રતિજ્ઞા કરી કે, આજથી હવે સ્ત્રીચરિત્રનુ નામ લેવુ નહિ "

પ્રિયપાઠક ! ખ્યાલ કરો, કે, જ્યારે સ્ત્રીચરિત્ર, ભણેલને પણ ભૂલાવે છે, તો પછી અભણુના શા હાલ કરે ? શાસ્ત્રકારોએ સોનાફદ-પાશથી મુકાએલને મુક્ત તુલ્ય કહ્યા છે, તે બરાબરજ છે માટે ધર્મરત્ન જેવી વસ્તુ તો ફક્ત ભાગ્યશાળીનેજ મળે છે, તે વાત હવે આગલી ગાથાવડે જણાવે છે —

अग्घ वणिएहिं आहिय धारंति राइणिया इह ।
एव परमा महव्वया अक्खायाउ सराइभोयणा ॥ ३ ॥

અર્થાત્—જેમ વેપારી લોક દેશાતરથી અમૂલ્ય રત્નો લાવી રાજા, મહારાજા, શેઠ, સાહુકારને આપે છે, અને પછી જેમ તેઓ રત્નોનો ભોગ કરે છે તેમ આચાર્ય મહારાજે બતાવેલા પરમ રત્નભૂત જે રાત્રિભોજન વિરમણરૂપ વ્રત સહિત પચ મહાવ્રતને નિકટ-ભવી ધીર પુરૂષોજ ધારણ કરી શકે છે જ્યારે અલ્પ સત્વો તો તુચ્છ પદાર્થોમા મૂઝાય છે

जे इह मायाणुगा नरा अज्झोववन्ना कामेहिं मुच्छिया।
किवणेण सम पगब्भिया न विजाणंति समाहिमाहिआ॥४॥

અર્થાત્—જે પુરૂષો આ અસાર સંસારમાં નહિં ગ્સ, અને શાતાગારવમાં આસક્ત અને વિષયરસમાં મગ્ન થઈને ધીમે ધીમે ધીઠા બને છે તેઓ કૃપણની દશાને અનુસરતા વીતરાગ ભગવાને બતાવેલ સમાધિને જાણતા નથી

ત્રીજી ગાથામાં મહાસત્ત્વ પુરૂષોની રીતિ બતાવી છે, જ્યારે ચોથી ગાથામાં અલ્પસત્ત્વ પ્રાણીઓની વાત બતાવેલી છે મહાપુરૂષો સર્વત્ર વિજયી અને સુખી થાય છે અમૂલ્ય રત્નાદિકનો ભોગ કરી પાછા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થાય છે લક્ષ્મીથી દાન થઈ શકે છે, અને દાનથી પુણ્ય પ્રાપ્ત થાય છે વળી 'પુણ્યથી લક્ષ્મી અને લક્ષ્મીથી દાન' એ પ્રમાણે પરંપરાએ શુભક્રમેણ મુક્તિ પણ થાય છે તેવી રીતે ચારિત્રરત્નથી સ્વર્ગ, અને સ્વર્ગથી મનુષ્યભવ ત્યાં પણ ચારિત્રધર્મ અને ચારિત્રધર્મથી કર્મની નિર્જરા, અને યાવત્ મુક્તિ સુખની પ્રાપ્તિ થાય છે મહાપુરૂષો વાસ્તવિક સુખનો લાભ મેળવે છે, જ્યારે અલ્પસત્ત્વો હાય વોય કરી જન્મ ગુમાવે છે તે દશા કૃપણપણાને છોડતી નથી કદાચ કાકતાલીય ન્યાયે રત્નની પ્રાપ્તિ થઈ જાય પરન્તુ થોડામાં તે ગુમાવી દે છે

ઉદાહરણ તરીકે—કોઈ પુરૂષને ચિન્તામણિ રત્ન અનાયાસે મળ્યું પરન્તુ તેને તેની ઓળખાણ પડી નહિં પરન્તુ તે ચિન્તામણિ રત્નના જોરથી તેણે જે જે વિચારો કર્યા તે પાર પડ્યા, તેનામાં ચિન્તામણિ રત્નનો અધિષ્ઠાયક દેવ પરીક્ષાને અર્થે કાગડાનું રૂપ લઈ તે પુરૂષ જ્યાં પોતાના મિત્રોની સાથે બાજી રમતો હતો, ત્યાં આવી કઠોર શબ્દોથી બોલવા લાગ્યો પેલા નિર્ભાગ્ય શિરોમણિએ

તેને ઉડાડ્યો, પણ ઉડ્યો નહિ ત્યારે પોતાના હાથમા જે ચિન્તામણિરત્ન હતુ, તે ફેંક્યુ, કે તરત તેને લઇ તે વિદાય થયો પરિણામે તેણે જે જે વિચારો કર્યાં હતા, અને ચિન્તામણિની મહિમાથી સિદ્ધ થયા હતા, તે તમામ હવે ઇન્દ્રજાળ જેવા થઇ ગયા.

પાછળથી જ્યારે સમજવામા આવ્યુ કે, અરે! તે તો ચિન્તામણિરત્ન હાથમા આવ્યુ હતુ, પરતુ કાગડાને ઉડાડવામા તે ખોયુ, ત્યારે તેને પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિ.

## ક્રિયાની જરૂર

હવે કેટલાએક સુખશીલીઆ જીવો ઇંદ્રિય સુખને આધીન થઇ ચારિત્રરત્નને દૂષિત કરે છે અપવાદને ધર્મ સમજી પ્રતિક્રમણ પ્રતિલેખનાદિ ક્રિયામા શિથિલ થઇ લોકો આગળ લવારો શરૂ કરે છે કે, 'તુચ્છ ક્રિયામા શુ પડ્યુ છે? સર્વોત્તમ તો જ્ઞાનયોગ છે જ્ઞાન સૂર્ય સમાન છે, ક્રિયા તો આગિયાજીવ જેવી છે હમેશા પ્રતિક્રમણ–પ્રતિલેખનાદિ ક્રિયા કરનાર કપટ કરે છે અમને તેમ કરતા આવડતુ નથી અમે તો તેવા ઢોગ કરવા માગતા નથી જે કરવુ તે શુદ્ધ કરવુ અશુદ્ધ કરવાથી ભવપરપરા વધે છે તેવી ક્રિયા ભવનુ કારણ છે' આવી કુયુક્તિઓ બતાવી ભદ્રિક જીવોને ભ્રમિત કરી, લોકપૂજાના ચાહનારને ખરેખર બહુલસસારી ગણીએ તો કઇ વાધો નથી નવાઇ જેવુ છે કે–જીવો પોતાના દૂષણને સમજી શકતા નથી

દૂષણને ભૂષણ રૂપ સમજનાર જીવ પ્રથમ ગુણસ્થાનકે રહે છે, એમ કહેવામા પણ કાઇ આશ્ચર્ય જેવુ નથી જીવોએ આ સસારરૂપ વિશાલ મડપની અદર અનેક પ્રકારના વેષો ધારણ કર્યાં છે, પરતુ ફક્ત એક શુદ્ધોપદેશક વેષ પહેર્યો નથી જો તે વેષ

પહેરવામા આવે, તો મુક્તિનગરમા જવા માટે વીતરાગદેવપ્રરૂપિત તત્ત્વમા રૂચિ રૂપ–ટીકીટ મુદ્રામુદ્રિત મળે, જેથી કાઇ પણ રોક ટોક થાયજ નહિ આ જગતમા જીવો ભિન્ન ભિન્ન રૂચિવાળા છે કોઇ જ્ઞાનરગી તો કોઇ ક્રિયાકુશળ, કોઇ ધ્યાનમગ્ન તો કોઇ તપસ્વી, કોઇ ભજનાનન્દી તો કોઇ શાસનપ્રેમી–વિગેરે વિગેરે ગુણોમા અનુરાગવાળા હોય છે પરતુ તેઓએ બીજા બીજા ગુણે ને નિંદી એક ગુણની એકાત રીતે પુષ્ટિ કરવી જોઇએ નહિ. પૂર્વોક્ત તમામ મુક્તિના સાધનો છે દાખના તરીકે, સંસારમા જેમ જીવ માત્રનુ લક્ષ્યબિન્દુ પૈસા ઉપાર્જન કરવાનું છે, પરતુ તે મેળવવા માટે ઉદ્યમ અનેક છે, અથાત્ સાધ્ય એક, પરતુ તેના સાધનો અનેક હોઇને ગમે તે માર્ગે દ્રવ્યસિદ્ધિ કરવાની છે તેજ પ્રમાણે મુમુક્ષુ વર્ગે પણ મુક્તિની પ્રાપ્તિ હરકોઇ પ્રકારથી કરવાની છે જ્ઞાનથી, ધ્યાનથી અને કાતો ક્રિયાથી અથવા તપોબળથી મુક્તિનગરીમા પહોચવાનુ છે તેટના માટે શ્રીવીતરાગ ભગવાનની આજ્ઞા રૂપ દોરીને હાથમા રાખવી, કે જેથી કરીને તમામ વસ્તુને બાધી ન્કાય જૂઓ, **શ્રીઆવશ્યકનિર્યુક્તિની** અમૂલ્ય ગાથાઓ શુ કહે છે —

हय नाण कियाहीणं हआ अन्नाणओ किया ।
पासतो पगुत्तो दड्ढो धावमाणो अ अंधआ ॥२२॥
सजोगसिद्धीइ फल वयंति न हु एगचक्केण रहो पयाइ ।
अधो अ पगू अ वणे समिच्चा ते सपउत्ता नयरं पविट्ठा॥

અર્થાત્—ક્રિયા વિનાનુ જ્ઞાન વ્યર્થ છે અને જ્ઞાનરહિત ક્રિયા ફોગટ છે જેમકે દાવાનળની અદર આંધળો માણસ દોડવા છતા બળી મરે છે, અને પાંગળો દેખવા છતા મરણ પામે છે કિ ા રહિત જો

અષ્ટપ્રવચન માતાનુ જ્ઞાન હોય, તોપણ તે જ્ઞાની છે જ્ઞાન સહિત ક્રિયા કરનારી છે એક ચક્રથી રથ કદાપિ ચાલતો નથી કદાચ કોઈ ચલાવવા હિંમત કરે, તો અકસ્માત્ પડે પૂર્વોક્ત આંધળો અને પાંગળો જૂદા જૂદા હોવાથીજ અનર્થને પામે છે, તેઓ બન્ને જો ભેગા થાય, તો ઇષ્ટનગરમા પહોંચે તેજ પ્રમાણે જ્ઞાન અને ક્રિયા બન્ને જ્યા એકત્ર થાય, ત્યા નવનિધિ અને મહાસિદ્ધિપૂર્વક મુક્તિનગરીની પ્રાપ્તિ થાય ભાઇઓ! કદાપિ એકાંત પક્ષમા જવુ નહિ લોકપૂજા અને કીર્તિ માટે વાસ્તવિક કીર્તિનો નાશ નહિ કરવો બોધએ જેટલુ બને તેટલુ ધર્મધ્યાન કરવુ, પરતુ ફોકટ ડોળવાનુ બનવુ નહિ જૂઓ, શિથિલાચારીઓના હાલ સૂત્રકાર દૃષ્ટાન્ત પૂર્વક બતાવી વિષયવાછાને ત્યાગ કરવા એવો ઉપદેશ કરે છે —

**વિષયવાછાનો ત્યાગ.**

वाहेण जहा व विच्छए अबले होइ गव पचोइए।
से अतसो अप्पथामए नाइवहइ अवले विसीयत्ति ॥५॥
एव कामेसण विउ अज्जसुए पयहेज्ज सथव ।
कामी कामेण कामए लद्धे वावि अलद्धकण्हइ ॥६॥

અર્થાત્—જેમ પારધી મૃગાદિ જતુઓને દોડાવી દોડાવીને થકવી દઇ અબળ કરે છે, અથવા ગાડી હાકનાર, બળદને પરોણા વડે ગાડી કે ચાબુકથી વારવાર માર મારીને પ્રેરણા કરીને થકવી નાખે છે પછી તે બળદ વિષમ જગ્યાપર ચાલવા સમર્થ થતો નથી અર્થાત્ તે મરણને કબૂલ કરે છે, પરતુ આગળ ચાલી શકતો નથી તેજ પ્રમાણે ઇન્દ્રિયોના વિષયની શોધમા નિપુણ એવો સાધુ કામરૂપ કિચ્ચડમા ડૂબી જાય છે સમય સમય પર વિચારણા થાય છે કે ' આજ, કાલ અથવા પરમ દિવસ વિ-

ષયસંગનો ત્યાગ કરીશ ' પરંતુ ગળીયા બળદની માફક તે વિષય રૂપ કિચ્ચડમાથી બહાર નિકળી શકતો નથી. યાવત્ ત્યાં ને ત્યાંજ મરણને શરણ થાય છે તેજ કારણથી શ્રીવીતરાગ દેવ ઉપદિશે છે કે-' પ્રાપ્ત વિષયને અપ્રાપ્ત તુલ્ય સમજીને દૂરથીજ વિષયની વાંછાને છોડો '

વિષય જીવોને વિષ કરતા પણ અધિક દુ ખદાયી છે વિષયવાંછા ધર્મવાંછાનો નાશ કરે છે, તેમજ ચારિત્રરત્નની પ્રાપ્તિ થવા દેતી નથી, જ્ઞાનગુણનો લોપ કરે છે, દર્શનશુદ્ધિમા વિઘ્ન નાખે છે કીર્ત્તિલતાને દગ્ધ કરે છે કુળમા કલંક લગાડે છે, વ્યવહારમાં લપટતાનું ટાઇટલ આપે છે સ્ત્રી યા પુરૂષ ચાહે કોઇ હો પરંતુ તેની સ્વજનમાં હલકાઈ કરે છે, જ્યાદે શું લખવું ? વિષયવાંછા પુરૂષોના તમામ પુરૂષાર્થોને દૂર કરે છે તેજ કારણથી શાસ્ત્રોમા તત્ત્વવેત્તાઓએ પોકાર કરીને કહ્યુ છે કે-' હે ભવ્ય ! જો સંસાર રૂપ જંગલને છોડી મુક્તિ રૂપ નગરમા જવા ઇચ્છા રાખતો હોય, તો વિષય રૂપ વિષવૃક્ષની છાયા તળે ક્ષણવાર પણ વિશ્રામ કરીશ નહિ કારણ કે વિષય રૂપ વિષવૃક્ષની છાયા થોડાજ કાળમા વિનાશ પામે છે તે છાયામાથી મનુષ્ય એક પગલુ પણ આગળ વધવાને શક્તિમાન્ થતો નથી વિષયાસક્ત જીવ રાત દિવસ આર્ત્ત-રૌદ્રધ્યાનમા પરાયણ રહે છે અષ્ટમી ચતુર્દશી, પંચમી યા એકાદશીનું જ્ઞાન તેના મનોમંદિરમા રહેતું નથી તપ, જપ, દેવપૂજા, ગુરુભક્તિ, સામાયિક અને પ્રતિક્રમણાદિ ક્રિયાકાંડ વિષયી પુરૂષને વિડંબના રૂપ લાગે છે ગુરુશિક્ષા દાવાનળ જેવી પ્રતિભાસે છે શાસ્ત્રશ્રવણ કાનમા શૂળ જેવુ જણાય છે અરે ! વધારે શું કહેવુ ? ઘણા વર્ષો સુધી પાળેલ ચારિત્ર રત્નને પણ ગુમાવી દઇ લજ્જાને નેવે મૂકે છે, તેટલાજ માટે શ્રી

વીતરાગ ભગવાન્ સાધુઓને વિષયનાછા છોડવાને ઉપદેશ આપતા પુન પણ કથે છે —

मा पच्छ असाधुता भवे अचेही अणुसास अप्पग।
अहिय च असाहु सोयती सथणइ परिदेवइ बहु ॥७॥
इह जीवियमेव पासह तरुणो पव वाससयस्स तुट्टइ।
इत्तरवासे य बुज्झह गिद्धनरा कामेसु मुच्छिया ॥७॥

અર્થાત્—મરણ સમયે અથવા ભવાતરને વિષે કામભોગની સેવા થકી રખેને અસાધુતા થાય, તેટલા માટે હે મુને! કામનો સગ છોડ અને આત્માને શિક્ષા કર કે, ખરાબ કામ કરનાર, પરલોકમા નરક અને તિર્યચાદિ નીચગતિમા જઇ પરાધીનતા ભોગવે છે, પરમાધાર્મિકાદિની વેદનાના માર્યા રૂદન કરે છે આ સસારમા બીજી ચીજ તો દુર રહી, પરતુ જીવિત પણ અનિત્ય છે કેટલાક તરૂણાવસ્થામા ચાલી નિકળે છે વર્તમાન સમયની અદર સો વર્ષનુ આયુષ્ય સાગરોપમની આગળ કાઇ હિસાબમા નથી છતા વિષયગૃદ્ધ જીવો કામમા આસક્ત થાય છે

જેઓએ ધર્મ નથી કર્યો હોતો, તેઓ મરણ સમયે 'અમે ધર્મ ન કર્યો' 'હવે અમારૂ શુ થશે?' ઇત્યાદિ ભારે પશ્ચાત્તાપમા પડે છે ભવાન્તરમા નરક-તિર્યચાદિ ગતિમા પરાધીનતા પૂર્વક હજારો કષ્ટો સહન કરવા પડશે જો અહીં થોડુ કષ્ટ ધર્મ નિમિત્તે સહ્યુ હત, તો અન્ય વિડબના થાત નહિ, પરન્તુ મોહ અને અજ્ઞાનને વશ પડી અનેક અનર્થદડની સેવા કરી મહાપાપના કારણો—પ્રાણાતિપાત મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ-મહારભાદિ કરી મનુષ્યનો જન્મ વ્યર્થ કર્યો, હવે હાય હાય કરવાથી શુ વળે જેણે ધર્મ કરેલ હોય, તેને મરણ એક વિવાહાદિ ઉત્સવ જેવું

થઇ પડે છે, કારણ કે અસાર પદાર્થના વિયોગથી તેને સાર પદાર્થ પ્રાપ્ત થાય છે લોકમા નજરે જોવામા આવે છે કે, કોઇ પુરૂષને ખરાબ ઘરમાથી નિકળી સુદર ઘરમા રહેવાનો હુકમ મળે તો તે ખુશી થાય છે, તે પ્રમાણે જેણે પુણ્યકર્મ કર્યાં હોય, એવા પુરૂષને દેવપણું મળે, તો તેને બિલકુલ અફસોસ થાય નહિ મનુષ્ય યોનિથી નરકાદિ ગતિ મળવાની હોય, ત્યારેજ વિલાપનો ભય છે માટે શાસ્ત્રકારો મનુષ્યને ફરમાવે છે કે-વિલાપનો ત્યાગ કરો, પોતાના આત્માને શિક્ષા આપો કે, ક્ષણવારના સુખને માટે સાગરોપમના દુ:ખો ન વોરો અમૂલ્યચારિત્રરત્નને સુખાભાસ માટે હારી જાઓ નહિ' નરકની ક્ષેત્રવેદના, પરમાધાર્મિકકૃત વેદના, પરસ્પર યુદ્ધજન્ય વેદના, એમ વિવિધ પ્રકારની વેદનાઓ નારકીના જીવો સહન કરે છે, તે વેદનાઓને કામાધીન સાધુ પરભવમા સહે છે જેઓએ વ્રતભગ કર્યો હોય છે તેઓ વળી તિર્યંચગતિમા જાય છે ત્યા અતિભાર, ગાઢ પ્રહાર, તૃષા ક્ષુધા અને પરાધીનતા આદિ અનેક કષ્ટો સહે છે લોકો તેના પશુઓના કષ્ટને દેખી ત્રાસ પામે છે પરતુ ક્રૂર કર્મો કરતા થાકતા નથી સર્વત્ર પ્રમાદ અશુભફળને આપે છે શાસ્ત્રકારો તેટલા માટે પ્રમાદનો ત્યાગ કરવા અનેક પ્રકારે ઉપદેશ કરે છે પ્રમાદી માણસ પોતાનુ ઉદર ભરવામા પણ આળસુ બને છે કેટલેક ઠેકાણે પ્રત્યક્ષ અનુભવાય છે કે, પ્રમાદી દિનભર ભૂખ્યો રહે છે, અથવા પાણી પાનાર પણ જો કોઇ ન મળ્યો હોય તો બે કલાક સુધી તરસ્યો રહે છે ઇત્યાદિ તમામ કાર્યોમા તેની દુર્દશા નજરે અનુભવાય છે, તેમજ ધર્મકાર્યમા પ્રમાદી જીવ શૂન્યચિત્તે બેસી રહે પરતુ સમય સમયની ક્રિયા કરે નહિ ગપ્પા મારવા હોય તો શૂરો પૂરો પ્રતિલેખન, પ્રતિક્રમણાદિ ક્રિયાનો સમય આવે કે તરત સુસ્ત બને થોડા કાળમા જે કાર્યસિદ્ધિ થનાર હતી, તેને પ્રમાદી માણસ દીર્ઘકાળે થનારી બનાવે

છે, એ વહોઝ એ નો વિષય છે નગ્નનો સમય નિદ્રામા જાય, તો પછી અન્ય સમય નિદ્રામા જાય, તેમા આશ્ચર્ય પણ શુ ? જે આત્મ સાધનનો અને કર્મનિર્જરાનો સમય હોય, તેજ સમય કર્મબંધનો થાય, તો સમજવુ કે, હજૂ ભવસ્થિતિ લાગી છે અજ્ઞાન વિનાના આળસુ જીવો રત્નચિન્તામણિનો ત્યાગ કરી કાચનો સ્વીકાર કરે છે ભવસમુદ્રમા નૌકા સમાન જે ચારિત્ર તેને છોડી પત્થર તુલ્ય વિષયનુ આલંબન કરવા સાથે પોતાની કીર્તિ રાખવા માટે જે કષ્ટો સહે છે તેજ કષ્ટો જો આત્માને માટે સહન થાય, તો કાઇ બાકી ન રહે પરતુ કર્મરાજા જેમ ભવચક્રમા નચાવે, તેમ્ નાચે છે સૂત્રકાર વળી પ્રકારાન્તરે ઉપદેશ કરે છે અને છેવટે ત્યા સુધી પણ સૂચવે છે કે–અત્યન્ત પ્રમાદી માણસ અંતમા નાસ્તિક બને છે જેમ—

> ज इह आरभनिस्सया आत्तदडा एगतलूसगा ।
> गता ते पावलोगय चिरराय आसुरिय दिस ॥९॥
> ण य सखमाहु जीवित तह वि य बालजणो पगब्भइ ।
> पच्चुप्पन्नेण कारिय को दट्ठु परलोकमागते ॥ १० ॥

અર્થાત્—જે કોઇ માણસ આ લોકમા આરંભ-સમારંભાદિમા ગુથાએલ હોય છે તે પોતાના આત્માને દડે છે અને એકાત હિંસકની પંક્તિમા ગણાય છે અને પરલોકમા નરકાદિ ગતિને પ્રાપ્ત થાય છે કદાચ જે પચાગ્નિ-તપ અને બાલતપાદિ ક્રિયા કરે છે, તે અસુર ગતિ એટલે કે નીચ દેવો થાય ત્યા દેવાધમ બની ઘણો કાળ દુ ખમિશ્રિત કાઢે છે તૂટેના આયુષ્યનો સાધો થઇ શકતો નથી આયુષ્યની સત્તામાજ ધર્મસાધન કરવાનું છે, છતા બાળ જીવો ધીઠાઇ કરી અકૃત્યને કરતા લાજતા નથી પાપ કર્મ કરનારને કદાચ કોઇ ધર્મોમા પ્રેરણા કરે, તો તે ધીઠ ઉત્તર આપે છે કે–

વર્તમાન કાળમા જે દેખાય છે, તેનીજ સાથે અમારે પ્રયોજન છે, શુ કોઇ પરલોક જોઇ આવેલ છે ? અર્થાત્ પરલોક છે, તેમા શુ પ્રમાણ છે ?

## નાસ્તિકના વચનો.

જ્યા આરભ છે, ત્યા દયા રહેતી નથી, અને દયા ગઇ ત્યા સર્વ ગયુ, એમ ચોક્કસ સમજાય છે જ્યા સુધી વીતરાગદેવની આજ્ઞાયુક્ત દયાદેવી મનોમદિરમા જાગતી છે, ત્યા સુધી સર્વ ધર્માનુ સ્થાન છે તેજ કારણથી સૂત્રકારે આરભમા આસક્ત પુરૂષને એકાન્ત હિંસક કહ્યા છે છૂટક ગાથામા પણ તેવોજ ભાવાર્થ દેખવામા આવે છે જેમકે, **आरंभे नत्थि दया** આરભમા દયા નથી જીવહિંસા કરનાર ગમે તેવો કષ્ટક્રિયા કરનાર હોય, પરતુ તે ઉચ્ચગતિ પામતો નથી બલ્કે નરકે જાય છે કદાચ બાળતપનુ જોર હોય તો દેવલોકમા જાય તો પણ કિલ્બિષિ-દેવ થાય તેને જન્મ દેવગતિમા પરાધીન અને નીચકર્મ કરવા પૂર્વક વ્યતીત થાય છે

પ્રથમ તો આયુષ્ય અલ્પ, તે પણ સાત કારણોથી તૂટેલ આયુષ્યનો સાધો થઇ શકતો નથી આ વાત જાણવામા હોય, તોપણ કેટલાક અજ્ઞાની જીવો બાલચેષ્ટામા પડી સયમરત્નને મલિન કરે છે, અથવા તો તેને કાકરાની કિમતે વેચી દઇ નિર્ધન બને છે કદાચ તેને કોઇ ઉપદેશ આપે કે, ' હે મહાનુભાવ ! ઉત્તમ સામગ્રી મળી છે, છતા પ્રમાદ કેમ કરો છો ? ત્યારે તે આરભ-પરિગ્રહમા મગ્ન સાધુ ધીઠતા પકડી નાસ્તિક બની મનગમતો ઉત્તર આપે છે - 'પરલોક છે, તેમા શુ પ્રમાણ છે ? પરલોકથી તો કોઇ આવેલ નથી ફોકટ લોકોને ભ્રમમા નાખવા જેવું છે કોઇએક માણસે 'પરલોક છે' એમ

ગપોટા મારે, એટલે બીજા માણસે તે વાત વધારીને ચલાવી જગતમા એવા ઘણા દાખલા છે જેમકે એક માણસ, રાત્રિના સમયે સર્વ સૂઈ રહ્યા, ત્યારે વાઘના પગલા ચિતરી પોતે સૂઈ રહ્યો સવારમા જે માણસો ત્યાથી જતા આવતા હતા, તેઓને તે પગલા બતાવીને કહેવા લાગ્યો —જૂઓ, આ શુ છે ? એકે કહ્યુ કે, રાત્રિએ મારા મનમા શકા થઇ હતી કે-વાઘ જેવુ જનાવર દેખાય છે ત્યારે બીજો બોલ્યો કે-મે વાઘના જેવો શબ્દ સાભળ્યો હતો તે વારે ત્રીજાએ કહ્યુ કે-મે વાઘ નજરે જોયો હતો ઇત્યાદિ તમામ વાતો ચાલી, ત્યારે નાસ્તિક બોલ્યો,—હે ભદ્ર ! તુ જાણે છે કે વાઘના પગલા મે મારે હાથે કર્યા હતા ? પરતુ કેટલી બધી વાત ચાલી ? તેવીજ રીતે લોકો પરલોકની વાતો કરે છે બાકી પ્રત્યક્ષ પ્રમાણથી જે સિદ્ધ થાય, તે વસ્તુ છે, તે સિવાયની તમામ આળ ઝાળ પપાળજ સમજવી ખૂબ ખાઓ, પીઓ, અને વિષયસુખ ભોગવો પરલોક ત્યારેજ હોઇ શકે કે, જ્યારે પરલોકી આત્મા સિદ્ધ થાય પરતુ તેજ નથી ”

ઇત્યાદિ નાસ્તિકના મતનો આશ્રય સ્વાચારથી પરિભ્રષ્ટ થએલ માણસ કરે છે નીતિમા કહ્યુ છે કે **नास्ति भ्रष्टे विचार** આચાર એજ પ્રથમ ધર્મ છે હિદુઓ પણ કહે છે કે **आचारहीन पुनन्ति वेदा ।** આચાર હીન માણસને વેદો પણ પવિત્ર કરી શકતા નથી જે મુનિમાથી આચાર ગયો, તે મુનિ નહિ, પણ મુનિપિશાચ સમજવો સૂત્રકારો આચારને મુખ્ય માને છે, કારણ કે આચાર વિના વિચારો નષ્ટ થાય છે પૂર્વોક્ત ગાથાની અદર આચારભ્રષ્ટ થએલ મનુષ્ય નાસ્તિકના વચનોનુ ઉચ્ચારણ કરે છે,એમ કહ્યુ છે તે વાત વર્તમાનકાળમા પણ અનુભવાય છે પરિગ્રહધારી કેટલાક જૈન વેષ ધારણ કરનારા એવા અનર્થો કરે છે, તે આપણે સાક્ષાત્

અનુભવીએ છીએ આરંભ-સમારંભના તેઓ સૂત્રધાર બને છે મંત્ર, તંત્ર, જંત્ર, જડી બૂટી અને ઔષધાલયના અધિપતિ બની, નહિ કરવા લાયક કાર્યો કરે છે, એટલુંજ નહિ, પરન્તુ શુદ્ધ આચાર-ક્રિયામાં લીન પુરુષોની ન્યૂનતા કરવાથી પણ નિવૃત્ત થતા નથી, વળી સ્વયં ક્રિયાકાંડ છોડી અન્યજીવોને ક્રિયાકાંડથી હઠાવે છે

ચતુર્દશી જેવા અત્યુત્તમ દિવસે પણ રાત્રિભોજનાદિક ક્રિયાને છોડી શકતા નથી પાન સોપારીની વાત તો દૂર રહી, પણ રાતે ઉઠેને દૂધ પીવામાં પાપ માનતા નથી સ્વાચારથી દૂર રહેના જૈન નામધારી કેટલાક શ્રાવકો પણ કેવળ વાતોમાં કલ્યાણ માની પદ્દૂષણ કરવા ચતુરાઈ ધારણ કરે છે પરંતુ સ્વકલ્યાણ કરવામાં મંદમતિ થઇ તે બિચારા અભક્ષ્યોને છોડતા નથી રાત્રિભોજનાદિક તો એક વ્યવહારિક કૃત્ય જેવું થઇ પડયું હોય છે પોતાના બાળકોને રાત્રિએ મેવા દૂધ વિગેરે ખવરાવવાની ટેવ પાડે છે સમ્યક્ત્વમૂલ બાર વ્રતની રૂઢિને ભૂલીને વિકથાની રૂચિમાં પડેલ હોય છે વળી પ્રતિક્રમણ અને સામાયિકની રીતભાતને ભૂલી અવકાશ મળે તો મુનિવરોની તુલના કરવા મંડી જાય કે, ' અમુક સાધુ તો આટલું ભણેલ છે અમુક તો ક્રિયાપાત્ર, અમુક જ્ઞાની અમુક ધ્યાની અને અમુક ટટાખોરી ' ઇત્યાદિ વાતો કરી મુનિપદની હેલના કરી ચારિત્રમોહનીયકર્મ બાંધે છે તેઓ એમ સમજે છે કે અમે મધ્યસ્થ બુદ્ધિથી વિચાર કરીએ છીએ પરંતુ ખરી રીતે જો તેઓને વિચાર કરવો હોય તો તેઓએ એમ વિચાર કરવો જોઇએ કે, " અમારા દિવસો કેવા પ્રકારના જાય છે ? અમારા પૂર્વજોએ કેવા કેવા પ્રકારના કામો કર્યા હતા ? અને આજકાલ અમારી પ્રવૃત્તિ કેવી થઇ ગઇ છે ? ઇત્યાદિ પરંતુ પૂર્વોક્ત વિચારોને ભૂલી પવિત્ર મુનિવરોની કથળીજ કરી ભારે કર્મી થાય છે આ બધું પોતાના આચારમાં શિથિલતા થવાનુંજ કારણ છે ;

મનુષ્ય નવરો થાય, ત્યારેજ વિકથામા પડે, પરતુ જો સાસારિક કાર્યથી નિવૃત્ત થાય કે, તરત સામાયિક, પ્રતિક્રમણાદિ કરવા લાગે, તો કોઇ હરકત નહિ. દુનિયામા કહેનત છે કે–"નવરો બેઠો નખોદ વાળે." શાસ્ત્રકારો આચારમા લીન થવાનો ઉપદેશ પણ તેટલાજ માટે આપે છે જે પુરૂષ આચારને પાળે છે, તે કદાપિ અનર્થ કરતો નથી, નાસ્તિક થતો નથી, અને સ્વાત્મકલ્યાણથી વિમુખ પણ થતો નથી

## નાસ્તિકના વચનોનુ નિરાકરણ

પ્રથમ શાસ્ત્રકાર નાસ્તિકોને ઉપદેશ કરે છે, તે આ પ્રમાણે —

**अदक्खु य दक्खुवाहियं सद्दहसु अदक्खुदसण ।**
**हदि हु सुनिरुद्धदसणे मोहणिज्जेण कडेण कम्मुणा ॥११॥**
**दुक्खी मोहे पुणो पुणो निव्विदज्ञासि लोगपूयण ।**
**एवं सहिते हियासए आयतुल पाणेहि संजए ॥ १२ ॥**

અર્થાત્—કરેલ મોહનીયકર્મ વડે તારૂ વિશુદ્ધદર્શન રોકાએલુ હોવાથી, તુ અસર્વજ્ઞદર્શનાનુયાયી થએલ છે, તેજ કારણથી તારૂ સબોધન સૂત્રકારે 'હે અંધતુલ્ય!' એવા શબ્દથી કરેલ છે, હજુ પણ તુ સર્વજ્ઞના આગમને પ્રમાણ કર અર્થાત્ સર્વજ્ઞ દર્શનને ગ્રહણ કર

દુ ખી પુરૂષ મોહ પામે, મોહવિકલ થઇને સ સારમા પરિભ્રમણ કરે, વારવાર મોહ પામે છે અને મોહ થવાથી દુ ખ થાય છે, તેજ કારણથી મોહને છોડી લોકપૂજામા મૂઝાય નહિ સહિત એટલે જ્ઞાનાદિ ગુણે સહિત અને સ જમી થઇ સર્વ પ્રાણીને પોતાના આત્મા તુલ્ય દેખે અને કોઇ જીવને પીડા કરે નહિ;

અનુભવીએ છીએ આરંભ-સમારંભના તેઓ સૂત્રધાર બને છે મંત્ર
તંત્ર, જંત્ર, જડી બુટ્ટી અને ઔષધાનયના અધિપતિ બની, નહિ
કરવા લાયક કાર્યો કરે છે, એટલુંજ નહિ, પરન્તુ શુદ્ધ આચાર-વિચા
રમાં લીન પુરૂષોની ન્યૂનતા કરવાથી પણ બિલકુલ હઠતા નથી
વળી સ્વયં ક્રિયાકાંડ છોડી અન્યજીવોને ક્રિયાકાંડથી હઠાવે છે

ચતુર્દશી જેવા અત્યુત્તમ દિવસે પણ રાત્રિભોજનાદિક ક્રિયાને
છોડી શકતા નથી પાન સોપારીની વાત તો દૂર રહી પણ રાત્રે
કઢેલ દૂધ પીવામાં પાપ માનતા નથી સદાચારથી દૂર રહેલા જૈન
નામધારી કેટલાક શ્રાવકો પણ કેવળ વાતોમાં કલ્યાણ માની પર્યુષણ
કાળમાં ચતુર્થી વારણ કરે છે પરંતુ સ્વકલ્યાણ કરવામાં મંદમતિ
થઇ તે બિચારા અભક્ષ્યોને છોડતા નથી રાત્રિભોજનાદિક તો એક
વ્યવહારિક કૃત્ય જેવું થઇ પડયું હોય છે પોતાના બાળકોને રાત્રિએ
મેવા દૂધ વિગેરે ખવરાવવાની ટેવ પાડે છે સમ્યક્ત્વમૂલ બાર વ્રતની
રૂઢિને ભૂલીને મિથ્યાની રૂઢિમાં પડેલ હોય છે વળી પ્રતિક્રમણ અને
સામાયિકની રીતભાતને ભૂલી અવકાશ મળે તો મુનિવરોની તુલના
કરવા મંડી જાય કે, ‘ અમુક સાધુ તો આટલું ભણેલ છે અમુક
તો ક્રિયાપાત્ર, અમુક જ્ઞાની, અમુક ધ્યાની અને અમુક ખટપટખોરી
ઇત્યાદિ વાતો કરી મુનિપદની હેલના કરી ચારિત્રમોહનીયકર્મ બાંધે
છે તેઓ એમ સમજે છે કે અમે મધ્યસ્થ બુદ્ધિથી વિચાર કરીએ
છીએ પરંતુ ખરી રીતે જો તેઓને વિચાર કરવો હોય તો તેઓએ
એમ વિચાર કરવો જોઇએ કે, “ અમારા દિવસો કેવા પ્રકારના જાય
છે ? અમારા પૂર્વજોએ કેવા કેવા પ્રકારના કામો કર્યા હતા ? અને
આજકાલ અમારી પ્રવૃત્તિ કેવી થઇ ગઇ છે ? ’ ઇત્યાદિ પરંતુ પૂર્વોક્ત
વિચારોને ભૂલી પવિત્ર મુનિવરોની કથળીજ કરી ભારે કર્મી થાય
છે આ બધું પોતાના આચારમાં શિથિલતા થવાનુંજ કારણ છે

મનુષ્ય નવરો થાય, ત્યારેજ વિકથામા પડે, પરતુ જો સાસારિક કાર્યથી નિવૃત્ત થાય કે, તરત સામાયિક, પ્રતિક્રમણાદિ કરવા લાગે, તો કોઇ હરકત નહિ દુનિયામા કહેવત છે કે–"નવરો બેઠો નખોદ વાળે." શાસ્ત્રકારો આચારમા લીન થવાનો ઉપદેશ પણુ તેટલાજ માટે આપે છે જે પુરૂષ આચારને પાળે છે, તે કદાપિ અનર્થ કરતો નથી, નાસ્તિક થતો નથી, અને સ્વાત્મકલ્યાણથી વિમુખ પણ થતો નથી

## નાસ્તિકના વચનોનુ નિરાકરણ

પ્રથમ શાસ્ત્રકાર નાસ્તિકોને ઉપદેશ કરે છે, તે આ પ્રમાણે —

**अदक्खु य दक्खुवाहियं सद्दहसु अदक्खुदसण ।**
**हदि हु सुनिरुद्धदसणे मोहणिज्जेण कडेण कम्मुणा ॥११॥**
**दुक्खी मोहे पुणो पुणो निव्विदज्जसि लोगपूयण ।**
**एवं सहिते हियासए आयतुलं पाणेहिं सजए ॥ १२ ॥**

અર્થાત્—કરેલ મોહનીયકર્મ વડે તારૂ વિશુદ્ધદર્શન રોકાએલુ હોવાથી, તુ અસર્વજ્ઞદર્શનાનુયાયી થએલ છે, તેજ કારણથી તારૂ સબોધન સૂત્રકારે 'હે અંધતુલ્ય !' એવા શબ્દથી કરેલ છે, હજુ પણ તુ સર્વજ્ઞના આગમને પ્રમાણ કર અર્થાત્ સર્વજ્ઞ દર્શનને ગ્રહણ કર

દુ ખી પુરૂષ મોહ પામે, મોહવિકલ થઇને સ સારમા પરિભ્રમણ કરે, વારવાર મોહ પામે છે અને મોહ થવાથી દુ ખ થાય છે, તેજ કારણથી મોહને છોડી લોકપૂજામા મૂ ઝાય નહિ સહિત એટલે જ્ઞાનાદિ ગુણે સહિત અને સ જમી થઇ સર્વ પ્રાણીને પોતાના આત્મા તુલ્ય દેખે અને કોઇ જીવને પીડા કરે નહિ.

14

મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ, મિથ્યાત્વમોહનીયની અપેક્ષાએ કે મોહાધીન પુરૂષો જેટલા અનર્થો ન કરે, તેટલા ઓછા છે સર્વજ્ઞ શાસન ઉપર શ્રદ્ધા પૂરેપૂરા ભાગ્યનો ઉદય હોય, ત્યારેજ થાય છે જ્યારે નાસ્તિકના તો સહજ રીતે ઉત્પન્ન થાય છે, ' પરલોકથી કોણ આવેલ છે ? ' ઇત્યાદિ વચનો ઉચ્ચારી દશમી ગાથાની અંદર શિશિનાચાર્યએ સ્વયં નષ્ટ થવા ઉપરાંત અન્યને શંકાશીલ કરવાના હેતુથી કેટલાક ઉદ્દગારો બહાર કાઢયા હતા તેના ઉપર અગ્યારમી ગાથાની વ્યાખ્યા સૂક્ષ્મદષ્ટિથી વિચારવામાં આવે તો પવનથી તૃણ ઉડી જાય, તેમ પૂર્વોક્ત નાસ્તિકની વાત ઉડી જાય છે પ્રથમ તો વાઘના પગલા ચિતરવા સબંધી જે દૃષ્ટાન્ત આપી સત્ય પદાર્થોનો અપલાપ કરવા પ્રયત્ન કરવામાં આવેલ છે, તે ક્ષણવાર તો બાલજીવને શંકાશીલ કરે, તેમાં આશ્ચર્ય નથી પરન્તુ પદાર્થ તત્ત્વના જાણકારને તો આથી હાસી થાય છે ભલા ! દુનિયામાં વાઘ છે, તો તેની કલ્પના લોકોએ કરી વસ્તુ ન હોત તો કદાપિ કલ્પના પણ થઇ શકતે નહિ જેમકે શશશૃંગની કલ્પના કોઇ પણ કરતું નથી પરલોક છે, ત્યારેજ તેની કલ્પના પણ થાય છે નાસ્તિકે પરલોકના અભાવ સબંધમાં એમ બતાવેલ હતું જે-' પરલોકી આત્માજ નથી, તો પરલોક કાથી સિદ્ધજ થશે ? ' આ સબંધમાં તેને એટલુંજ પૂછવું બસ થશે કે-' પરલોકી આત્મા નથી, એવું તને જ્ઞાન ક્યાંથી થયું ? કારણ કે અરૂપી પદાર્થનો જલદી નિષેધ કરી શકે, એવું જ્ઞાન તો તને છે નહિ' ત્યારે તે એમ કહે કે 'હું તો પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ વસ્તુને માનું છું, બાકી કોઇ પદાર્થને માનતો નથી ' તો તેના જવાબમાં એટલુંજ કહેવું જોઇએ કે- જો તું પ્રત્યક્ષ પ્રમાણનેજ માને છે તો તારાથી પિતા પિતામહ પ્રપિતામહ,ઇત્યાદિકની સત્તા સ્વીકારી શકાશે નહિ, કારણ કે તે તો પ્રત્યક્ષ-પ્રમાણથી સિદ્ધ થઇ શકતા નથી

વળી જેને તમે પ્રત્યક્ષ પ્રમાણ માનો છો, તે અપ્રમાણ છે કે પ્રમાણ ? જો તો અપ્રમાણ રૂપ માનશો, તો અપ્રમાણથી કોઇ વસ્તુનો નિશ્ચય થશે નહિ, અને જો તેને પ્રમાણ રૂપ કહેશો, તો કયા પ્રમાણથી તેને પ્રમાણ રૂપ કહેશો ? પ્રત્યક્ષ પ્રમાણથી કહેશો, તો તે પ્રત્યક્ષ પ્રમાણને, પ્રમાણ અથવા અપ્રમાણ રૂપ કહેવા જતા અનવસ્થા દોષ આવશે અને કદાચ જો તેને અનુમાનથી પ્રમાણ રૂપ માનવા જશો, તો અનુમાન પ્રમાણરૂપ થયુ આ પ્રમાણે અનુમાન-પ્રમાણ સિદ્ધ થયા બાદ જીવાદિ તમામ પદાર્થો સિદ્ધ થાય છે

જીવ વિના જગત્ કેવળ જડરૂપ ગણાય જગતમા પદાર્થો બે છે એક ચેતન, બીજો જડ જડ પદાર્થના સબધથી મુક્ત થવા શાસ્ત્રકારો વારવાર વિચારશીલ રહેવા ભલામણ કરે છે બારમી ગાથાની અદર મોહથી દુખ અને દુ,ખથી મોહ બતાવેલ છે ઠીકજ છે, અજ્ઞાની માણસ દુખાવસ્થામા વિશેષ મોહી બને છે, અને મોહી પુરૂષ પાપ-કર્મમા પ્રવૃત્તિ કરે છે પાપ કર્મથી દુખ થાય છે સૂત્રકાર કહે છે કે-તમામ પ્રકારના મોહને છોડીને જ્ઞાન ગુણ સહિત બનો, અને આપણા આત્માને જેમ સુખ પ્રિય છે અને દુખ અપ્રિય છે, તેમ જગતમા તમામ જીવોને તેજ પ્રમાણે સુખ પ્રિય અને દુખ અપ્રિય છે માટે કોઇને દુખ થાય, તેવી પ્રવૃત્તિ કરો નહિ, કેવળ આત્મહિત થાય તે પ્રમાણે વિચરો, જો થોડો ધર્મ પણ સ્વર્ગનુ કારણ છે, તોપછી સાધુધર્મ મોક્ષનુ કારણ થાય, તો તેમા આશ્ચર્યજ શુ છે ? કદાચ મુક્તિ ન થાય, તો સ્વર્ગતો અવશ્ય થાયજ જેમકે —

गारं पि अ आवसे नरे अणुपुव्वि पाणेहिं सजए ।
समता सव्वत्थ सुव्वते देवाण गच्छे स लोगय ॥ १३ ॥

सोच्चा भगवाणुसासणं सच्चे तत्थ करेज्जुवक्कमं ।
मच्चत्थ विणीय मच्छरे उन्छ भिक्खु विसुद्धमाहरे ॥१४

અર્થાત્—ઘરમાં રહેનાર ગૃહસ્થ પણ અનુક્રમે દેશવિરતિ પાળતો તેમજ સર્વત્ર સમભાવવાળો રહી દેવલોકમાં જાય છે તો સાધુની શી વાત? વીતરાગદેવનું અનુશાસન (આગમ) સાંભળી ત્રિલોકના નાથે સ્વાનુભવ પૂર્વક પ્રકાશિત કરેલ સંયમ ધર્મની પ્રાપ્તિ કરવા ઉદ્યમ કરવો, પામેલ સંયમની રક્ષા કરવી, અને રાગદ્વેષના ત્યાગપૂર્વક શુદ્ધાહાર બેતાલીસ દોષરહિત લેવો અને તે આહારથી સંયમની ઉજ્જ્વલતા વધે તેમ કરવું

શ્રીવીરપરમાત્માના શાસનમાં પક્ષપાતને દેશવટો મળેલો છે, જે કોઈ ચારિત્રધર્મની પાલના કરે, તે મુક્તિનગરમાં જઈ શકે ગૃહસ્થાવાસમાં રહેલ પ્રાણી, જો સમભાવમાં મગ્ન થાય, તો તે પણ સ્વર્ગાદિ ગતિ પામી મુક્તિ-નગરમાં ધીમે ધીમે જઈ શકે છે કદાચ ઉચ્ચભાવમાં આરૂઢ થાય, તો ભાવચારિત્રના જોરથી કેવળ જ્ઞાનની પ્રાપ્તિ પણ કરે કેવળજ્ઞાન મળ્યા બાદ શાસનદેવો સાધુનો વેષ અર્પણ કરે છે કારણ કે ગૃહસ્થાવાસમાં કેવળીનું કોઈ સન્માન ન કરે અથવા પૂજે નહિ કિંવા વાંદે નહિ, તો કેવળજ્ઞાનની આશાતના થાય કારણ કે વ્યવહારનયની પ્રવૃત્તિ બળવાળી છે ગૃહસ્થ ગમે તેવો જ્ઞાની થાય, તો પણ તે ગુરૂપદને યોગ્ય નથી તેનાથી **ધર્મલાભ**ની આશીષ દઈ શકાય નહિ જ્યારે સાધુનો વેષ ધારણ કરે, ત્યારે તે ગુરૂપદને યોગ્ય તેમજ ધર્મલાભ દેવાને યોગ્ય ગણાય છે શ્રાવક પ્રતિમાધારી હોય, સાધુની તુલ્ય આચાર પાળતો હોય અને ભિક્ષા કરતો હોય, તો પણ ધર્મલાભ દે નહિ. ધર્મલાભની આશીષ કે જે સ્વધર્મને હાનિકારક નથી, તેમજ પરને

અલાભકર નથી, તેવા શુભાશીર્વાદ સાધુ આપે છે, પરંતુ વર્ત્તમાનકાળમાં કેટલાક જૈન નામધારી મિથ્યા ધર્મલાભ દેતા ડરે છે કેટલાક શાસ્ત્રના પરિચયથી સમજના લીધ્યા છે, તે બિચારા અન્ધ પરંપરામાં પડેલા હોવાથી સાચાચાર અક્ષર ઓની શક્તા નથી કેટલાક તો વળી ધર્મલાભ કે જેને દરેક આચાર્ય મહાગજે સમ્માનિત કરેલ છે, તેને નિન્દે છે, તેઓ પણ દમકિન્યમાં ડૂબેલા છે ધર્મલાભ સ્થળે સ્થળે સૂત્રની ટીકામાં આપેલ છે તેના અક્ષરો સ્ફૂટ છે **દશવૈકાલિક સૂત્ર**ના પિંડૈષણાધ્યયનની ૧૮ મી ગાથાની ટીકામાં **ધર્મલાભ** આપવો સહેતુક કહ્યો છે, તથા **ઠાણાંગ** સૂત્રની વૃત્તિ તૃતીયાધ્યયનના બીજા ઉદ્દેશામાં ધર્મલાભ સાધુએ આપેલ છે **ઉત્તરાધ્યન** સૂત્રની ટીકામાં અરતિપરિષહ કથાનકમાં **મહાસદેણ ધમ્મલાભિઅ** ઇત્યાદિ સ્પષ્ટ લખેલ છે તેમ કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્યકૃત **ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્રા**દિમાં સાધુએ ધર્મલાભ આપ્યાનો અધિકાર ઘણે ઠેકાણે છે શ્રીનેમનાથ ચરિતના દ્વિતીયસર્ગમાં ચારુદત્ત સંબધી એક શ્લોક નીચે પ્રમાણે છે —

तत्रारूढेन दृष्टश्च कायोत्सर्गस्थितो मुनि ।
वन्दितश्च मया धर्मलाभ दत्त्वेति सोऽब्रवीत् ॥ १ ॥

ઇત્યાદિક ધર્મલાભનો અધિકાર છે એ પ્રમાણે દિગમ્બરો પણ ધર્મલાભને પ્રમાણભૂત માને છે કદાચ કોઇ કદાગ્રહગ્રસ્ત કહેશે કે–' મૂળ સૂત્રમાં **ધર્મલાભ** ક્યાં છે ? ' તેના જવાબમાં એટલુજ જણાવવું બસ થશે કે–" મહાનુભાવો ! મૂળ સૂત્ર પ્રમાણે તમામ કાર્ય કરતા હો, તો મૂળ સૂત્ર ! તે છે કે નહિ, એ તમારો પ્રશ્ન સર્વથા અનુભવ, માનવા લાયક છે અન્યથા વિદ્વત્સમાજમાં

ઉપહાસ્યને પાત્ર છે શ્રીવીરદેવના શાસનમા મૂળ સૂત્ર, નિર્યુક્ત ભાષ્ય તેમજ ચૂર્ણિ વગેરે તમામ પ્રમાણભૂત છે પરમાત્માનું શાસન આપણને રાગદ્વેષ કમ કરવાનુ સૂચવે છે ચાહે કોઈ પણ વ્યક્તિ હોય પરતુ જો તે રાગદ્વેષથી મુક્ત હોય, તો તેને મુક્ત સમજવો ભલે શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ સાખ્ય મીમાસક કે જૈન કોઇ પણ હો, પરન્તુ સમભાવથી ભાવિતાત્મા જે હોય, તે મોક્ષ પ્રાપ્ત કરે, એમા સદેહ નથી, એ તો જૈનદર્શનની ખુમી છે અફસોસ સાથે કહેવુ પડે છે કે–જનેતર દર્શનકાર શૂદ્રને ઉપદેશ આપવામા પાપ માને છે, એટલુંજ નહિ, પરતુ 'શૂદ્રને ઉપદેશ કરનાર નરકમા જાય છે' એ પ્રમાણે પણ કહે છે, જૂઓ —

न शूद्राय मतिं दद्यान्नोच्छिष्टं हविष्कृतम् ।
न चास्योपदिशेद्धर्मं न चास्य व्रतमादिशेत् ॥ ८० ॥
मनुस्मृति अध्याय ४

શૂદ્રને બુદ્ધિ આપવી નહિ (અદાસ) શૂદ્રને એઠું આપવુ નહિ, (દાસ હોય તેને આપવુ આવો આશય ટીકાકારે કર્યો છે) હોમથી બચેલ આપવુ નહિ તેમ ધર્મનો ઉપદેશ કરવો નહિ, અને વ્રતનો આદેશ ન કરવો, અને જો કોઇ કરે તો તે નરકે જાય

यो ह्यस्य धर्ममाचष्टे यश्चैवादिशति व्रतम् ।
सोऽसवृत नाम तम सह तेनैव मज्जति ॥ ८१ ॥
मनुस्मृति अध्याय ४

જે પુરુષ શૂદ્રને ધર્મ કહે, અથવા વ્રતનો ઉપદેશ કરે, તે પુરુષ અસવૃત નામના નરકમા, તે શૂદ્રની સાથેજ ડૂબે છે અર્થાત્ કહેનાર અને સાભળનાર બન્નેની દુર્ગતિ થાય છે પૂર્વોક્ત અર્થ મગઋષિને પણ સમ્મત છે જેમ કહ્યુ છે —

स्नेहाल्लोभाद्य मोहाद्य यो विमोऽज्ञानतोऽपि वा ।
शूद्राणामुपदेशं तु दद्यात् स नरकं व्रजेत् ॥ १ ॥

સ્નેહથી, લોભથી, મોહથી અને અજ્ઞાનથી જે બ્રાહ્મણ શૂદ્રને ઉપદેશ કરે, તે બ્રાહ્મણ નરક પ્રત્યે જાય છે

સજ્જનો! પૂર્વોક્ત ત્રણ શ્લોકો આપ જોઇ ગયા તેમાના પ્રથમના બે મનુસ્મૃતિના છે અને ત્રીજો શ્લોક ગર્ગ ઋષિનો છે તે ત્રણે શ્લોકો શૂદ્રને બુદ્ધિ, ધર્મ અને વ્રત રૂપ રત્નની પ્રાપ્તિ ન થવા દેવામા મોગ વિભૂત છે, અથવા કલ્યાણ રૂપ નાગિકામા જતા અટકાવવા એ કિલ્લા રૂપ છે, અથવા તો કહો કે બ્રાહ્મણોના જૂનમના એક નમૂના રૂપ છે અહો! જેને ઉપદેશ દેવામા નરક જાય, ત્યારે તો પછી તે શૂદ્રોનુ અન્ન ખાવામા બાકી પણ શુ રહે? પરતુ તેઓના પેટ ભરાયા નહિ ત્યારે શૂદ્રનુ અન્ન પણ પવિત્ર મનાયુ, અને શૂદ્રનુ કલ્યાણ કેવળ બ્રાહ્મણોનું પેટ ભરવા ઉપર રહ્યુ હાય સ્વાર્થ! તેં પરમાર્થ જોતો નહિ નીતિ તને યાદ રહી નહિ તુ લો- વ્યવહારને ભૂલી ગયો જમાનો આગળ જતા નીતિનો આવે છે તેની તને ખબર રહી નહિ પૂર્વોક્ત શ્લોકની ટીકા કરનારે મનુના ઉદ્દેશથી ઉલટો અર્થ કાઢેલો છે, તે એવી રીતે કે ' વચ્ચે બ્રાહ્મણ રાખી ઉપદેશાદિ તમામ કાર્ય કરવુ ' આ પ્રમાણે એક જાતનો ફળ સમજાય છે કોઇ શૂદ્ર પ્રાયશ્ચિત્ત લેવા આવેલ, તે પુષ્કળ દ્રવ્ય આપવા તૈયાર થયેલ હોવો જોઇએ, હવે જો કોઇ રીત ન કરે, તો સ્વાર્થ સરે નહિ વચ્ચે બ્રાહ્મણ રાખી કાર્ય કરવુ, એ વાત મનુજીને સમ્મત હોત, તો તે એક શ્લોક બીજો લખી દેત ગર્ગાચાર્યે તો સ્નેહથી લોભથી, મોહથી, અજ્ઞાનથી કોઇપણ પ્રકાર ઉપદેશ કરે, તો બ્રાહ્મણ નરકે જાય, એમ લખેલુ છે આ પ્રમાણે લખાયુ પણ કોઇ કારણને લઇને થએલ છે જેમ બ્રાહ્મણોને અને ક્ષત્રિયોને વૈર—

હતુ, તે પ્રમાણે કોઇ સમયપર શૂદ્રોએ બ્રાહ્મણોનુ કાર્ય કરેલુ નહિ હોય, તેથી શૂદ્રોને ધર્માધિકારથી દૂર કર્યા હશે. થોડા કાળ સુધી બ્રાહ્મણોએ પણ હિંદુસ્તાનમા ખૂબ મનમાની ધાંધલ ચલાવી છે તે વાત મનુસ્મૃતિથી સ્પષ્ટ થાય છે જેમકે તેના અગ્યારમા અધ્યાયમા કહ્યુ છે —

यज्ञश्चेत् प्रतिरुद्ध स्यादेकेनाङ्गेन यज्वन ।
ब्राह्मणस्य विशेषेण धार्मिके सति राजनि ॥ ११ ॥
यो वैश्य स्याद्बहुपशुर्हीनक्रतुरसोमप ।
कुटुम्बात्तस्य तद् द्रव्यमाहरेद् यज्ञसिद्धये ॥ १२ ॥

જો કોઇ એક અગ વડે ક્ષત્રિય અથવા બ્રાહ્મણનો યજ્ઞ રોકાયેલો હોય અને તે વખતે ધાર્મિક રાજા વિદ્યમાન હોય, તો, જે કોઇ વૈશ્ય ઘણા પશુવાળો હોવા છતા યજ્ઞ માનનાર ન હોય, તથા સોમપ ન હોય, તો તેના કુટુબથી તે વસ્તુ હઠ વડે અથવા ચોરીથી હરણ કરવી આનુ કારણ એજ કે ફરિયાદ કરે, તો પણ રાજા તે ધર્મનો હોવાથી તેની દાદ સાભળે નહિ આટલેથીજ બ્રાહ્મણો સંતોષ નથી પામ્યા તેજ અધ્યાયમા આગળ જતા ધાડ પાડવામા પણ પુણ્ય બતાવેલ છે —

योऽसाधुभ्योऽर्थमादाय साधुभ्य सम्प्रयच्छति ।
स कृत्वा प्लवमात्मान सतारयति तावुभौ ॥ १९ ॥

જે પુરૂષ, અસાધુ કૃપણ યજ્ઞાદિકર્મહીન હોય, તેની પાસેથી ધન લઇ, સાધુ એટલે કે ઉત્તમ બ્રાહ્મણાદિકને આપે, તે પુરૂષ પોતાના આત્માને તારવા સાથે તેઓ બન્નેને પણ તારે છે

ઇત્યાદિક વાતો, અસર્વજ્ઞના શાસ્ત્રમા ઉપલબ્ધ થાય છે વાચકો ! જો બલાત્કારથી ધર્મ થતો હોય તો, કહેવુ જોઇએ કે એવા ઉન્મત્ત રાજાઓ પણ હિંદુસ્તાનમા થઇ ગયેલ છે, જેઓએ હિંદુ, જૈન અને બૌદ્ધોના દેવાલયોને પાયમાલ કર્યા છે, તેમ જોર જુલમથી જેઓએ મનુષ્યોને વટલાવ્યા છે તેઓની પણ સદ્ગતિ થવી જોઇએ પરંતુ યાદ રાખવુ જોઇએ કે અન્યાયથી ધર્મ થતો નથી વીર પરમાત્માનો ઉપદેશ એક વખત તટસ્થ પણે અનુભવવામા આવે, તો અન્ય ઉપદેશ તુચ્છ લાગશે પરંતુ જે કુલ ધર્મ હોય છે, તેનુ ગમે તે પ્રકારે સમર્થન કરવા મનુષ્યોની બુદ્ધિ થાય છે નવીન મતાનુયાયી કેટલાક પુરૂષોને શાસ્ત્રોના અમુક ભાગ યા શ્લોકો રૂચતા નથી, ત્યારે તેને ક્ષેપક કહી દૂર કરવા ચેષ્ટા કરે છે અથવા અર્થો બદલવા પરિશ્રમ કરે છે ભલા ! એટલો પરિશ્રમ ન કરતા, જો કલ્યાણના અભિલાષી હોય, તો તેવા પરસ્પર વિરોધવાળા શાસ્ત્રોનો સંસર્ગ દૂર તજવો જોઇએ જેથી ઝઘડો રહેજ નહિ ધર્મશાસ્ત્રમા **હિંસા, મૃષાવાદ, અદત્તાગ્રહણ, મૈથુનસેવન** અને **પરિગ્રહનુ** પ્રતિપાદન હોતુ નથી. પાચ મહાપાપના કારણો અથવા પાપોનુ કોઇ પણ પ્રકારે કથન સંભવેજ નહિ. જો તેનુ કથન માલૂમ પડે, તો તે શાસ્ત્ર નહિ, પણ શસ્ત્ર સમજવુ વીરપરમાત્માના શાસનમા પૂર્વોક્ત પાચ આશ્રવોને ત્યાગ કરવાનો ઉપદેશ છે કયાય પણ આશ્રવોથી ધર્મ માનેલો નથી જૈન સાધુઓને પાચ આશ્રવોથી દૂર રહેવા સૂત્રોમા ઠેકાણે ઠેકાણે ઉપદેશ કરેલો છે, ઉત્સર્ગની રક્ષા કરવા માટે કોઇ સ્થાને અપવાદ પણ બતાવવામા આવેલ છે, પરન્તુ તે પણ બીજાને કલેશકર તો નહિજ

સાધુપદને ચારે વર્ણવાળાઓ સ્વીકારવાને અધિકારી છે.

ગમે તે વર્ણનો સાધુ થયો હોય, પરન્તુ તમામને સરખો હક છે બ્રાહ્મણસાધુને બ્રહ્મર્ષિ અન્યને નહિ તેમજ બ્રાહ્મણ તેજ દંડ ધારણ કરે, અન્ય નહિ એમ કંઈ છેજ નહિ ગમે તે સાધુ થાય, પણ ગુણાધિકથી અધિક માનવામા આવેલ છે શરીરાધિક અથવા તો જાતિ આધિકને અધિક માનવામા આવેલ નથી જેનામા જ્ઞાન દર્શન અને ચારિત્રાદિ ગુણો નિર્મળ દેખાય તેજ પૂજ્ય, માનનીય, અને સ્તવનીય ગણાય છે બ્રાહ્મણો કેવળ શંકરાચાર્ય સિવાય અન્યને નમસ્કાર કરતા નથી જ્યારે બિરાગી બીજા સાધુઓ બ્રાહ્મણોને નમસ્કાર કરે છે, ત્યારે મહાસો ભગાને જે ભના, ગમે તેવો સાધુ હોય, પરન્તુ ત્યાગી છે કંચન કામિનીનો સંગ છોડેલ છે તેને નમવવો ઉચિત ગણાય કે ? પરન્તુ અતિ સર્વત્ર વર્જ્ય બનાવેલ છે છતા અતિ કરનાર માટે અતિ આચાર અનાચાર ગણાય છે મહાનુભાવો ! ગુણનુ માન થાય, તોજ વ્યાજબી ગણાય ગુણ વિના કલ્યાણ થાય તેમ નથી જાતિ, શરીર, આત્મા, વર્ણ યા કુળથી બ્રાહ્મણ કહેવાય નહિ કાંઈ હ્દયથી બ્રાહ્મણ ગણવાગવે, તે તેમા કંઈપણ કલ્યાણ નથી જ્યારે શમ, દમ, વૈરાગ્ય પરેપ । અને સન્તોષાદિ ગુણગણ પેદા થશે, ત્યારેજ આત્મોન્નતિ થશે, જ્યાં આત્મોન્નતિ થઈ તે વાસ્તવ રીતે ઉચ્ચ જાતિવાળો થયો ગમે તે જાતિનો હોય, પરન્તુ ધર્મોપદેશમા તેમજ વ્રતમા સમાન અધિકારી છે જે દર્શનમા પક્ષપાત છે તે દર્શન તેટલા વિચારમા આગળ વધેલ નથી તેની સાથે ખાનપાન કરવુ, ન કરવુ, તે માટે કંઈ આગ્રહ નથી તે તો દેશાચાર, કુલાચાર, સમય અને પ્રેમપર આધાર રાખે છે ધર્મ સર્વોપરિ છે, આવો પક્ષપાત રહિત ઉપદેશ વીરપરમાત્માનો છે ગમે તે જાતિનો માણસ ચારિત્ર પાળે, તે સ્વર્ગાપવર્ગને પામે જાતિનો ઝઘડો આપણે શાંત ચિત્તથી વિચારીએ તો થોડા કાળનો છે એક ઠેકાણે મે વાચેલ છે,

કે-પૂર્વે જગત્ એક વર્ણવાળુ હતુ, તે ગુણ-ક્રિયાના વિભાગે ચારભાગોમા વ્યવસ્થિત થયુ, હવે ભલે ચારના ચાલ્સો ભાગ થાય, તેની દરકાર નથી, પરતુ ધર્મક્રિયામા અમુક અધિકારી નથી, એમ કહેવુ, તે બિલકુલ ગેરવાજબી લાગે છે શૂદ્ર હો કે ક્ષત્રિય હો, બન્ને આત્મવીર્યમા સરખા છે ઉત્તમ કુળ ક્ષત્રિયોનુ છે, તેજ કારણથી તમામ તીર્થકરોનો જન્મ તેજ કુળમા થયો છે તથાપિ શૂદ્ર કુળનો હક્ક કમ નથી જે કોઇ આત્મવીર્યનો ઉપયોગ કરશે, તે કર્મનો ક્ષય કરશે અથવા કર્મ બાધશે અર્થાત્ ધર્મ રસ્તે ઉપયોગ કરે, તો મુક્તિ અને અન્ય રસ્તે ઉપયોગ કરે તો ભુક્તિ બસ ' પ્રસંગોપાત્ત આટલુ કહી પુન શ્રીવીરપરમાત્માનો અથવા ઋષભદેવ પ્રભુનો ઉપદેશ સસારની અસારતાનો સૂચક છે તે, બતાવવામા આવે છે

**કર્મ ભોગવવામા એકાકીપણુ.**

> सव्व नच्चा अहिठिए धम्मट्ठी उवहाणवीरिए ।
> गुत्ते जुत्ते सदा जये आयपरे परमायतट्ठिते ॥ १५ ॥
> वित्त पसवो य नाईओ त बाले सरण ति मन्नइ ।
> एते मम तेसु वी अह नो ताण सरण न विज्जई ॥१६॥

અર્થાત્—હેય, જ્ઞેય અને ઉપાદેય પદાર્થને જાણીને સર્વજ્ઞે કહેલા સત્ય માર્ગનો આશ્રય લે, ધર્માર્થી હોય, તેમજ બળવીર્યને નહિ ગોપવતા તપસ્યા કરે વળી મન, વચન અને કાયાના અયોગ્ય વર્તનને રોકનાર, જ્ઞાનાદિ ગુણ સપન્ન, આત્મા અને પર, બન્નેની ઉન્નતિ કરવામા સદા યત્નવત તથા મોક્ષાર્થી, ( ૧૫ ) વળી સુવર્ણાદિ દ્રવ્ય, ગો, મહિષી વિગેરે જાનવરો, અને માતાપિતાદિ જ્ઞાતિઓને બાળજીવ શરણ માને છે ' એ મારા છે, ' ' હુ તેઓનો છુ, '

એ પ્રમાણે સમજે છે રોગના ઉપદ્રવમા અથવા દુર્ગતિમા ગમન કરતી વખતે પૂર્વોક્ત દ્રવ્યાદિ પ્રતિબન્ધક નથી, એ પ્રમાણે જ્ઞાના ભાવને લીધે સમજી શકતો નથી ( ૧૬ )

પદરમી ગાથામા એમ કહેવામા આવ્યુ છે કે, જ્ઞાની પુરૂષ જ્ઞાન વડે વસ્તુતત્ત્વને જાણીને સર્વજ્ઞના માર્ગને પ્રમાણ કરે પ્રમાણ કરવા માત્રથી સતોષ ન માને, પરતુ ધર્માર્થી થઇ ચારિત્રધર્મ પ્રત્યે આત્મવીર્યનો ઉપયોગ કરે અર્થાત્ કર્મક્ષય કરવા માટે અમોઘ શસ્ત્ર રૂપ તપનો આદર કરે તે તપ પણ વિચાર પૂર્વકજ કરે કે જેની અદર અન્ય જીવને બિલકુલ પીડા થવા પામે નહિ સસારમા ઘણા જીવો રાજ્યના, સ્વર્ગના તેમજ ધનના આકાક્ષી બની સદોષ તપ કરે છે કેટલાક તો છકાય જીવની વિરાધના પૂર્વક પચાગ્નિ તપ કરે છે, વળી કેટલાક અજ્ઞાનીઓ તો નર્મદા નદીની સેવાળ અને માટી ખાઇને રહે છે, તેઓને જ્ઞાનનો અભાવ હોવાથી, મહાપાપ બાધે છે સેવાળમા અને માટીમા અનન્તકાયને અસખ્ય જીવો રહેતા હોય છે, તેનો તેઓ નાશ કરે છે જો કે તેઓ કષ્ટક્રિયા કરે છે, અને રસાદિકનો ત્યાગ કરે છે, તેથી ભવાન્તરમા રાજ-લક્ષ્મી વિગેરે પામે, પરતુ પાપાનુબન્ધી પુણ્ય હોવાથી તેવા રાજાઓને પણ સ્વાર્થી મનુષ્યનો સગ મળવાથી ધર્મસાધનને બદલે અધર્મ સેવન કરે છે અને બિચારા નરકાદિ દુર્ગતિમા જઇ જેટલુ સુખ અનુભવેલુ હોય છે, તે કરતા અનત દુખ અનુભવે છે તેવો સદોષ તપ તો અનર્થનુ મૂળ થાય છે, તેથી તપસ્વી પુરૂષોએ અન્યને પીડા થાય, એવો તપ કરવો નહિ. હમેશા મનો-યોગ, વચનયોગ અને કાયયોગને અશુભમાર્ગથી બચાવી શુભ માર્ગમા જોડવા, અને નિરતર સ્વપરના કલ્યાણ માટે પ્રયત્ન

વૈરાગ્ય નષ્ટ થવાથી રાગ દ્વેષ અને મોહ રૂપ ત્રિપુટી મૂર્ચ્છિત કરી નાખી, અકૃત્યોને કૃત્ય સમજાવવા ચૂકતી નથી " પુસ્તકની ભક્તિ કરનાર એટલે જ્ઞાનપદના આરાધક તીર્થંકરગોત્ર બાંધે છે " આ વાક્યને મનમા રાખી, તેઓ ભદ્રિક જીવોને ભવકૂપમા નાખવા અને પોતે ડૂબવા માટે સ્વય મહામલ્લથી પરાસ્ત થઇ, ઉલટો ઉપદેશ આપવા કટિબદ્ધ થાય છે પોતે પણ મોહવશાથી ઉન્માર્ગને માર્ગ માની બેસે છે પુસ્તકો લખાવે છે, અને લખેલા પુસ્તકો ખરીદે છે તેના પૈસા શ્રાવકો પાસેથી નવીન પ્રકારના ઉપદેશ આપી કઢાવે છે લખેલ અને છાપેલ પુસ્તકો જ્યારે ઘણા વધી પડે છે, ત્યારે સુન્દર સુશોભિત કબાટો વેચાતા લે છે, અથવા ખાસ નવા મનગમતા તૈયાર કરાવરાવે છે વળી આ કબાટોને રાખવા માટે એક પત્થરનુ ઘર બધાવી આપવા માટે શ્રાવકોને ઉપદેશ કરે છે, અને કહે છે કે, 'ભાઇ, પુસ્તકની રક્ષા કરવામા ભારે પુણ્ય છે શાસ્ત્રમા જ્ઞાનચૈત્ય હોવાનુ બતાવેલ છે, તો આ વખતે તેમ થવુ જોઇએ બિચારા શ્રાવકો ભક્તિભાવથી તેમજ શુભફળની આકાક્ષાથી પચીશ પચાસ હજાર રૂપિયાનો ખરચ કરે છે હવે મુનિશ્રી પણ પુસ્તકો ઉપર કવર કરાવવા, છાપેલ પુસ્તકો પર રેશમી કપડાના પૂઠા લગાવવા, તેમજ ડાબલા બરાબર તૈયાર કરાવવા માટે બે ચાર મહીનાઓ સુધી એટલા બધા કામે લાગી જાય છે કે જેવી રીતે મોસમની અન્દર વેપારીને નવરાશ મળતી નથી, તેમ તેઓ પણ ફક્ત આહાર પાણી કરવા નવરા થાય છે આવી રીતે સાધુઓને કાર્ય કરતા જોઇ કોઇ ભવ્ય શ્રાવક સરલ ભાવે આવીને તેમને પૂછે કે, ' મહારાજ, આપને આ શી ઉપાધિ ? ' ત્યારે સાધુએ ઉત્તર આપે છે કે, 'હે મહાભાગ્ય ! આ તો જ્ઞાનની ભક્તિ છે જ્ઞાનભક્તિ કરનાર ઘણુ ઉત્તમ ફળ પામે છે ' આવા વચન સાભળી ભક્ત શ્રાવક મનમા જરૂર સમજે છે કે, અહીંઆ પણ

મોહ મહારાજે પોતાનો અમલ ઠીક જમાવ્યો છે, તો પણ મહારાજને ખોટુ ન લાગે તેથી જી હા, આપ તો દુનિયાના લાભ માટે પ્રયાસ કરો છો' એવો જવાબ વાળી પતાવે છે આ બાબતમા ખરી હકીકત તપાસીએ તો કેટનાક સાધુઓ પાસે દશ હજાર ગ્રથો લખેના હોય છે વળી કેટનાએકની પાસે નાના મોટાનો સરવાળો કરતા એક લાખ પણ થઇ જાય, તે પૈકી તેઓએ તો પચીસ પચાસ ગ્રન્થો વાચલા હોય છે જન્મ સુધી વાચે તો સો બસો વાચી શકે, બાકીના ગ્રન્થો તો કેવળ ભારભૂત હોય છે, છતા, તેમજ એક એક ગ્રથની દશ દશ નકલો મળી આવે તો પણ મોહ દશાથી કોઇને આપે નહિ વળી તે ઉપરાત તે પુસ્તકોની સાર સભાળમા પોતાનું ઉત્તમ ચારિત્ર અને જ્ઞાનવૃદ્ધિ કરવાનો સમય પણ નષ્ટ કરે છે મોહના કાર્યને ભક્તિનુ કાર્ય માની લેવામા આવે છે, તે ઠીક નથી જો આ કાર્ય કદાચિત્ પરમાર્થ બુદ્ધિથી થતુ હોય, તો તે સર્વથા અનુમોદનીય છે, પરન્તુ મોહથી થતુ હોય તો તે ઉન્માર્ગ રૂપ છે કારણ કે પોતાની નિશ્રાએ રહેલા પુસ્તકોમા જે પરિશ્રમ લેવાય છે, તેવોજ પરિશ્રમ જો પરનિશ્રિત પુસ્તકોમા પણ લેવાય તો અનન્ત જ્ઞાનભકિત ગણાય અહી કોઇને શકા થશે કે ઘણા સાધુઓ ભડાર સુધારી આપે છે, તેનુ કેમ ? તો તેના જવાબમા સમજવુ કે, ત્યા પણ ઘણે ભાગે મોહ દશાથી કાર્ય થાય છે શ્રાવકોને વચીને લોભદશાથી પુસ્તકો ચોરી જવામા આવે છે, તેથી તે પુસ્તકરત્ન જે હજારોની માલીકીનુ હતુ, તે મટી એક જણને સ્વાધીન થાય છે હવે આ લોભી પુરુષ અન્યને ઉપયોગ માટે તે પુસ્તક આપતો નથી આ વાતની ખબર ભડારોના અધિપતિઓને પડવાથી તેઓ પછી કોઇ સાધુને ભડાર બતાવતા નથી આવા દાખલા ઘણે ઠેકાણે બનેના છે જ્યારે પરમાર્થ બુદ્ધિવાળા પુરુષો જગતમા વિરલા છે જ્ઞાનભક્તિ તો તેનુ નામ છે કે કોઇ પણ પુસ્તક પર

ાહ ન રાખીને જ્ઞાનચૈત્યનો ઉપદેશ કરી જગતના જીવોને માટે હિત-
ારક એવુ જ્ઞાનનુ સ્થાન બનાવરાવવુ, પુસ્તકો માટે કવર અને
ાબના સુદર સુશોભિત થાય, તેવો ઉપદેશ કરી જીર્ણ પુસ્તકોને
ીક કરાવવા, જ્ઞાનનું બહુમાન કરવુ, જ્ઞાનમહિમાનો ઉપદેશ આપવો,
ન, વચન, અને કાયાથી જ્ઞાનની થતી આશાતના સ્વય ટાળી,
ીજાઓને આશાતના ન કરવા માટે ભલામણ કરવી, આશા-
ના કરનાર જીવોને કરૂણાભાવથી સમજાવવા પ્રયત્ન કરવો
ાનોપકરણ પાટી, પોથી, ઠવણી, કવની વગેરેને પગ ન લગાડવો
થા તે જ્ઞાનની વસ્તુઓ પાસે રાખી આહાર નિહાર ન કરવો
ુસ્તકને નાભિના ઉપરના ભાગ સુધી ઊચુ રાખવુ સુતા સુતા
ુસ્તક વાચવુ નહિ પુસ્તકો વર્તમાન કાળના શોખીના સુધા-
ાવાળાની માફક ઉધુ મૂકવુ નહિ, તેના મૂકના બહુ માન-
પૂર્વક નમસ્કાર કરવો અજાણતા પગ લાગે તો ઉઠી ત્રણ
ખમાસમણ દેવા કોઇ ભાષામા અથવા કોઇ પણ લિપિમા લખા-
એલ પુસ્તકની અવજ્ઞા કરવી નહિ તેને ફાડવુ નહિ છેવટમા છેવટ
સાણ ઉપર લખાએલા અથવા અદર કોતરાયેલા અક્ષરોનો પણ
નાશ આપણે હાથે ન થાય, તેવો ઉપયોગ રાખવો ભવ્યજીવોને
ભલામણ કરવી આહાર નિહાર કરતા બોલવુ નહિ આહાર
કરતા બોલવાનુ પ્રયોજન પડે તો પાણીથી મોઢુ ચોખ્ખુ કરી
બોલવુ ઇત્યાદિ વિચારો સ્વય રાખી અન્યને તે પ્રમાણે કરતા
શીખવનાર પોતે જ્ઞાનપદનો આરાધક છે અને ઉત્તમ ફળ મેળવે
છે કેવળ મોહદશાથી પુસ્તક રક્ષણ કરનાર મોહને વધારે છે,
અકૃત્યને કૃત્ય સમજે છે, ઉન્માર્ગને માર્ગ માને છે, તથા અત્યારે
પાપસ્થાનકોમાથી ઉત્પન્ન થએલા શ્રાવકના પૈસાને ઊનમાથી ચૂનમા
નખાવે છે કારણ કે એકકુ કરેન પુસ્તક બગડવાના ભયથી
કોઇને અપાતુ નથી મરણ સમયે સબન્ધિઓને અથવા સઘને

અર્પણ કરી શકાતુ નથી આ સર્વ વિડંબના મોહકૃત જાણી હે ભવ્ય ! મોહને દૂર કરો, વૈરાગ્યમા ચિત લગાડો, અને વૈરાગ્ય-જનક શ્લોકોનુ સૂક્ષ્મ ધ્યાનપૂર્વક મનન કરો જૂઓ, સહચારી શરીર પણ આપણુ નથી અને તે રહેવાનુ પણ નથી

**શરીરની દુર્જનતા**

> विधाय सहजाशौचमुपस्कारैर्नवैर्नवे ।
> गोपनीयमिदं हन्त ! कियत्कालं कलेवरम् ॥ १ ॥

અર્થાત્—સ્વાભાવિક અશૌચ એટલે અપવિત્ર એવા આ શરીરને કયા સુધી નવા નવા ઉપાયો વડે કરીને રક્ષણ કરી રાખવુ ? તે કદાપિ રહેનાર નથી

> सत्कृतोऽनेकशोऽप्येष सत्क्रियेत यदापि न ।
> तदापि विक्रिया याति काय खलु खलोपम ॥ १ ॥

અર્થાત્—શરીર નક્કી દુર્જનની ઉપમાવાળુ છે, કારણ કે આ શરીરના વારવાર સત્કારો કરવામા આવે છે, પરન્તુ એકવાર સત્કાર ન થાય તો તે જરૂર વિક્રિયાને પામે છે

અસત્પુરૂષોનો વારવાર ખાન, પાન માન અને સન્માનાદિ વડે સત્કાર કરવામા આવે, છતા જો એકવાર સત્કાર ન થાય, તો તે દુશ્મન થાય છે અને કરેલા સમસ્ત ગુણોને અવગુણરૂપ માને છે તેવીજ રીતે કાયા પણ તેવીજ છે વારવાર તાજે તરી ઉછાળીએ, પરંતુ એકવાર જરા ટાઢ તડકો લાગે, અને તે સમયે જો તેની દરકાર ન લેવામા આવે, તો તે તુરત વિપરીત થઇ બેસે છે, જરા પણ કાર્ય કરે નહિ માટે કાયાને ખલની ઉપમા આપેલ છે, તે બરાબર છે ખલપુરૂષોનો વિશ્વાસ જેમ સજ્જન કરતો નથી,

તેમ શરીરનો વિશ્વાસ ધર્મોમાં પુરુષે કરવો નહિ કોણ જાણે ક્યારે અથવા કેવી અવસ્થામાં આ દેહ ઉલટો થઇ બેસશે, માટે આ ચચલ શરીર વડે દાનાદિ નિશ્ચલ ધર્મ કરવો, તે સર્વથા ઠીક છે કહ્યું છે —

अहो ! वहिर्निष्पतितैर्विष्ठामूत्रकफादिभि ।
दूणीयन्ते प्राणिनोऽमी कायस्यान्त स्थितैर्न किम् ? ॥ १ ॥

અર્થાત્—અતિ આશ્ચર્ય છે કે, શરીરમાથી બહાર આવી પડેલા વિષ્ઠા, મૂત્ર, કફ અને બડખા વિગેરેથી પ્રાણીઓ દુહવાય છે, પરન્તુ શરીરની અદર રહેલ વિષ્ઠા અને મૂત્રાદિકથી દુખ પામતા નથી

વિષ્ઠાદિ અશુચિ પદાર્થોથી આ શરીર ભરેલુ છે, તેના નવે દ્વારોમાથી અન્દર રહેલ પદાર્થ બહાર આવે છે, ત્યારે બહાર આવેલા પદાર્થની ઉપર ઘૃણા ઉત્પન્ન થાય છે, પરન્તુ અન્દરમા રહેલ વસ્તુઓનો જરા પણ વિચાર નથી, એટલુજ નહિ પરન્તુ તેમા પ્રેમ કરી નરકે જાય છે

સ્ત્રીના અવયવો, જેવા કે સ્તન, જઘન આદિને બરાબર સૂક્ષ્મદૃષ્ટિથી જોવામા આવે, તો પુરુષ કદિ તેમા રાગ કરે નહિ પણ રાગાધ પુરુષ તત્ત્વદૃષ્ટિથી ન જોતા રાગદૃષ્ટિથી સ્તન વિગેરેને જોઇને તેને કનકકલશ વિગેરેની ઉપમા આપી, ભોળા લોકોને રાગપાશમા ફસાવે છે, પરન્તુ આત્માર્થી પુરુષોએ વિચાર કરવો યોગ્ય છે, કે, પ્રત્યક્ષ રીતે જેની અન્દર અશુચિ પદાર્થો માલૂમ પડે છે, તેના શરીર ઉપર મોહિત ન થવુ, પરન્તુ ઉલટો વૈરાગ્ય કરવો, કે–જેથી ભવપરપરા ઓછી થાય જૂઓ, શરીરના સયોગથી પ્રાણીઓને કેવા અનર્થો થાય છે ? —

रोगा समुद्भवन्त्यस्मिन्नत्यन्तातङ्कदायिन
ददशूका इव क्रूरा जरद्विटपकोटरे ॥ १ ॥
निसर्गाद् गत्वरश्चाय कायोऽब्द इव शारद ।
दृष्टनष्टा च तत्रैव यौवनश्रीस्तडिन्निभा ॥ २ ॥

અર્થાત્—જીર્ણ વૃક્ષના કોટરમા જેમ ક્રૂર સર્પો હોય છે, તેમ શરીરમા અત્યન્ત કષ્ટ આપનાર રોગો ઉત્પન્ન થાય છે ૧ સ્વભાવથીજ જવાના સ્વભાવવાળી આ કાયા શરદ્‌ઋતુના મેઘ જેવી છે તેમા વળી યુવાવસ્થાની શોભા ક્ષણિકવિજળીના જેવી ચપળ છે

સર્પો જેમ વૃક્ષના કોટરમા ( પોલાણ ભાગમા ) રહે છે, તેમ શરીરમા રોગો રહે છે વળી જેમ સર્પ પ્રાણ લે છે, તેમ રોગો પણ પ્રાણને હરણ કરી લે છે શરીર તો સ્વભાવથીજ જવાના સ્વભાવવાળુ છે, પરતુ તેની અ ર યુવાવસ્થાની લક્ષ્મી તો શીઘ્ર પલાયન સ્વભાવવાળી છે, માટે તે યૌવનશ્રીને પામી શુભ કાર્ય કરવુ સારૂ છે કહ્યુ છે કે —

आयु पताकाचपल तरङ्गचपला श्रिय ।
भोगभोगनिभा भोगा सगमा स्वप्नसन्निभा ॥ १ ॥

અથાત્—ધ્વજાની જેમ આયુષ્ય ચપળ છે સમુદ્રના તરગોની માફક સપત્તિઓ અતિ ચચળ છે, ભોગો સર્પની ફણાઓની માફક ભયકર છે, તેમજ સગમો સ્વપ્ન સરખા છે

અતિ અમૂલ્ય, લાખ સોના મહોર ખરચતા પણ ન મળી શકે એવુ અને ઇન્દ્રાદિક દેવોથી પણ નહિ વધારી શકાય એવુ આયુષ્ય પતાકાની માફક ચચળ છે ચચળ આયુષ્યની અદર નિશ્ચળ આત્મકાર્ય કરવુ અને પરોપકાર કરવો એ સાર છે લક્ષ્મી

સમુદ્રના કલ્લોલોની માફક અસ્થિર છે, અસ્થિર સ્વભાવવાળી લક્ષ્મીનું ફળ સુપાત્રદાન છે સુપાત્રદાનના પ્રભાવથી લક્ષ્મી અસ્થિર સ્વભાવને છોડી સ્થિર થાય છે

હવે ભોગો આ ભવમા અને ભવાન્તરમા પણ દુ ખોને દેનારા છે **भोगे रोगभयम्** ભોગ છે ત્યા રોગનો ભય છે આ વાક્યથી ભોગો આ ભવમા કડુ ફળ દેનાર સિદ્ધ થાય છે, તેમજ ભવાન્તરમા નરક પ્રભૃતિ ગતિયોના દેનાર છે, માટે ભોગોને સર્પફણાઓની ઉપમા આપી છે, તે ઠીકજ છે

પુત્ર, પૌત્ર, ભાઇ, બ્હેન, માતા, પિતા અને ધન-ધાન્યાદિના સગમો પણ સ્વપ્ન તુલ્ય છે સ્વપ્નના પદાર્થો સ્વપ્ન પર્યન્ત ઠીક છે, પરન્તુ જાગૃતદશામા જૂઠા માલૂમ પડે છે, તેમ સગમો પણ જીવન પર્યન્ત ઠીક છે, પરતુ જીવનના અભાવમા એટલે પરભવની અન્દર તે સગમો તે જીવને માટે જૂઠા છે જૂઠા સગમોને માટે જીવ પાપકર્મ સાચુ કરે છે, કે જે પાપકર્મ જન્માતરમા સાથે આવે છે કુટુબને માટે જીવ પાપસમૂહ એકત્ર કરે છે, પાપ કર્મથી એકઠુ કરેલુ ધન, માલ, કુટુબ ખાઇ જાય છે જ્યારે પાપનો ભોક્તા તો સ્વય થાય છે પાપનો ભાગ કોઇ લેનાર નથી, કદાપિ કોઇ પાપનો ભાગ લેવાની કબૂલાત આપે, તો તે બનવુ અશક્ય છે પોતે કરેલુ પુણ્ય પાપ જીવ પોતેજ ભોગવે છે

### સસારની સ્વાર્થતા

દુનિયા સ્વાર્થની સગી છે જૂઓ, માતાને પુત્ર પર પૂર્ણ પ્રેમ છે, પુત્રના મરણને કદાપિ ચાહે નહિ, પરન્તુ જ્યારે પુત્રને કોઇ અસાધ્ય રોગ પેદા થયો હોય છે, અને ૭ માસ સુધી ઔષધ

ઉપચાર કરવાની સાથે રાત દિવસ પુત્રની સેવા કરવી પડે છે, ત્યારે માતા પણ કંટાળો ખાઇ બોલે છે કે—' હવે કાં તો મરે અને અને કાં તો માંચો મૂકે તો ઠીક '

આ સબધમા એક શેઠના પુત્રનું દૃષ્ટાન્ત આપવુ ઉપયોગી થઇ પડશે " એક શહેરની અદર ધનપતિ શેઠનો પુત્ર પોતાના મિત્ર સાથે નગર બહાર ફરવા નિકળ્યો હતો તે વખતે મિત્રે, પોતાના મિત્રનુ ભલુ કરવા માટે ધર્મોપદેશ આપ્યો કે—' ભાઇ, આ જગતમા ધર્મ વિના બીજુ કોઇ શરણુ નથી રક્ષણ કરનાર કેવળ ધર્મ છે માતા પિતાદિ પરિવાર મતલબી છે ' આ વાત સાંભળી શેઠનો પુત્ર બોલ્યો કે—' ભાઇ ! તારી વાત તો ખરી છે, પરતુ મારા માતાપિતા કાંઇ તેવા નથી '

હવે બીજે દિવસે બન્ને જણુ એક તળાવ ઉપર ગયા, તળાવમા પાણી સૂકાઇ ગએલુ હોવાથી ત્યા કોઇ માણસ જોવામા આવ્યુ નહિ, પણ ક્રૂર સર્પાદિકોનો ત્યા નિવાસ થઇ રહેલો જોઇ મિત્ર બોલ્યો—' ભાઇ, આ તળાવ ઉપર પ્રથમ કેટલા માણસો સ્નાન સધ્યા કરવા અને હવા ખાવા માટે આવતા હતા ? અત્યારે કોઇ પણ નથી આવતુ તેનુ કારણુ એજ છે કે, તળાવમા જળ નથી તેથી સિદ્ધ થયુ કે તળાવની સગાઇ નથી, જળની સગાઇ છે, તેજ પ્રમાણે આ દુનિયામા પણ સ્વાર્થની સગાઇ છે શરીરની સગાઇ નથી જીવ ચાલ્યો જવાથી શરીરને અગ્નિને આધીન કરે છે ' આ દૃષ્ટાંતથી શેઠનો પુત્ર સમજ્યો નહીં

ત્રીજે દિવસે બન્ને વનમા જતા હતા રસ્તામા વડનું ઝાડ આવ્યુ તે જોઇ મિત્ર બોલ્યો ' ભાઇ બે માસ પહેલા આ વટવૃક્ષપર પક્ષીઓ માળા ઘાલી કી, ચી, કરતા હતા, પાયજનો

વિશ્રામ લેતા હતા, ગોવાળિયાઓ પશુઓને તેની નીચે બેસાડી નિશ્ચલયોગીની માફક નિશ્ચિત રીતે સુતા હતા, પરતુ અત્યારે કોઇ નથી તેનુ કારણ જાણ્યું ? પ્રથમ શીતળ છાયા હતી, અત્યારે નથી, વૃક્ષના સગા કોઇ નથી, જીવો ફક્ત શીતળ છાયાના મતનબી છે, તેમ સસારમા પણ લોકો સ્વાર્થના સગા છે' છતા પોતાના માતા પિતા પણ તેના હશે, એવો વિશ્વાસ શ્રેષ્ઠિનદનને થયો નહિ ત્યારે મિત્રે તે શેઠના પુત્રને કહ્યુ –' તુ આજ ઘરે જઇને મારૂ કહ્યુ કરીશ ?' શેઠના પુત્રે કહ્યું, 'હા, કરીશ ' મિત્રે કહ્યું, 'ઠીક, તુ અત્યારે જાતા વેત અકસ્માત્ પડી જજે, કોઇ બોલાવે તો બોલીશ નહિ, ઔષધ ખાઇશ નહિ, હુ યોગીના વેષમા તારી પાસે આવીશ, તે વખતે હું તને તારા માતા પિતાનો સ્નેહ કેવા પ્રકારનો છે, તે પ્રત્યક્ષ બતાવી આપીશ પછી તને ગમે તેમ કરજે.' આમ શીખવી મિત્ર પોતાના ઘર તરફ ગયો શેઠનો પુત્ર ઘરની પાસે જતા જ રસ્તામા પડી ગયો હજારો લોકો ભેગા થયા, છેવટે મ્યાનામા નાખી ઘર પર લાવ્યા સમગ્ર કુટુમ એકદમ ભેગુ થયુ, બેન, ભાઇ, માતા, પિતા, કાકા, કાકી, મામા અને મામી વિગેરેએ બોલાવવા હજારો ચેષ્ટા કરી, પરતુ જરા પણ બોલ્યો નહિ ઊંઘતો બોલે પરતુ જાગતો ધારે તો બોલે નહિ, તેજ પ્રમાણે શેઠનો પુત્ર જરા પણ બોલ્યો નહિ તેમજ નેત્ર પણ ઉઘાડ્યા નહિ શ્રવણ દ્વારા તમામ વૃત્તાન્ત હૃદયગત કર્યું, 'કોઇએ કહ્યુ ડાક્ટરો બોલાવો, કોઇએ કહ્યુ જ્યોતિષીઓ બોલાવો કોઇએ ડોસીઓને બોલાવવાનુ કહ્યુ, ત્યાર કોઇએ કહ્યુ ભુવા બોલાવો આમ કોલાહલ થઇ રહ્યો હતો

એક પછી એક દરેક પ્રકારના ઉપચારકોને બોલાવવામા આવ્યા અને તેમણે દરેકે પોતાને અનુકૂળ નિદાન કહ્યુ જેમ —

वैद्या वदन्ति कफपित्तमरुद्विकारान्
ज्योतिर्विदो ग्रहगतिं परिवर्त्तयन्ति।
भूताभिभूतमिति भूतविदो वदन्ति
प्राचीनकर्मबलवन्मुनयो मनन्ति ॥ १ ॥

વૈદ્ય—ડાક્ટરોએ આની તપાસ કરી અને કહ્યું કે ' આને પિત્તના ધરતુ વાયુ એકદમ કોપ પામી ગયું છે માટે અમુક દવા આપો ' જોશી બાવા બોલ્યા કે ' આને રાહુની દશા ભારે દુખદાયી છે, બ્રાહ્મણોને દાન આપો શાંતિપાઠ કરાવો ' ઇત્યાદિ ડોશીઓ બોલી કે ' નજર પડી છે માટે નજર બાંધો, ભૂવા ધૂણીને બોલ્યા કે, ' શીકોતર વળગી છે, ઉતાર આપો ' પેચૂટી કરનારાઓ નાભિના ભાગને તપાસી બોલ્યા કે ' જરા તેલ લાવો, ભાઇની નાભિ ખસી ગએલ છે, તેથી બોલી શકતા નથી ' આ પ્રમાણે સેંકડો ઉપાયો એક રાત્રિમાં થયા પણ ભાઈનો રોગ શાંત થયો નહિ માતા પિતા ગભરાઇને રોવા લાગ્યા નોકરો ચાકરો બજારમાં વૈદ્યોને બોલાવવા અહીં તહીં ફરવા લાગ્યા કુટુંબ પરિવાર ભાવના ભાવવા લાગ્યો કે શું કરીએ ? માણસોને માથે ભાર હોય તો લઇ લેવાય, દેણું હોય તો દેવાય, સરકારનો કેસ હોય તો ચોરી લેવાય, પરંતુ આ દરદ તો લેવાય તેમ નથી, આ પ્રમાણે સર્વ વૃત્તાંત બની રહ્યું હતું તેવામાં પેલો મિત્ર યોગીનો વેષ લઇ શેઠની હવેલી આગળ થઇને ચાલવા લાગ્યો આ યોગી દૃષ્ટિગોચર થવાથી નોકરોએ યોગીને પગે પડીને કહ્યું કે, " **महाराज ! वडे कष्टका समय है, सेठका बडा लडका, जाकि हुशियार है, बीमार पड गया है, सारा कुटुंब रो रहा है, उपकार करनेका मौका है** ' યોગી બોલ્યો —**अगर दुनियाका कार्य हम करेंगे, तो भला फिर ईश्वरका भजन कब कर सकेंगे ?** આ

પ્રમાણે યોગી અને નોકરનો સવાદ થઇ રહ્યો હતો, તેવામા સેકડો માણસો ભેગા થયા માનાને સમજાવી શેઠની હવેલીમા લઇ ગયા શેઠના પુત્રને બતાવ્યો, પુત્રને જોઇ યોગી બોલ્યો —

" यह लडका इलाज करनेसे अच्छा होसक्ता है, गभरानेकी कोई बात नहि है ? योगी लोग मुडदेको म जीवन कर सकते हैं, तो फिर इसमें तो है ही क्या ? यह लडका शीघ्र अच्छा हो जायगा ! लाओ उडदके दाने, लोबानका धूप, पच रगी कपडा, जलका कटोरा और सफेद कपडेका परदा तैयार करो "

યોગીની આજ્ઞાનુસાર વસ્તુઓ તૈયાર કરી આપવામા આવી હવે યોગીએ પોતાની ક્રિયા શરૂ કરી લોકો આનદમા મગ્ન થઇ અરસપરસ વાર્તાલાપ કરવા લાગ્યા કે, શેઠના ભારે ભાગ્યે આવો ઉત્તમ યોગી મળી આવ્યો હવે યોગી ઉચે સ્વરે ' ओं फुट् फुट् स्वाहा ॐ ह्रीं ह्रीं स्वाहा, ' ઇત્યાદિક ભારે આડબર સાથે ક્રિયા કરી રહ્યા પછી પડદાની બહાર આવીને બોલ્યો —" सुनो भाइ, लडकेको व्यतरकी चोट लगी है, यह लडकेके बदलेमे एक जीव लिये विना नहीं छोडेगा, इस वास्ते जो मनुष्य इस जलका कटोरा पीएगा, उडदके दाने खायगा और डोरा हाथ पर बाधेगा, यह पुरुष या स्त्री लडकेकी हालतको पाकर मर जायगा, और लडका बच जायगा "

યોગીના આવા ભયજનક વચનો સાભળી તમામે મૌન ધારણ કર્યું ચિત્રાલેખિત મૂર્તિની માફક સ્થિર થઇ ગયા યોગી ક્ષણુનાર મિત્ર સન્મુખ દૃષ્ટિ ફેંકતો સ્મિતમુખવાળો થઇ ઉભો હતો, તેવામાં

એક વૃદ્ધસ્થ પુરુષ બોલ્યા કે, 'ભાઇઆ, જવાબ આપો ' બીજો બોલ્યા —' પ્યાલો અને અડદના દાણા તેની માતાને આપો ' તમામના એક સમ્મતિ થઇ પરન્તુ આથી માતા મનમા દુખિત થવા લાગી પ્યાલો અને અડદના દાણા જ્યારે પાસે આવ્યા, ત્યારે માતા અકદમ બોલી કે—' ખમો વિચાર કરૂ ' ક્ષણવાર વિચાર કરી બોલી — *મૃત સર્વ મૃતે મયિ,* ' હુ મર્યે છતે આખુ જગત્ મૃતપ્રાય છે જો હુ જીવતી રહીશ તો બાકીના ત્રણ પુત્રો અને એ દીકરાઓનુ પાલન કરીશ તેમ તેનુ સુખ જોઇશ ઇત્યાદિ કારણોથી આ પ્યાલા પીવાય તેમ નથી ' આવો ઉત્તર મળવાથી પ્યાલો પિતાજી પાસે ગયા પિતાજીએ તો તુરત ઉત્તર આપ્યો કે, 'પિતા હશે તો પુત્ર ઘણા,' હવે સ્ત્રી પાસે તે પ્યાલો લઇ જવામા આવ્યો સ્ત્રીઓ બે હોવાથી ઝઘડો થયો પહેલીએ કહ્યુ કે, ' હુ પીઉં તો આ સુખ ભોગવ ત્યારે બીજી બીજીએ પણ તેવોજ ઉત્તર આપ્યો ત્યારે કોઇ એક મશ્કરો બોલી ઉઠયો, ' બન્ને જણીઓ સાથે પીઓ, ઝગડો મટયો ' ત્યારે તો બન્ને ચુપ થઇ ગઇ, કોઇએ પીધો નહિ

પ્યાલો આખા કુટુબ પરિવારમા ફરી વળી જોગીના હાથમા પાછો આવ્યો જોગી બોલ્યો, ' अच्छा भाइ ! लाओ हम पीलें ' તમ કુટુંબ બોલ્યુ —' अहा ! जोगी महात्मा कैसे उपकारी है ? वैसे ऐसे महात्माओं के अस्तित्वसे ही दुनिया रत्नकी खान गोनी जाती है, धन्य महात्माजी धीर, धीर गभीर हैं ઇત્યાદિ શબ્દોથી સ્તુતિ કરવા લાગ્યા યોગી પ્યાલો પી ગયો, શેઠનો પુત્ર ઝટ શય્યામાથી બેઠો થયો, કુટુબી લોકો ખાટલાની ચારે બાજૂએ વીંટાઇને ઉભા હતા કોઇ ભાઇ તો કોઇ બેચ, કોઇ ભાણીઓ તો કોઇ ભત્રીજો, એમ પોકારી રહ્યા હતા. વે

સમયે શેઠનો પુત્ર ધીમેથી બોલ્યો —' તમે બધા મારા દુશ્મનો છો, મારો સગો તો આ જોગી છે, તેની સાથે જગલમા જઇશ, અને મગળ કરીશ તમે મને અડકશો નહિ ' આમ કહી શ્રેષ્ઠિનદન પોતાના મિત્રની સાથે ઉઠી ચાલતો થયો આખુ કુટુબ મો નિકાસી બેસી રહ્યુ "

આ દૃષ્ટાત ઉપરથી સારાશ એ લેવાનો છે કે દુનિયામા પ્રાણથી કોઇ પ્યારૂ નથી, પ્રાણ જવાનો સમય આવે ત્યારે સગપણુ દૂર જાય છે, આજ વિષયને પુષ્ટ કરનારૂ બીજુ એક ડોસીનુ દૃષ્ટાન્ત જોઇએ

" એક ખાનદાન કુટુબની અદર કર્મયોગે ફકત એક ડોસી અને એક દીકરો બેજ જણ અવશેષ રહ્યા હતા તે સમયમા ભાગ્યયોગે સ્વચરણારવિન્દથી પૃથ્વીતલને પવિત્ર કરતા અને પાચ મહાવ્રતોને પાળનાર, શુદ્ધોપદેશક મુનિરાજ, બીજા કેટલાક મુનિઓની સાથે પધાર્યા ડોશીનો દીકરો ધર્મદેશના સાભળવા ગયો હલુકર્મી જીવ હોવાથી દેશના ઉપર રૂચિ થઇ, અને મનમા વૈરાગ્યઅકુર પ્રકટ થયો તેથી સસાર છોડી સાધુ થવાનો વિચાર તેને ઉત્પન્ન થયો ગુરુ મહારાજને આ વિચાર પોતે નિવેદન કર્યો ત્યારે ગુરુ મહારાજે કહ્યુ —'ઘણી સારી વાત છે, તમારી પાછળ કોઇ છે ?' તેણે જવાબ આપ્યો —' હા એક ડોસી છે ' ગુરુ મહારાજે કહ્યુ — ' તેમને તમારો વિચાર જણાવો, તે ડોસી આજ્ઞા આપે તો અમારી પાસે આવજો, તમારૂ કાર્ય સિદ્ધ થશે ' ગુરુજીના આવા વચનો સાભળી તેમને વદન કરી પુત્ર ડોશીની પાસે આવ્યો, અને માતાજીને કહેવા લાગ્યો —' મા ! મે આજે જિનરાજના ધર્મની દેશના સાભળી, તે મને બહુજ ગમી ' માતા બોલી —' ભાઇ ! જિનવચન સદા માન્ય છે તારો જન્મ સફળ થયો, તુ ધન્ય છે જેથી તે

અક ધ્વસ્થ પુરુષ બોલ્યા કે, ' ભાઇઆ, જવાબ આપો ' બીજો બોલ્યા —' પ્યાલો અને અડદના દાણા તેની માતાને આપો ' તમા મના એક સમ્મતિ થઇ પરન્તુ આથી માતા મનમા દુ ખિત થવા લાગી. પ્યાલો અને અડદના દાણા જ્યારે પાસે આવ્યા, ત્યારે માતા એકદમ બોલી કે–' ખમો વિચાર કરૂ ' ક્ષણવાર વિચાર કરી બોલી —' मृत सर्वं मृते मयि, ' હુ મર્યે છતે આખુ જગત્ મૃત પ્રાય છે જો હુ જીવતી રહીશ તો બાકીના ત્રણ પુત્રો અને બે દીકરીઓનુ પાલન કરીશ તેમ તેનુ સુખ જોઇશ ઇત્યાદિ કારણોથી આ પ્યાલો પીવાય તેમ નથી ' આવો ઉત્તર મળવાથી પ્યાલો પિતાજી પાસે ગયો પિતાજીએ તો તુરત ઉત્તર આપ્યો કે, ' પિતા હશે તો પુત્ર ઘણા, ' હવે સ્ત્રી પાસે તે પ્યાલો લઇ જવામા આવ્યો સ્ત્રીઓ બે હોવાથી ઝઘડો થયો પહેલીએ કહ્યુ કે, ' હુ પીઉ તો આ સુખ ભોગવે ' ત્યારે બીજી સ્ત્રીએ પણ તેવોજ ઉત્તર આપ્યો ત્યારે કોઇ એક મશ્કરો બોલી ઉઠયો, ' બન્ને જણીઓ સાથે પીઓ, ઝગડો મટ્યો ' ત્યારે તો બન્ને ચુપ થઇ ગઇ, કોઇએ પીધો નહિ

પ્યાલો આખા કુટુબ પરિવારમા ફરી વળી જોગીના હાથમા પાછો આવ્યો જોગી બોલ્યો, ' अच्छा भाइ ! लाओ हम पीलें ' સર્વ કુટુંબ બોલ્યુ —' अहा ! जोगी महात्मा कैसे उपकारी है ? ऐसे ऐसे महात्माओं के अस्तित्वसे ही दुनिया रत्नकी खान बोली जाती है, एव महात्माजी धीर, वीर गभीर हैं ઇત્યાદિ શબ્દોથી સ્તુતિ કરવા લાગ્યા યોગી પ્યાલો પી ગયો, શેઠનો પુત્ર ઝટ શય્યામાથી બેઠો થયો, કુટુબી લોકો ખાટલાની ચારે બાજૂએ વીંટાઇને ઉભા હતા કોઇ ભાઇ તો કોઇ બેન, કોઇ ભાણીઓ તો કોઇ ભત્રીજો, એમ પોકારી રહ્યા હતા. વે

સમયે શેઠને પુત્ર ધીમેથી બોલ્યો —' તમે બધા મારા દુશ્મનો છે, મારો સગો તો આ જોગી છે, તેની સાથે જગલમા જઇશ, અને મગળ કરીશ તમે મને અટકશો નહિ ' આમ કહી શ્રેષ્ઠિનદન પોતાના મિત્રની સાથે ઉઠી ચાલતો થયો આખુ કુટુબ મો વિકાસી બેસી રહ્યુ "

આ દષ્ટાત ઉપરથી સારાશ એ લેવાનો છે કે દુનિયામા પ્રાણુથી કોઇ પ્યારૂ નથી, પ્રાણ જવાનો સમય આવે ત્યારે સગપણ દૂર જાય છે, આજ વિષયને પુષ્ટ કરનાર બીજુ એક ડોસીનુ દષ્ટાન્ત જોઇએ

" એક ખાનદાન કુટુબની અદર કર્મયોગે ફક્ત એક ડોસી અને એક દીકરો બેજ જણુ અવશેષ રહ્યા હતા તે સમયમા ભાગ્યયોગે સ્વચરણારવિન્દથી પૃથ્વીતલને પવિત્ર કરતા અને પાચ મહાવ્રતોને પાળનાર, શુદ્ધોપદેશક મુનિરાજ, બીજા કેટલાક મુનિઓની સાથે પધાર્યા ડોશીનો દીકરો ધર્મદેશના સાભળવા ગયો હલુકર્મી જીવ હોવાથી દેશના ઉપર રૂચિ થઇ, અને મનમા વૈરાગ્યઅકુર પ્રકટ થયો તેથી સસાર છોડી સાધુ થવાનો વિચાર તેને ઉત્પન્ન થયો ગુરૂ મહારાજને આ વિચાર પોતે નિવેદન કર્યો ત્યારે ગુરૂ મહારાજે કહ્યુ —'ઘણી સારી વાત છે, તમારી પાછળ કોઇ છે ?' તેણે જવાબ આપ્યો —' હા એક ડોસી છે.' ગુરૂ મહારાજે કહ્યુ – ' તેમને તમારો વિચાર જણાવો, તે ડોસી આજ્ઞા આપે તો અમારી પાસે આવજો, તમારૂ કાર્ય સિદ્ધ થશે.' ગુરૂજીના આવા વચનો સાભળી તેમને વદન કરી પુત્ર ડોશીની પાસે આવ્યો, અને માતાજીને કહેવા લાગ્યો –' મા ! મે આજે જિનરાજના ધર્મની દેશના સાભળી, તે મને બહુજ ગમી' માતા બોલી –' ભાઇ ! જિનવચન સદા માન્ય છે તારો જન્મ સફળ થયો, તુ ધન્ય છે જેથી તે

ધર્મની વાત સાભળી ' આમ કહી માતાજી બોલતા બધ થયા, ત્યારે પુત્ર બોલ્યો –' મા, મારો વિચાર તમામ ઉપાધિ છોડી સાધુ થવાનો થાય છે '

માતાજી એકદમ ગભરાઈને બોલી –' હે વત્સ ! આ વાત કદિ કરવી નહિ, તુ સસારમા રહીને ધર્મ ધ્યાન કરે, તેનુ મને દુ ખ નથી, પરતુ જો તુ સાધુ થઈશ, તો હુ કુવામા પડી મરીશ તેથી તારૂ કલ્યાણને બદલે અકલ્યાણ થશે '

માતાના આવા વચનો સાભળી પુત્ર વિચારમા પડ્યો કે, રખે, મોહ દશાથી માતા આત્મહત્યા કરી જગતમા મારી અપકીર્ત્તિ કરે, માટે બે ચાર વર્ષ ભલે વિલબ થાય આમ વિચારી માતાજીને કહ્યુ, ' જરાએ ગભરાશો નહિ, તમારી આજ્ઞા સિવાય હુ સાધુ થવા વિચાર રાખતો નથી '

આવુ સાભળી માતા શાત થઈ હવે માતા અને પુત્ર બન્ને ગૃહસ્થ ધર્મ પાળવા લાગ્યા અને શાતિ પૂર્વક દિવસો નિર્ગમન થવા લાગ્યા ક્રમયોગે એક વખત દીકરાને તાવ આવ્યો અને એજ દિવસમા સનિપાત થયો લોકો જોવા આવવા લાગ્યા વૈદોએ દવા કરી પણ જરા ફેર પડ્યો નહિ ત્યારે લોકો કહેવા લાગ્યા કે, હવે બીજા ઔષધો કરતા ધર્મૌષધ આપવુ ઠીક છે ડોશી વિચારમા પડી કે પુત્ર મરણ પામશે, તો મારે ઘરમા એકલુ રહેવુ પડશે, આમ વિચાર કરે છે એટલામા આડોશી પાડોશીના ઘરની ડોશીઓ જોવા આવી જોઈને બોલી કે, 'છોકરાને મદવાડ વધુ છે, હવે બચે તેમ લાગતુ નથી ' બીજી ડોશી બોલી કે—' જેને ઘેર મરણ થાય, તેને ઘેર જમ આવે છે, તે યમને જ્યારે કુતરાઓ દેખે છે, ત્યારે બહુ રડે છે ' ઈત્યાદિ ગપાટા લગાવી ડોશીઓ પોત

પોતાને ઘેર ગઇ છોકરાની મા વિચારમા પડી કે, મારે ઘેર જમ આવશે, ઘરમા બીજુ તો કોઇ છે નહિ. હવે બને તે ખરૂ

આ પ્રમાણે મનમા ડરતી ડરતી માતા છોકરાની પાસે સુઇ રહી રાત પડી, ક્ષણવાર નિદ્રા આવે છે, અને પાછી ક્ષણમા જાગી ઉઠે છે છોકરાને તો બિલકુલ નિદ્રા આવતી નહોતી, એવા સમયમા ઘરમા ભેસ હતી, તેની પાડી છૂટી ગઇ, તેમજ બનવા કાળ કે શેરીના કુતરા પણ ભસી ભસીને થાકયા, એટલે રોવા લાગ્યા પાડી આવીને ડોશીના લુગડા ચાવવા લાગી તેથી કપડુ તણાવાથી ડોશી જાગી ઉઠી, જૂએ છે તો શ્યામવર્ણ અને કાણુ માથુ નજરે પડયુ ડોસીને નિશ્ચય થયો કે નક્કી જમ આવ્યો આ જાતિ સ્વભાવે વહેમી તો હોયછે જ, અને વળી આ તો અ-ધારામા પૂરી સત્ર વાત પણ મળતીજ આવી, તેથી ડોશી બહુજ બીવા લાગી ધીરે ધીરે તે ડોશી બોલી કે, 'જમ બાપજી ! જમ બાપજી ! તમે કેમ ભૂલો છો ? હુ માદી નથી, માદો તો આ પડખે સૂતો છે' આમ ડોશીના બોલવાથી ભેસની પાડી હટી નહિ પરતુ કપડા વધારે ચાવવા લાગી, કપડા તણાવા લાગ્યા ડોશી ગભરાણી કે, હમણા મને ઉપાડી જશે હવે તો તેણી બૂમ મારી બોલી –'હુ તો સાજી સારી છુ માદો તો આ સૂતો ' પેલી પાડી ડોશીનો આવો મોટો ઘાંટો સાભળી થોડી પાછળ હટી ડોશીના કપડા તણાતા બધ થયા આ સર્વ વૃત્તાન્ત પુત્ર જાગતો જાગતો તમામ અનુભવે છે, કારણ કે કર્મયોગે સન્નિપાત કમ થયો હતો ફક્ત અન્ય વેદનાના જોરથી નિદ્રા આવી નહોતી ડોશી મોઢા ઉપર ઓઢી સુઇ રહી, એવુ સમજીને કે જમ છોકરાના પ્રાણ લઇ ગયો હશે, હવે -શુ થાય છે તે સવારે વાત

છોકરાને પણ સન્નિપાતના અભાવથી નિદ્રા આવી ગઇ ડોશી

સવારમા જાગીને જૂએ છે, તો છોકરો નિદ્રામા સૂતેલો માલૂમ પડ્યો, બેસની પાડી છૂટેલી માલૂમ પડી, કપડા ચાવેલા જણાયા, જમનો બ્રમ ખોટો જાણી પસ્તાવો કરવા લાગી એટલે છોકરો જાગ્યો અને માને કહેવા લાગ્યો —' વાહરે મા! તારો પ્રેમ અને પ્રીતિ પ્રત્યક્ષ જોયા હવે સાજો થાઉ એટલીજ વાર છે મારા મરણ પાછળ તુ મરવાની નથી, તો મારા સાધુપણાના સંયોગથી તુ શુ કદાપિ મરવાની હતી? હે માત! તારો પ્રેમ પુત્ર ઉપર છે પુત્રનો પ્રેમ માતા ઉપર છે, પરતુ તે પ્રેમ ફક્ત સ્વાર્થ સુધીજ માટેજ શાસ્ત્રકારો સયોગોને સ્વપ્નની ઉપમા આપે છે, ખરો સગ તો ધર્મનો છે,' આમ માતાને સમજાવી પુત્ર સાધુસગી થયો ''

ઉપરના બન્ને દૃષ્ટાન્તોથી વાચકોના સમજવામા આવ્યુ હશે કે ' सगमा स्वप्नसन्निभा ' સગમો સ્વપ્ન સરખા છે તથાપિ વૈરાગ્યનો ઉપદેશ કરનારા નીચેના શ્લોકો દૃષ્ટિગોચર કરવા જોઇએ

कामक्रोधादिभिस्तापैस्ताप्यमानो दिवानिशम् ।
आत्मा शरीरान्तस्थोऽसौ पच्यते पुटपाकवत् ॥ १ ॥

શરીરની અદર રહેલો આ આત્મા, પુટપાકની માફક કામ અને ક્રોધાદિ તાપો વડે રાત દિવસ તપે છે, એટલે દુખ પામે છે

विषयेष्वतिदुःखेषु सुखमानी मनागपि ।
नाहो ! विरज्यते जनोऽशुचिकीट इवाशुचौ ॥२॥

વિષ્ઠાનો કીડો વિષ્ઠામા સુખ માનતો જરા પણ કટાળો પામતો નથી તેમજ અતિ દુખદાયક વિષયોમા સુખ માનીને, આશ્ચર્ય છે કે માણસ જરા પણ વિરાગ પામતો નથી

दुरन्तविषयास्वादपराधीनमना जन ।
अन्धोऽन्धुमिव पदाग्रस्थित मृत्यु न पश्यति ॥१॥

જેવી રીતે આધળો, પગની આગળજ રહેના કૂવાને દેખતો નથી, તેજ પ્રમાણે પરિણામે દુષ્ટ એવા વિષયાના સ્વાદમા પરાધીન મનવાળો માણસ, પોતાના પગલાની આગળ રહેલા મૃત્યુને જોતો નથી

आपातमात्रमधुरैर्विषयैर्विषसन्निभैः ।
आत्मा मूर्च्छित एवास्ते स्वहिताय न चेतते ॥१॥

માત્ર ભોગવતી વખતેજ મધુર અને વિષ તુલ્ય વિષયો વડે કરીને આ આત્મા મૂર્ચ્છિત થએલો રહે છે, પરંતુ સ્વહિતને માટે ચેતતો નથી

तुल्ये चतुर्णां पौमर्थ्ये पापयोरर्थकामयो ।
आत्मा प्रवर्त्तते हन्त ! न पुनर्धर्ममोक्षयो ॥ १ ॥

જોકે, ચારે પુરૂષાર્થોનું તુલ્યપણું છે, તો પણ ખેદનો વિષય છે કે, આ આત્મા, પાપના કારણભૂત એવા અર્થ અને કામમા પ્રવર્તે છે, પરંતુ ધર્મ અને મોક્ષને માટે પ્રવૃત્તિ કરતો નથી

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ ચાર પુરૂષાર્થો છે આમાના પહેલા ત્રણ પુરૂષાર્થોને ગૃહસ્થો સાધે છે જ્યારે મુનિવરો કેવળ મોક્ષના અધિકારી હોય છે મોક્ષ સિવાયના ત્રણ પુરૂષાર્થો દુ ખમિશ્રિત સુખવાળા છે, જ્યારે મોક્ષ એકાન્ત આત્મીય સુખસાધક સર્વોત્તમ છે

'અર્થ' નામનો પુરૂષાર્થ બાકીના ત્રણ પુરૂષાર્થોથી ઉતરતો

છે, કારણ કે, તે અર્જન ( કમાવું ), રક્ષણ, નાશ અને વ્યયરૂપ આપત્તિઓના સંબંધથી દૂષિત થએનો છે

'કામ' નામનો પુરૂષાર્થ બેશક અર્થ (પૈસો) પુરૂષાર્થથી ચઢીઆતો છે, કારણ કે તેની અંદર વિષયજન્ય સુખનો લેશ રહેલો છે, તથાપિ અન્તે દુઃખદાયી તેમજ દુર્ગતિનું સાધન હોવાથી ધર્મ અને મોક્ષ કરતા નીચો છે

'ધર્મ' પુરૂષાર્થ અર્થ અને કામથી ઉત્તમ છે, કારણ કે આ-લોક તેમજ પરલોકમાં સુખદાયી છે પરંતુ તે મોક્ષ કરતાં તો અવશ્ય નીચા દરજ્જાનો છે કારણ કે પુણ્યબંધનો હેતુ છે અને પુણ્ય સોનાની બેડી તુલ્ય હોવાથી તે પણ બંધનરૂપ છે તેમજ પુણ્યના યોગથી દેવતા આદિની ગતિદ્વારા સંસારમાં ભ્રમણ કરવું પડે છે

'મોક્ષ' પુરૂષાર્થ સર્વથા પુણ્ય પાપના ક્ષયનું કારણ છે લેશ માત્ર પણ દુઃખનું કારણ છેજ નહિ, વિષમિશ્રિત અન્નની માફક આપાત રમણીય નથી તેમજ પરિણામે દુઃખદાયી પણ નથી પરંતુ એકાન્ત રીતે આનંદમય અને અવાચ્ય અનુપમેય, અવ્યા-બાધ સુખમય છે માટેજ યોગી પુરૂષો પણ પુરૂષાર્થોનો અનાદર કરી કેવળ 'મોક્ષ' સાધવામાંજ કટિબદ્ધ થએના રહે છે

ગૃહસ્થો ત્રણે વર્ગોનું સાધન પરસ્પર વિરોધ ન આવે તે પ્રમાણે કરે, તો મોક્ષવર્ગના આરાધક થઇ શકે પરન્તુ ત્રણ વર્ગમાંથી જો પ્રથમ-ધર્મની ઉપેક્ષા કરી કેવળ અર્થ અને કામની આરાધના કરશે, તો તેઓ કદાપિ 'મોક્ષ' ના અધિકારી થઇ શકવાના નહિ જ્યારે અર્થ અને કામની સાથે સાથે ધર્મની પણ

આરાધના કર્યા જશે, ' ત્યારેજ મોક્ષના અધિકારી થવાના ' એમ કહી શકાશે કેવળ અર્થ અને કામનાજ ઇચ્છુ પુરૂષો ગમે તેવા બુદ્ધિમાન્ હોય, તોપણુ તેઓ નાસ્તિકની પંક્તિમાં મૂકવા લાયક છે કારણ કે, જે પુરૂષના અંતઃકરણમાં ધર્મવાસનાએ વાસ કર્યો નથી, તેનો અવતાર વ્યર્થ છે, તેની બુદ્ધિ, પોતાના સ્વામી ( આત્મા ) ને ઉલટી મલિન કરે છે, માટે તેવી બુદ્ધિ કરતાં બુદ્ધિ ન પામ્યો હોત, તો અનર્થ ન કરત, અર્થાત્ નાસ્તિકની પંક્તિમાં ન આવત આ જીવ અનાદિ કાળથી ઉન્માર્ગને રસ્તે ચાલી રહ્યો છે તેથી નાસ્તિકાની યુક્તિઓ તેને જલદી હૃદયંગમ થાય છે, જ્યારે આસ્તિકાની યુક્તિઓ હૃદયંગમ થવામાં વાર લાગે છે

' અર્થ ' અને ' કામ ' નું ફળ જેમ પ્રત્યક્ષ જોવામાં આવે છે, તેમજ ' ધર્મ ' અને ' મોક્ષ ' ના ફળો પણ જો સૂક્ષ્મદષ્ટિથી વિચારે તો પ્રત્યક્ષજ છે, પરન્તુ તેવો વિચાર કરનારા વિરલાજ છે, જ્યારે સ્થૂલબુદ્ધિથી વિચાર કરનાર તો દુનિયાભર છે તેથી કરીનેજ ' અર્થ ' અને ' કામના ' અભિલાષી ભવાભિનન્દી જીવો પ્રાય સંસારમાં ઘણા જોવામાં આવે છે તેટલા માટેજ શાસ્ત્રકારો પોકારીને કહે છે કે, પાપી એવા ' અર્થ ' અને ' કામ ' માં આત્માને નહિ પ્રેરતા, તેને ' ધર્મ ' અને ' મોક્ષ ' માં પ્રેરો

## મનુષ્યજન્મની દુર્લભતા

अस्मिन्नपारमसारपारावारे शरीरिणाम् ।
महारत्नमिवानर्घं मानुष्यमिह दुर्लभम् ॥ १ ॥

मानुष्यकेऽपि सम्प्राप्ते प्राप्यते पुण्ययोगतः ।
देवता भगवानर्हन् गुरवश्च सुसाधवः ॥ २ ॥

मानुष्यकस्य यचस्य वर्य नादद्महे फलम् ।
मुषिता स्मस्तदधुना चौरैर्वसति पत्तने ॥ ३ ॥

અર્થાત્—આ અપાર સસાર રૂપ સમદ્રમા જો પ્રાણીઓનુ મનુષ્યજન્મ રૂપી અમુલ્ય મહારત્ન ડૂબી ગયુ, તો પછી હાથ લાગવુ દુર્લભ છે ૧ મનુષ્યનો જન્મ પામીને પણ પુણ્યના યોગે શ્રીઅરિહત ભગવાન્—દેવ અને સુસાધુઓ ગુરૂ તરીકે પમાય છે ૨. જો અમે મનુષ્યજન્મનુ ઉત્તમ ફળ નહિ ચાખીએ, તો મનુષ્યોથી ભરપૂર શહેરના મધ્યભાગમાજ લૂટાણા એમ ગણાઇશુ ૩

થોડા મૂલ્યવાળુ રત્ન પણ જો મનુષ્યના હાથમા હોય, તો પણ તે કેવી સભાળથી રક્ષણ કરે છે? હવે ધારો કે નાવમા બેઠેલ પુરૂષ હાથમા રત્નને લઇને જૂએ છે, તેટલામા કદાચિત્ પ્રમાદના કારણથી તે પાણીમા પડી જાય, તો તે ફરીને શુ તેને મળે ખરૂ? કદાચ મળે તો કેટલો બધો પરિશ્રમ કરે ત્યારે મળે? રત્ન ગુમ થતી વખતે પુરૂષના મુખના ચહેરામા અને વચનરચણામા કેટલો ફેરફાર થાય છે હૃદયમા કેટલી બધી ચિન્તા થાય છે તે જોવાનુ છે, જો કે ગુમાવવામા આવેલ રત્ન, કઇ એવી વસ્તુ નથી કે જે પાછી આખા ભવ સુધી પેદા થાયજ નહિ કદાચ ધારો કે ન થાય, તો તેથી કાઇ આગરૂ જવાની નથી, તોપણ પુરૂષ તે રત્નને મેળવવા માટે હજારો પ્રયત્ન કરે છે હવે વિચારવાનો સમય છે કે આ સસાર સમુદ્ર અત્યન્ત ઉંડો તેમજ અનતા યોજન લાબો છે છે કે જેની અદર જીવોના રત્નો ગુમ થએલા છે, તેવીજ રીતે વર્તમાન સમયમા પણ જીવોનુ મનુષ્યજન્મરૂપ મહામૂલ્ય અલભ્ય 'રત્ન' પ્રમાદથી પડી જાય છે, પણ તેનો શોક જીવને જરા પણ થતો નથી, તેમજ તે રત્નને પાછુ મેળવવા બિલકુલ પ્રયત્ન નહિ

કરતા ચોરાશી લાખ જીવયોનિમા પર્યટન કરે છે, તે ખરેખર અત્યન્ત ખેદ અને આશ્ચર્યનો વિષય છે

દશ દૃષ્ટાન્ત

કદાચ અકામ નિર્જરાના યોગે 'નદીપાષાણ' ન્યાયવડે કરીને જીવ મનુષ્યપણુ પામી જાય તો પામી જાય, તેની ના નહિ, પરતુ શાસ્ત્રકારો દશ દૃષ્ટાન્તો વડે કરીને મનુષ્ય જન્મની ખાસ દુર્લભતા બતાવે છે, જેમકે ઉત્તરાધ્યયનની ટીકામા લખ્યુ છે કે —

चुल्लग पासग धन्ने जूए रयणे अ सुमिण चक्के अ ।
चम्म जुगे परमाणू दस दिट्ठंता मणुअलंभे ॥ १ ॥

અર્થાત્—(૧) ચૂનાનું (૨) પાશાનુ (૩) ધાન્યનુ (૪) જુગારનું (૫) રત્નનુ (૬) સ્વપ્નનુ (૭) ચક્રનું (૮) કર્મનું (૯) ધોસરાનુ અને (૧૦) પરમાણુનું, એમ દશ દૃષ્ટાન્તો વડે કરીને મનુષ્યનો જન્મ દુર્લભ જાણવો પ્રથમ ચૂલાના દૃષ્ટાન્તનુ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે —"એક ચક્રવર્તી રાજા અમુક બ્રાહ્મણ ઉપર ખુશી થઈને બોલ્યો —'હે બ્રાહ્મણ, તારી ઇચ્છા હોય તે માગ, હું આપવાને તૈયાર છુ' પરન્તુ બ્રાહ્મણ પોતાની સ્રીને વશવર્તી થએલો હોવાથી બોલ્યો કે-હુ ઘેર જઇ પછી વિચાર કરીને માગીશ' રાજાએ કહ્યુ— ભલે જાઓ, ઘેર જઈને વિચાર કરીને માગજે' આ પ્રમાણે ચક્રવતીની સમ્મતિ મળવાથી બ્રાહ્મણ ઘેર આવ્યો, હવે સ્રી પુરુષ બન્ને એકાન્તમા બેસી વિચાર કરવા લાગ્યા કે શુ માગવુ? ગામ ગરાસ માગવાથી ઉલટી વ્યાધિ વધશે આપણ —બ્રાહ્મણને તો દક્ષિણા સહિત ભોજનની પ્રાપ્તિ થાય, તો તમામ મળેલુ ગણાય માટે સ્રીએ કહ્યુ, 'જાઓ, હારા દીઠ ભોજન અને દક્ષિણા આપણને મળે એવુ જઈને માગો સ્રીની શિક્ષાનુસાર

બ્રાહ્મણ ચક્રવતી પાસે આવી ઉભો રહ્યો ત્યારે ચક્રવતીએ કહ્યુ, ‘માગ, માગ, માગે તે આપુ’ ત્યારે બ્રાહ્મણ વિમ્સ્મર મુખે બોલ્યો કે ‘હે મહારાજ ! આપના રાજ્યભરમા વારાદીઠ અમને દરેક ઘરથી ભોજન અને દક્ષિણા તરીકે એક સોના મહોર મળે, એવુ હુ માગુ છુ’

આ વાત સાભળી ચક્રવતી આશ્ચર્યમા મગ્ન થઇ વિચાર કરવા લાગ્યા કે, ભલે પુષ્કરાવર્તી મેઘનો વરસાદ વરસે, તો પણ પર્વત ઉપર તો પાણી તેની ઉપરની જગ્યાના પ્રમાણમાજ ઠરી શકે ગેર જેવુ જેનુ ભાગ્ય તેવુજ તેને મળે છે આમ ક્ષણવાર ચકિત બની-વિચાર કરી બ્રાહ્મણને પ્રથમ પોતાને ત્યા ભોજન કરાવી એક સુવર્ણ મહોર આપી વિદાય કર્યો હવે ચક્રવર્તી ના છન્નુ ક્રોડ ગામોમા જુદા દીઠ ભોજન લઇને બ્રાહ્મણ ફરીને ચક્રવતીને ઘેર આવે ખરો? કદાચ દેવના પ્રભાવથી વારા પૂરા કરી ફરી ચક્રવતી ને ઘેર આવે, તોપણ મનુષ્યજન્મ ફરી મળવો દુર્લભ છે”

બીજુ પાશકનુ દૃષ્ટાન્ત—“ ચદ્રગુપ્ત રાજાનો ભડાર વધારવા માટે ચાણક્યે એક દેવની આરાધના કરી, ત્યારે દેવે પ્રસન્ન થઇ તેને દિવ્યપાશાઓ આપ્યા આ પાશાઓ વડે જે કોઇ બાજી રમે તેને કોઇ જીતી શકે નહિ

આમ હોવાથી તેણે એક પુરૂષ કે જે દ્યુતક્રીડામા કુશળ હતો, તેને સુવર્ણની ગીનિયોથી ભરેલો એક થાળ અને દિવ્યપાશા આપીને શહેરમા મોકલ્યો હવે તે પુરૂષ મોટા રસ્તા ઉપર બેસીને બોલવા લાગ્યો કે, ‘હે લોકો ! જે મને જીતે તેને હુ આ સોનામહોરથી ભરેલો થાળ આપુ અને જો હુ જીતુ તો ફક્ત એક સોના મહોર લઉં,’ આમ જાણી ઘણા લોકો તેની સાથે રમ્યા, પરતુ જેમ

કોઇનાથી તે પુરુષ હારવો દુર્લભ છે, તેમજ મનુષ્યાવતાર પણ દુર્લભ સમજવો

ત્રીજુ ધાન્યનુ દૃષ્ટાન્ત—"દુનિયાના તમામ પ્રકારના ધાન્યો એકઠા કરી તેમા એક પાલી સરસવ નાખી કોઇ એક સો વર્ષની વરૂી ડોશીને તે ધાન્યનો રાશિ જુદો કરવા હુકમ કરવામા આવે, તો તે ડોશીથી દરેક ધાન્ય અલગ અલગ થવુ બહુ દુર્લભ છે, તેમ મનુષ્યનો અવતાર પણ દુર્લભ છે"

ચોથુ દ્યૂતનું દૃષ્ટાન્ત—"એક રાજાને એક સો આઠ સ્તભોવાળી એક સભા હતી, પ્રત્યેક સ્તભની અદર એક સો આઠ હાસો હતા એક પુત્રને રાજ્યનો લોભ થયો, કે–મારે રાજાની ગાદી ઉપર બેસવુ, આ વાત મત્રિએ જાણી હવે રાજાએ તમામ પુત્ર-પ્રપૌત્રોને એકઠા કરી કહ્યુ કે–' ભાઇ! જેની રાજ્ય લેવાની ઇચ્છા હોય, તે મારી સાથે જુગાર રમે અને જીતે તે રાજા થાય, પરતુ તેની રીત આ પ્રમાણે—એકમો ને આઠ દાવ જ્યારે તમામ એક સાથે આવે, ત્યારે એક હાસ જીતે, વળી જો તેમા વચ્ચે રાજાનો દાવ પડે, તો તમામ વ્યર્થ થાય, એવી રીતે એક સો આઠ સ્તભો જીતવા જેમ દુર્લભ છે, તેમ મનુષ્યનો જન્મ પણ દુર્લભ છે"

પાચમુ રત્નનુ દૃષ્ટાન્ત—"કોઇએક શેઠની પાસે પરપરાથી ઉતરી આવેલો તેમજ પોતે પણ ઉપાર્જન કરેલો અનેક રત્નોનો સંગ્રહ હતો. કોઇપણ દિવસ તે શેઠ રત્ન બહાર કાઢતો ન હતો એક સમયે તે દેશાન્તરમા વેપારને માટે ગયો. હવે પુત્રોએ વિચાર્યુ કે પિતા લોભથી રત્નો બહાર કાઢતા નથી ઘરમા ક્રોડ સોના મહોરો ન છતા આપણી ધ્વજા બીજા કોટીધ્વજોની માફક કેમ

ચડે ? એમ વિચારી પોતાના રત્નો દેશાવરથી આવેલા વેપારીને હાથે વેચી નાખ્યા અને કોટીધ્વજ બન્યા શેઠ દેશાન્તરથી આવ્યો, અને રત્નો વેચ્યાની વાત જાણી અને પુત્રોને તે રત્નો પાછા વાળવા હુકમ કર્યો, પરન્તુ હવે તે રત્નો પાછા મળવા દુર્લભ છે, તેમ મનુષ્યજન્મ પણ દુર્લભ છે ”

છઠ્ઠું સ્વપ્નનું દષ્ટાન્ત — ‘ કોઈ એક દિવસ મૂળદેવ અને એક ભિક્ષુ ઉજ્જયિની નગરીની બહાર એક કોટડીમાં સૂતા હતા, તેવામાં બન્ને જણાએ એક સરખું ચન્દ્રપાનનું સ્વપ્ન આવ્યું મૂળદેવ ઉઠયો નવકાર મંત્રને ગણી દેવદર્શન કરી અને ફળ ફૂલ હાથમાં લઈ નિમિત્તિયાને ઘેર ગયો વિનય પૂર્વક પોતાનું સ્વપ્ન નિવેદન કર્યું, અષ્ટાંગના જાણ પંડિતે પ્રથમ પોતાની પુત્રી સાથે વિવાહ કરવાનું મૂળદેવની પાસે કબૂલાત કરાવી કહ્યું કે,– હે મૂળદેવ ! તને આજથી સાતમે દિવસે રાજ્યની પ્રાપ્તિ થશે ’ તેજ પ્રમાણે થયું

હવે ભિક્ષુક બાળક પણ ઉઠયો તેણે પણ ગુરૂ પાસે જઈ કહ્યું ‘–गुरुजी ? मैंने आज रातको सपूर्ण चन्द्रका पान किया ગુરૂજી અલસ હોવાથી બોલ્યા–‘ बाल्क ! आज तेरेको घी गुडवाली राटी मिलेगी ’ થયું પણ તેજ પ્રમાણે કેટલાક કાલાન્તરે હવે આ ભિક્ષુક બાળકને માલુમ પડયું કે મારૂં અને મૂળદેવનું સ્વપ્ન એક સરખું હતું, પરન્તુ મેં વિધિપૂર્વક સ્વપ્નની ક્રિયા કરી નહિ, મેં તેના પ્રમાણે કહ્યું હોત, તો હું પણ રાજા થાત હવે હું ફરીથી તે પ્રમાણે એજ સ્વપ્નને મારા પૂર્વોક્ત કુટીમાં જઈને શયન કરી આમ વિચારી ચન્દ્રપાનના સ્વપ્ન માટે ગયો, પરંતુ હવે તે સ્વપ્ન જેમ દુર્લભ છે, તેમ મનુષ્યના જન્મ પણ દુર્લભ છે

સાતમુ રાધાવેધનુ દષ્ટાન્ત—"ધારો કે એક સ્તભની ઉપર આઠ ચક્ર નિરન્તર ફરતા રહે છે, તેમાના ચાર ચક્રો ઉનટા ફરે છે, અને ચાર ફરે છે સુનટા તમામ ચક્રોને આઠ આઠ આરા છે, તેની ઉપર એક પુતળી છે, તે પણ ચક્રની માફક ફરતી રહે છે, હવે તે પુતળીની ડાબી આખને નીચે ભરી રાખેલી તેલની કડાઇમા પડતા પ્રતિબિબ તરફ દષ્ટિ કરીને, જે કોઇ પુરૂષ બાણવડે વીધે, તેણે રાધાવેધ સાધ્યો ગણાય, પરતુ તે જેમ દુર્લભ છે, તેમ મનુષ્યદેહ પણ પામવો દુર્લભ છે"

આઠમુ કૂર્મનુ દષ્ટાન્ત—"ધારો કે, અમુક વીસ્તીર્ણ તળાવની અન્દર એક કાચબાનુ કુટુબ આનન્દ સહિત નિવાસ કરે છે તે તળાવની અદર લીન ફૂલ એટલી બધી બધાણી છે કે જરા પણ જળનુ દર્શન થવુ દુર્લભ છે, પરતુ એક દિવસ કર્મ યોગે વાયુના જોરથી સેવાનનુ ખસવુ થતા જ્યારે કાચબાએ ડોક બહાર કાઢી, તેજ સમયમા કાચબાને પુર્ણિમાના ચન્દ્રના દર્શન થવા, કાચબે વિચાર્યુ કે હુ એકલો અપૂર્વ આનન્દ ભોગવુ, તેના કરતા મારા કુટુબને સાથે લઉં તો ઠીક આમ વિચારી કચ્છપ પાણીમા ગયો અને કુટુબ પરિવારને લઇને પાછો આવ્યો તેટલામા તો જ્યા સેવાન ખસી ગઇ હતી, તે છિદ્ર પુરાઇ ગયુ કૂર્મ ફરી ફરીને થાક્યા, પરતુ હવે જેમ તે છિદ્ર પામવુ દુર્લભ છે તેમ મનુષ્યજન્મ દુર્લભ છે"

નવમુ યુગસમીલા (ધોસરા)નુ દષ્ટાન્ત—'કોઇ એક વિદ્યાધર બે લાખ યોજન પ્રમાણ લવણસમુદ્રની અદર યુગને (ધોસ ને) પુર્વ કિનારે નાખે અને સમીના એટલે વોસરામા નાખવાની ખીલી પશ્ચિમ કિનારે નાખે હવે તે બન્ને એકઠા થઇ, ખીલી ધોસરાના છિદ્રમા સ્વયમેવ આવવી દુર્લભ છે, તેમ મનુષ્યભવ દુર્લભ સમજવો"

ચડે ? એમ વિચારી પોતાના રત્નો દેશાન્તરથી આવેલા વેપારીને હાથે વેચી નાખ્યા અને કોઈ વખત મના શેઠ દેશાન્તરથી આવ્યો, અને રત્નો વેચ્યાની વાત જાણી અને પુત્રોને તે રત્નો પાછા વાળવા હુકમ કર્યો, પરન્તુ હવે તે રત્નો પાછા મળવા દુર્લભ છે, તેમ મનુષ્યજન્મ પણ દુર્લભ છે ”

છઠ્ઠું સ્વપ્નનુ દષ્ટાન્ત —“ કોઇ એક દિવસ મૂળદેવ અને એક ભિક્ષુ ઉજ્જયિની નગરીની બહાર એક કોટડીમા સૂતા હતા, તેવામા બન્ને જણને એક સરખુ ચદ્રપાનનું સ્વપ્ન આવ્યુ મૂળદેવ ઉઠયો નવકાર મત્રને ગણી દેવદર્શન કરી અને ફળ ફૂલ હાથમા લઇ નિમિત્તિયાને ઘેર ગયો વિનય પૂર્વક પોતાનું સ્વપ્ન નિવેદન કર્યું અષ્ટાગના જાણ પડિતે પ્રથમ પોતાની પુત્રી સાથે વિવાહ કરવાનું મૂળદેવ પાસે કબૂલાત કરાવી કહ્યુ કે,–‘ હે મૂળદેવ ! તને આજથી સાતમે દિવસે રાજ્યની પ્રાપ્તિ થશે ’ તેજ પ્રમાણે થયુ

હવે ભિક્ષુક માનક પણ ઉઠયો, તેણે પણ ગુરૂ પાસે જઇ કહ્યુ ‘–गुरुजी ? मैंने आज रातको सपूर्ण चन्द्रका पान किया ’ ગુરૂજી અહ્યક્ષ હોવાથી બોલ્યા–‘ बाल्क ! आज तेरेको घी गुडवाली रोटी मिलेगी ’ થયુ પણ તેજ પ્રમાણે કેટલાક વખત પછી માનકને માલુમ પડ્યુ કે મારૂ અને મૂળદેવનુ સ્વપ્ન એક સરખુ હતુ, પરન્તુ મે વિધિપૂર્વક સ્વપ્નની ક્રિયા કરી નહિ, મે તેનો તે પ્રમાણે કર્યુ હોત, તો હુ પણ રાજા થાત હવે હુ ફરી તે પ્રમાણે એવાજ સ્વપ્નને માટે પૂર્વોક્ત કુટીમા જઇને શયન કરૂ આમ વિચારી ચદ્રપાનના સ્વપ્ન માટે ગયો, પરતુ હવે તે સ્વપ્ન જેમ દુર્લભ છે, તેમ મનુષ્યનો જન્મ પણ દુર્લભ છે

સાતમુ રાધાવેધનુ દષ્ટાન્ત—"ધારો કે એક સ્તંભની ઉપર આઠ ચક્ર નિરન્તર ફરતા રહે છે, તેમાના ચાર ચક્રો ઉલટા ફરે છે, અને ચાર ફરે છે સુલટા તમામ ચક્રોને આઠ આઠ આરા છે, તેની ઉપર એક પુતળી છે, તે પણ ચક્રની માફક ફરતી રહે છે, હવે તે પુતળીની ડાબી આંખને નીચે ભરી રાખેલી તેલની કડાઇમા પડતા પ્રતિબિંબ તરફ દષ્ટિ કરીને, જે કોઇ પુરુષ બાણવડે વીંધે, તેણે રાધાવેધ સાધ્યો ગણાય, પરંતુ તે જેમ દુર્લભ છે, તેમ મનુષ્યદેહ પણ પામવો દુર્લભ છે"

આઠમુ કૂર્મનુ દષ્ટાન્ત—"ધારો કે, અમુક વીસ્તીર્ણ તળાવની અન્દર એક કાચબાનુ કુટુંબ આનન્દ સહિત નિવાસ કરે છે તે તળાવની અંદર લીલ ફૂગ એટલી બધી બંધાણી છે કે જરા પણ જળનુ દર્શન થવુ દુર્લભ છે, પરંતુ એક દિવસ કર્મયોગે વાયુના જોરથી સેવાલનુ ખસવુ થતા જ્યારે કાચબાએ ડોક બહાર કાઢી તેજ સમયમા કાચબાને પૂર્ણિમાના ચન્દ્રના દર્શન થયા, કાચબે વિચાર્યુ કે હુ એકલો અપૂર્વ આનન્દ ભોગવુ, તેના કરતા મારા કુટુંબને સાથે લઉં તો ઠીક આમ વિચારી કચ્છપ પાણીમા ગયો અને કુટુંબ પરિવારને લઇને પાછો આવ્યો તેટલામા તો જ્યા સેવાલ ખસી ગઇ હતી, તે છિદ્ર પુરાઇ ગયુ કૂર્મ ફરી ફરીને થાક્યા, પરંતુ હવે જેમ તે છિદ્ર પામવુ દુર્લભ છે તેમ મનુષ્યજન્મ દુર્લભ છે"

નવમુ યુગસમીલા (ધોસરા)નુ દષ્ટાન્ત—"કોઇ એક વિદ્યાધર બે લાખ યોજન પ્રમાણ લવણસમુદ્રની અંદર યુગને (ધોસરાને) પૂર્વ કિનારે નાખે અને સમીલા એટલે વોલરામા નાખવાની ખીલીને પશ્ચિમ કિનારે નાખે હવે તે બન્ને એકઠા થઇ, ખીલી ધોસરાના છિદ્રમા સ્વયમેવ આવવી દુર્લભ છે, તેમ મનુષ્યભવ દુર્લભ સમજવો"

દશમુ પરમાણુનુ દૃષ્ટાન્ત—" કોઇ એક દેવ એક સ્તભનો ચૂરો કરી તેને વાસની નળીમા ભરી, મેરૂપર્વત પર ચઢી, દશે દિશાઓમા ફેકી દે હવે તે પરમાણુઓને એકઠા કરી ફરી સ્તભ બનાવવો માણસથી દુર્લભ છે, તેમ મનુષ્યનો અવતાર પણ દુર્લભ જાણવો "

કેટલાએક ભદ્રિક પરિણામી જીવો દશ દષ્ટાન્તે દુર્લભ કેવળ મનુષ્યજન્મનેજ સમજે છે, પરન્તુ તેની સાથે એટલુ પણ વિશેષ જાણવુ જોઇએ કે મનુષ્યજન્મની પૂર્વમા પણ એટલે, દ્વીન્દ્રિયથી ત્રીન્દ્રય થવુ ત્રીન્દ્રિયથી ચતુરિન્દ્રિય અને યાવત્ પચેન્દ્રિય થવુ, તે પણ દશ દષ્ટાન્તે દુર્લભજ છે તેજ પ્રમાણે મનુષ્યજન્મ પામ્યા પછી પણ આર્યદેશાદિકની જોગવાઇ મળવી, તે પણ પૂર્વોક્ત દશ દષ્ટાન્તે કરીને દુર્લભજ છે

આ મનુષ્યભવના સાફલ્યને માટે દેવ-ગુરૂની જોગવાઇ પૂર્વ પુણ્યના યોગથીજ બને છે તે જોગવાઇથી પણ જો સફ્ળતા ન થાય, તો શહેરમા રહેવા છતા લૂટાયા જેવુ છે કહ્યુ છે કે —

अहो ! विपर्य्यते मुग्धे क्रोधो न्यग्रोधवृक्षवत् ।
अपि वर्द्धयितारं स्य यो भक्षयति मूलत ॥ १ ॥

न किञ्चिन् मानवा मानाधिरूढा गणयन्त्यमी ।
मर्यादालङ्घिनो हस्त्यारूढहस्तिपका इव ॥ २ ॥

कपिकच्छुबीजकोशीमिव माया दुराशया ।
उपतापकरीं नित्यं न त्यजन्ति शरीरिण ॥ ३ ॥

दुग्ध तुषोदकेनेवाञ्जनेनेव सितांशुकम ।
निर्मलोऽपि गुणग्रामो लोभेनैकेन दुष्यते ॥ ४ ॥

वर्धाया भवकाराया चत्वारो यामिका इव ।
यावज्जाग्रति पार्श्वस्थास्तावन् मोक्ष कुतो नृणाम् ॥५॥

અર્થાત્—આશ્ચર્ય છે કે મુગ્ધજીવો વટવૃક્ષની માફક ક્રોધને વધારે છે, કે જે પોતાના વધારાનુ જડમૂળથી ભક્ષણ કરે છે અર્થાત્ વટવૃક્ષ જે જગામાથી ઉત્પન્ન થાય છે, તેજ જગ્યાને પાયમાલ કરી નાખે છે, તેજ પ્રમાણે ક્રોધ પણ જેના શરીરમા ઉત્પન્ન થાય છે, તે માણુસના લોહી અને માસને નષ્ટ કરી નાખે છે (૧) જેવી રીતે હાથી ઉપર ચઢેલા માનતો બીજાઓને કાઇપણ ગણુતા નથી, તેવી રીતે માન ઉપર આરૂઢ થએલા અને મર્યાદાનુ ઉલ્લઘન કરનારા માણુસો કોઇને પણ ગણુતા નથી (૨) હમેશા ઉપતાપને કરનારી અને કવચના બીજ જેવી માયાને દુષ્ટ આશયવાળા મનુષ્યો છોડતા નથી કવચના બીજ શરીરે લાગવાથી શરીરે ચટપટી થાય છે, અને શરીર સુજી જાય છે, અને મનુષ્ય અત્યન્ત દુખી થાય છે, તેજ પ્રમાણે માયા કરનાર માણુસ પણ રાત દિવસ આતરિક વૃત્તિથી સશક રહે છે અને નિરાતે ઉંઘતો નથી (૩) હાજીના પાણીથી જેમ દૂધ અને અજન (કાજળ) વડે જેમ સફેદ વસ્ત્ર દૂષિત થાય છે, તેમ લોભ વડે સમસ્ત ગુણો દૂષિત થાય છે (૪) પૂર્વોક્ત ચારે કષાયો ભવરૂપ કેદખાનામા રહેલ જીવોના ચોકીદારો છે તેઓ જ્યા સુધી શરીરમા જાગતા છે, ત્યા સુધી જીવોનો સસારકારાગૃહમાથી છુટકારો નથી તાત્પર્ય એ છે કે કષાયોની મદતા સિવાય વૈરાગ્ય થતો નથી, વૈરાગ્ય વિના તપ અને ક્રિયા થાય નહિ તપ વિના પ્રાચીન કર્મોનો ક્ષય થતો નથી (૫) કર્મ ખપ્યાવિના સસારરૂપ કારાગૃહમાથી મુક્તિ થઇ શકતી નથી કર્મ કરે તે કોઇ ન કરે, જૂઓ તેના વડે જીવોની કેવી ક્ષણિક દશા થાય છે —

सौन्दर्येण स्वकीयेन य एव मदनायते ।
ग्रस्तो रोगेण घोरेण कङ्कालयी स एव हि ॥ १ ॥
य एव च्छेकताभाजा वाचा वाचस्पतीयते ।
कालान् मुहुः स्खलज्जिह्वः सोऽपि मूकायतेतराम् ॥२॥

चारुचङ्क्रमणशक्त्या यो जात्यतुरगायते ।
वातादिभग्नगमनः पङ्गूयते स एव हि ॥ ३ ॥
हस्तेनौजायमानेन हस्तिमल्लायते च यः ।
रोगाद्यक्षमहस्तत्वात् स एव हि कुणीयते ॥ ४ ॥

दूरदर्शनशक्त्या च गृध्रायेत य एव हि ।
पुरोऽपि दर्शनाशक्तेरन्धायेत स एव हि ॥ ५ ॥
क्षणाद्रम्यमरम्यं च क्षणाच्च क्षममक्षमम् ।
क्षणाद् दृष्टमदृष्टं च प्राणिनां वपुरप्यहो ! ॥ ६ ॥

અર્થાત્—પોતાની સુંદરતા વડે કરીને જે પુરુષ કામદેવની માફક આચરણ કરે છે, તેજ પુરુષ ઘોર રોગો વડે ઘેરાએલો રહી હાડકાંની માળા જેવો દેખાય છે (૧) જે ચતુરાઈવાળી ભાષા વડે બૃહસ્પતિના જેવો હોય, તે પણ કાળના પ્રભાવથી વારંવાર સ્ખલિત ઉચ્ચારણો બની મૂંગાની દશાને પામે છે (૨) સુંદર ચાલવાની શક્તિવડે જે જાતિવંત ઘોડાનું અનુકરણ કરે છે, તેજ પુરુષ વાયુ આદિ રોગોવડે ચાલવાની શક્તિથી હીન થઈ પાંગળા પુરુષની દશાને પ્રાપ્ત થાય છે (૩) પરાક્રમવાળા બાહુવડે જે મનુષ્ય, મહા બળવાન ગણાય છે તેજ પુરુષ રોગાદિ વડે અસમર્થ હાથવાળો થવાથી ઠૂંઠાઓની ગણતરીમાં ગણાય છે (૪) દૂરદર્શનની શક્તિવડે જે ગૃધ્ર પક્ષીની માફક દેખી શકે છે, તેજ માણસ અન્ય સમયે આગળ રહેલ પદાર્થો દર્શનશક્તિમાં હીનસત્ત્વ થવાથી આંધળાની દશાને

પામે છે (૫) અહો ! પ્રા ણિઓનું શ રીર ક્ષણવારમા રમાળક અને ક્ષણવારમા બેડોળ, ક્ષણમા સમર્થ, તો ક્ષણમા અસમર્થ, ક્ષણમા દષ્ટ અને ક્ષણમા અદષ્ટ એટલે વિનશ્વર સ્વભાવવાળુ થઈ જાય છે (૬)

## શરીરની સાર્થકતા

આ ક્ષણિક, પરન્તુ ધાર્મિક પુરૂષોને માટે ઘણા ઉપયોગી શરીરની સાર્થકતા કરવી, એ ઘણજ જરૂરનુ છે શરીરની સારી સ્થિતિમા તપસ્યાદિ કાર્યો થઈ શકે છે, પરન્તુ આ શરીરની સાર્થકતા ત્યારેજ કરી શકાય છે, કે જ્યારે આ શરીરની **અસ્થિરતા** અને **અપવિત્રતા** સમજવામા આવે આ બે બાબતોને સમજનારો માણસ જરૂર આ શરીરને સાર્થક કરવા પ્રયત્ન કરશે

### અસ્થિરતા

શરીરની સ્થિતિ સર્વથા ક્ષણિક છે ક્ષણિક શરીરવડે અક્ષણિક કર્મબધ કરી જીવો ભારે દુર્દશા પામે છે માટે શાસ્ત્રકારો બતાવે છે કે, હે ભવ્ય ! તુ જે શરીર માટે કર્મબધ કરે છે, તે શરીર તારૂ નથી, હજારો ઉપાય કરે, તો પણ તે તારૂ કદાપિ થવાનુ નથી, જ્યારે શરીર પણ તારૂ નથી, તો અન્ય વસ્તુ ઉપર તુ જે મોહ કરે છે, તે વૃથા છે કેમકે સસારના સર્વ પદાર્થો અનિત્ય છે જૂઓ.

अनित्य सर्वमप्यस्मिन् ससारे वस्तु वस्तुत
मुधा सुखलवेनापि तत्र मूर्च्छा शरीरिणाम् ॥ १ ॥
स्वतोऽन्यतश्च सर्वाभ्यो दिग्भ्यश्चागच्छदापद ।
कृतान्तदन्तयन्त्रस्था कष्ट जीवन्ति जन्तव ॥ २ ॥

यत्नमारेषु देहेषु यथास्थ दत्यनित्यता ।
रम्भागर्भसगर्भाणा का कथा तर्हि देहिनाम् ? ॥ ३ ॥
असारेषु शरीरेषु स्थेमान यश्चिकीर्षति ।
जीर्णशीर्णपलालोत्थे चञ्चापुंसि करोतु स ॥ ४ ॥
न मन्त्रतन्त्रभैषज्यकरणानि शरीरिणाम् ।
त्राणाय मरणव्याघ्रमुखकोटरवासिनाम् ॥ ५ ॥
प्रवर्धमान पुरुष प्रथम ग्रसते जरा ।
तत कृतान्तस्त्वरते धिगहो ! जन्म देहिनाम् ॥ ६ ॥
यद्यात्मान विजानीयात् कृतान्तवशवर्तिनम् ।
को ग्रासमपि गृह्णीयात् पापकर्मसु का कथा ? ॥ ७ ॥
समुत्पद्य समुत्पद्य विपद्यन्तेऽप्सु बुद्बुदा ।
यथा तथा क्षणेनैव शरीराणि शरीरिणाम् ॥ ८ ॥
आढ्य नि स्व नृप रङ्क ज्ञ मूर्ख सज्जन खलम् ।
अविशेषेण सहसँ समवर्ती प्रवर्त्तते ॥ ९ ॥
न गुणेष्वस्य दाक्षिण्य द्वेषो दोषेषु वास्ति न ।
दवाग्निवदरण्यानि विनुम्पत्यन्तको जनम् ॥ १० ॥
इद तु मास्म शङ्कध्व कुशास्त्रैरपि मोहिता ।
कुतोऽप्युपायत कायो निरपायो भवेदिति ॥ ११ ॥
ये मेरु दण्डसात्कर्तु पृथ्वीं वा छत्त्रमात् क्षमा ।
तेऽपि त्रातु स्वमन्य वा न मृत्यो प्रभविष्णव ॥१२॥
आ कीटादा च देवेन्द्रात् प्रभावन्तकशासने ।
अनुन्मत्तो न भाषेत कथञ्चित् कालवञ्चनम् ॥ १३ ॥
पूर्वेषा चेत् क्वचित् कश्चित् जीवन दृश्येत केवन ।
न्यायपथातीतमपि स्यात् तदा कालवञ्चनम् ॥ १४ ॥

અર્થાત્—આ અસાર સસારમા સ્વભાવથીજ સર્વ વસ્તુ અનિત્ય છે વૃથા સુખનો લેશમાત્ર હોવા છતા પણ, તેને વિષે પ્રાણીઓની મૂર્છા છે (૧) પોતા થકી, અન્ય થકી, તેમજ સર્વ દિશાઓ થકી જેને વિષે આપદાઓ આવ્યા કરે છે, એવા જીવો યમરાજના દાતરૂપ યત્રમા રહ્યા છતા, કષ્ટવડે જીવે છે તાત્પર્ય એ છે કે દાત વચ્ચે આવેલી ચીજ જ્યા સુધી દાત ભેગા થયા નથી, ત્યા સુધીજ સાબુત છે, તેમ ક્રૂર કાળના કરાળ દાનની વચ્ચે મનુષ્યનુ જીવન રહેલ છે, જરા દાત ભેગા થાય કે, તરત બાર વાગી જાય છે (૨) વજ્રઋષભનારાચ સઘયણવાળા શરીરોમા પણ અનિત્યતા આક્રમણ કરી રહી છે, તો પછી કેળના ગર્ભની સમાન નિર્બળ અને કોમળ શરીરવાળા પ્રાણીઓ ઉપર વૃદ્ધાવસ્થા હલ્લો કરે, એમા નવાઇજ શી ? તાત્પર્ય એટલુજ કે ભરત ભૂપતિ અને નલ, રામ, યુધિષ્ઠિર જેવા મહાપુરૂષો જરાગ્રસ્ત થયા તો બીજાનું તો કહેવુજ શુ ? (૩) આ અસાર શરીરની અદર જે સ્થિરતાને ચાહે છે, તે પુરૂષ જૂના અને સડેલા વાસથી બનાવવામા આવેલા એક તૃણમય પુરૂષમા પુરૂષબુદ્ધિ ધારણ કરે છે (૪) મરણ રૂપ વાઘના મુખના કોટરમા (પોલાણમા) નિવાસ કરનારા પ્રાણીઓનું રક્ષણ કરવામા મત્ર, તત્ર અથવા ઔષધ પણ સમર્થ નથી, અર્થાત્ સિંહના મોઢામા સપડાએલો જીવ બચવા પામે નહિ, તેમજ યમરાજના પજામા સપડાએલો પ્રાણી મત્ર, તત્ર, કે ચતુર ડાકટરોના ચતુર ઉપાયોથી પણ બચવા પામતો નથી, (૫) પ્રાણિઓના જીવિતને અહો ધિક્કાર છે કારણ કે વધતા એવા પુરૂષને પ્રથમ વૃદ્ધાવસ્થા ગ્રસ્ત કરે છે ત્યાર બાદ યમરાજ ઉપાડી જવાને ઘણીજ ઉતાવળ કરે છે કહેવાનો સાર એ છે કે-પ્રથમ તો જીવતુ આયુષ્ય સો વર્ષનુ, તેની અદર વળી કેટલોક ભાગ તો ગેરસમજણની અદર ચાલ્યો જાય છે, કેટલાએક ભાગમા

યૌવનની ઉન્મત્તતા આવીને ધીરે ધીરે છે અમુક ભાગ કુટુંબના પોષણમાં જાય છે તેટલામાં તો વૃદ્ધાવસ્થા આવી પહોંચે છે કે તુરતજ કાળ મહારાજા ભાગ્યેજ ૬૦ ૭૦ વર્ષ થતા થતા કોળીઓ કરી જાય છે, (૬) જો પ્રાણી પોતાને કાળના વશીભૂત થયેલા જાણવા ભાગ્યશાળી બને, તો કયો માણસ કવળ પણ ગ્રહણ કરે? અર્થાત્ ખાવાનું પણ ચાહે નહિ તો પાપકર્મનો ક્યાંજ રહી? જેમ પરપોટા પાણીમાં ઉત્પન્ન થઇ થઇને વિનાશ પામે છે તેમ પ્રાણીઓના શરીરો ક્ષણવારમાં નાશ પામે છે, (૮) તવંગર હો કે ગરીબ હો, રાજા હો કે રંક હો, પંડિત હો યા મૂર્ખ હો, સજ્જન હો વા દુર્જન હો, પરંતુ યમરાજ તમામનો પક્ષપાતરહિત સંહાર અવશ્ય કરવાને પ્રવર્ત્તમાન થાય છે (૯)

જેમ વનનો અગ્નિ અમુક ઉપર રાગ અને અમુકની ઉપર દ્વેષ ધારણ કર્યા સિવાય આખી અટવીને ભસ્મસાત્ કરે છે તેમ કાળ પણ ગુણોમાં દાક્ષિણ્ય રાખતો નથી અને દાવાનળની માફક મનુષ્યનો અંત લાવે છે (૧૦) કુશાસ્ત્રવડે મોહિત થયેલા હે પુરુષો! તમારે પણ એવી આશંકા તો કદિ કરવીજ નહિ કે કોઇ પણ ઉપાય વડે કરીને મારી કાયા નિરૂપદ્રવ થશે. (૧૧) જે પુરૂષો મેરૂનો દંડ બનાવવા અને પૃથ્વીને છત્રની માફક ધારણ કરવા સમર્થ હતા, તેઓ પણ પોતાને અને અન્યને કાળથી બચાવી શક્યા નથી (૧૨) કીડીથી લઇ ઇંદ્ર મહારાજ પર્યંત સર્વત્ર કાળ મહારાજના શાસનનો સમર્થ અમલ થઇ રહ્યો છે ઉન્મત્ત શિવાય કયો ડાહ્યો પુરુષ કોઇપણ રીતે કાળને ઠગવાનું બોલે અર્થાત્ કાળને કોઇ ઠગી શકે નહિ (૧૩) કોઇએ પણ પૂર્વપુરૂષોમાંના કોઇપણ પુરુષને કોઇપણ ઠેકાણે જો જીવતો જોયો હોય, તોજ ન્યાયમાર્ગથી વિરૂદ્ધ એવું જો કે કાળને ઠગવાનું કામ છે,

તો પણ તે સભળી શકે, પરતુ તેમ બનતુ નથી, માટે કાળને ઠગવાનું કામ ન્યાયમાર્ગથી વિરૂદ્ધ છે (૧૪)

કાળે કોઇને છોડયા નથી અને છોડશે પણ નહિ તત્ત્વવેત્તાઓએ કૃતાન્ત અથવા કાલનુ નામ **સર્વભક્ષી** અથવા **સમવર્તી** એટલે નિષ્પક્ષપાતપણે વર્તનાર તથા સર્વભક્ષી એટલે સર્વનુ ભક્ષણ કરનાર કહેલ છે, કારણ કે તેને દાક્ષિણ્ય નથી તેમજ તેના ઉપર કોઇનો દાબ પણ નથી, કે જેથી કરીને તે પોતાના કાર્યથી અટકે જગતમા ભદ્રિક પ્રાણીઓને ભરમાવવા માટે એવા કેટલાક ગપાટા ચાલે છે કે, 'અમુક પુરૂષ રાત્રે અમુક સ્થાનમા આવે છે આવીને કથા કરે છે, અથવા અમુકને ભણાવે છે, કારણ કે તે પુરૂષ જીવનમુક્ત છે,' વિગેરે ભાઇઓ! આવી કલ્પના કોઈ પણ રીતે અનુભવમા આવી શકે તેવી નથી કદાચ ભૂત, પિશાચ, બ્રહ્મરાક્ષસ વિગેરે થઇ ભવે પર્યટન કરે, પણ તેજ શરીરથી પાછુ આવવુ અથવા તેને માથે મૃત્યુ નથી, એમ માનવુ, તદ્દન ભ્રમમૂલક છે આયુષ્ય પૂર્ણ થતા ઈશ્વર નામધારી પુરૂષોને પણ કરાળ કાળે છોડ્યા નથી શ્રીમહાવીર સ્વામીના નિર્વાણ સમયે ઇંદ્ર મહારાજે પ્રભુને પ્રાર્થના કરી કે 'હે પ્રભો! આપનુ આયુષ્ય થોડુ વધારો, જેથી આપના ભક્તોને ધર્મધ્યાનમા પીડા કરનાર ભસ્મગ્રહ નડે નહિ' આ વખતે ભગવાને સ્પષ્ટ કહ્યુ —'હે ઇન્દ્ર! એ વાત કદી પણ બની નથી, બનતી નથી અને બનવાની પણ નથી' વાચનાર! વિચારવાનો સમય છે કે આનું નામજ યથાર્થવાદિત્વ તેનો યથાર્થ વક્તૃત્વનો ગુણ જો અન્યમા હોત, તો પૂર્વોક્ત નિર્મૂલ ગપાટા ચાલત નહિ ધારો કે કોઇ ચલાવે, તો તેને કોઇ માનત નહિ કરાલ કાળપિશાચે કોઇને પણ છોડયા નથી મહાન્ મહાન્ ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ અને પ્રતિવાસુદેવ વિગેરે

સંખ્યાબંધ આ દુનિયાપર થયા અને ગયા. કોઇ અમર થયો નથી અમર ( દેવ ) પણ સ્વાયુષ્ય ક્ષય થયે અનનક્રિયા કરે છે તો ઇતરપ્રાણીઓની તો વાતજ શી ? કાળની વિશેષ કીર્ત્તિમા નીચેના શ્લોકો પણ ખાસ મનન કરવા લાયક છે —

ससारोऽय विपन्त्रानिरस्मिन्नियतत सत ।
पिता माता सुहृद्बन्धुरन्योऽपि शरणं न हि ॥ १ ॥

इन्द्रोपेन्द्रादयोऽप्यत्र यन्मृत्योर्यांति गोचरम् ।
अहो ! तदन्तकातङ्के प शरण्य शरीरिणाम् ॥ २ ॥

पितुर्मातु स्यसुर्भ्रातुस्तनयाना प पश्यताम् ।
अत्राणो नीयते जन्तु पर्मभिर्यमसद्मनि ॥ ३ ॥

शोचन्ति स्यजनानन्त नीयमानान्स्यकर्मभि ।
नेष्यमाण तु शोचन्ति नात्मानं मन्दबुद्धय ॥ ४ ॥

संसारे दु खदावाग्निज्वलज्ज्वालाकरालिते ।
यने मृगाभकस्येय शरण नास्ति देहिन ॥ ५ ॥

अष्टाङ्गमायुर्वेदेन जीवातुभिरथागदे ।
मृत्युञ्जयादिभिर्मन्त्रैस्त्राण नैवास्ति मृत्युत ॥ ६ ॥

खड्गपञ्जरमध्यस्थचतुरङ्गचमूवृत ।
रङ्कवत्कृष्यते राजा हठेन यमकिङ्करै ॥ ७ ॥

यथा मृत्युप्रतीकार पशवो नैव जानते ।
विपश्चितोऽपि हि तथा धिक् प्रतीकारमूढता ॥ ८ ॥

येऽसिमात्रोपकरणा कुर्वते क्ष्मामकण्टकाम् ।
यमभ्रुभङ्गभीतास्तेऽप्यास्ये निदधतेऽङ्गुली ॥ ९ ॥

અષ્ટાંગ નિમિત્ત, આયુર્વેદ, જીવનપ્રદ ઔષધ અને મૃત્યુંજયાદિ મંત્રોવડે પણ મૃત્યુથી બચાતું નથી સારાશ કે મૃત્યુના સમયે ગમે તેવા ડાકટરોનું ગમે તેવું ઔષધ અથવા શાંતિપાઠાદિ ભલે હજારો ઉપાયો કરો, પરંતુ મૃત્યુ હઠવાનું નથી, એ વાત સર્વ કોઇ જાણે છે ૬

તલવારવાળો પાંજરામાં પેઠેલો હોય, હાથી, ઘોડા, રથ અને પાયદળરૂપ ચતુરંગ સેનાથી ભલે વીંટાએલ હોય, પણ, યમરાજાના કિંકરો રાજાને પણ રાંકની માફક હઠથી લઇ જાય છે ૭ જેમ પશુઓ મૃત્યુથી બચવાના ઉપાયને જાણતા નથી તેમ વિદ્વાનો પણ મરણને દૂર કરવાનો ઇલાજ જાણતા નથી ધિક્કાર છે ઇલાજ સંબંધીના અજાણપણાને ! ૭

મોટા મોટા ધન્વંતરિ જેવા વૈદ્યો, મંત્રવાદિયો અને તંત્રવાદિયો વિગેરે કળાકુશળ લોકો આ પૃથ્વીપીઠ ઉપર ઘણા થયા, પરંતુ તેઓનું કાળની આગળ કાંઇ ચાલ્યું નથી વર્તમાન કાળમાં પણ જડ વસ્તુઓ ( પંચ મહાભૂત ) ઉપર, જેની બુદ્ધિએ ભારે કાબૂ મેળવ્યો છે, તથા નવા નવા પ્રયોગોથી જનસમૂહને ચકિત કર્યો છે, ફોટોગ્રાફ, ફોનોગ્રાફ, ટ્રામ, રેલ, તાર મોટરકાર વિગેરે અનેક વસ્તુઓ શોધ ખોળ કરી શોધી કાઢી છે એટલુંજ નહિ, પરંતુ જેઓની બુદ્ધિ વરસાદને નિયમિત સ્થાન ઉપર વરસાવવા કોશીશ કરી રહી છે, અને તેમાં અમુક અંશે ફાવી પણ શક્યા છે, વળી વિદ્યાધરની માફક મંત્ર તંત્ર સિવાય વિમાનો પણ ચલાવે છે, તેવી પાશ્ચાત્ય પ્રજા જો કે કાંઇ પણ કરી શકી, છતાં મૃત્યુંજયનો મંત્ર મેળવી શકી નહિ અને શકશે પણ નહિ. આ લેખ લખાઇ રહ્યો હતો, તે વખતે આપણા રાજરાજેશ્વર સપ્તમ એડવર્ડ કાળ ધર્મ પામ્યા હતા, જેને માટે દુનિયા શોક-

ગ્રસ્ત થઈ હતી, હજારો દેશના રાજાઓ અને ગૃહસ્થો જેમના શરીરની ક્રિયા પર ગયા હતા. ઔષધિના પ્રયોગોથી શરીર જરા પણ દુર્ગંધ ન મારે, અને તેવુ ને તેવુ જ દેખાય, તેવી રીતે ડાક્ટર બહાદુરોએ તેને એક ભુવનમા રાખ્યુ હતુ, છતા તે ડાક્ટર મહાશયો પણ આપણા આ મહાન્ રાજરાજેશ્વરની જીવનરક્ષામા ફાવી શકયા નહિ તેથી પણ સિદ્ધ થાય છે કે, કાળના પંજામાથી પ્રાણિઓને કોઇ પણ છોડાવી શકતા નથી ૮

જે ક્ષત્રિયપુત્રો તલવાર માત્ર શસ્રની સહાયથી પૃથ્વીને નિષ્કંટક કરે છે, તે ક્ષત્રિય બચ્ચાઓ પણ યમરાજની ભ્રુકુટીના વિકારમાત્રથી ભયભીત બની પોતાના મોઢામા આગળીઓ ધારે છે ૯

નિષ્પાપાચરણ મુનિઓના, તલવારની ધારા તુલ્ય વ્રતોવડે કરીને પણ કાળનો પ્રતિકાર કોઇ રીતે શક્ય નથી ૧૦

અહો ! આ વિશ્વ શરણ રહિત, અરાજક, અનાયક અને પ્રતીકાર રહિત જણાય છે, કારણ કે, તેને કાલરૂપ રાક્ષસ ગળી જાય છે ૧૧

કેવળ ધર્મ એક પ્રતીકાર કહી શકાય, તે પણ મરણ પ્રતિ તો નહિજ, ફક્ત શુભ ગતિને દેનાર ધર્મ હોવાથી તેને પ્રતિકાર તરીકે ગણવામા આવે છે, કારણ કે ધર્મિષ્ઠપુરૂષોને પણ કાળ છોડતો નથી ૧૨

હવે કોઇને શકા થશે કે—કાળનો પ્રતીકાર કોઇ રીતે છેજ નહિ, તો પછી જીવોની મુક્તિ કેમ થઇ અને થશે ? તેના સમાધાનમા તેરમા શ્લોકમા કહે છે કે—દીક્ષારૂપ ઉપાય ગ્રહણ કરીને અક્ષય સુખ જેમા રહેલ છે, એવા ચતુર્થ પુરૂષાર્થ–મોક્ષને માટે

પ્રયત્ન કરવો જેથી કાળનો જય થશે અને જીવ અનુપમ સુખનો વિભાગી બનશે ૧૩

## અપવિત્રતા

પૂર્વોક્ત શ્લોકોની વ્યાખ્યાથી સિદ્ધ થયું કે આ શરીર નાશ થવાવાળું અને અશરણ છે, વળી તે અપવિત્ર પણ છે, તેને માટે જૂઓ.—

रसासृग्मांसमेदोऽस्थिमज्जाशुक्रान्त्रवर्चसाम् ।
अशुचीनां पदं कायः शुचित्वं तस्य तत्कुतः ? ॥ १ ॥

नवस्रोतःस्रवद्विस्ररसनिःस्यन्दपिच्छिले ।
देहेऽपि शौचसंकल्पो महामोहविजृम्भितम् ॥ २ ॥

शुक्रशोणितसम्भूतो मलनिःस्यन्दवर्द्धितः ।
गर्भे जरायुसंछन्नः शुचिः कायः कथं भवेत् ? ॥ ३ ॥

मातृजग्धान्नपानोत्थरसनाडीक्रमागतम् ।
पायं पायं विवृद्धः सन् शौचं मन्येत कस्तनो ? ॥४॥

दोषधातुमलाकीर्णं कृमिगण्डुपदास्पदम् ।
रोगभोगिगणैर्जग्धं शरीरं को वदेच्छुचि ? ॥ ५ ॥

सुस्वादून्यन्नपानानि क्षीरेक्षुविकृतीरपि ।
भुक्तानि यत्र विष्ठायै तच्छरीरं कथं शुचि ? ॥ ६ ॥

विलेपनार्थमासक्तसुगन्धिर्यक्षकर्दमः ।
मलीभवति यत्राशु क्व शौचं तत्र वर्ष्मणि ? ॥ ७ ॥

जग्ध्वा सुगन्धि ताम्बूलं सुप्तो निश्युत्थितः प्रगे ।
जुगुप्सते वक्त्रगन्धं यत्र किं तद्वपुः शुचि ? ॥ ८ ॥

स्यत सुगन्धयो गन्धधूपपुष्पस्रगादय ।
यत्सङ्गाद् यान्ति दौर्गन्ध्य सोऽपि काय शुचीयते?॥९॥
अभ्यक्तोऽपि विलिप्तोऽपि धौतोऽपि घटकोटिभि ।
न याति शुचिता काय शुण्डाघट इवाशुचि ॥ १० ॥
मृज्जलानलवाताशुस्नानै शौच वदन्ति ये ।
गतानुगतिकैस्तैस्तु विहित तुषखण्डनम् ॥ ११ ॥
तदनेन शरीरेण कार्यं मोक्षफल तप ।
क्षाराब्धे रत्नवद्धीमान असारात्सारमुद्धरेत् ॥ १२ ॥

અર્થાત્—રસ, રૂધિર, માસ, મેદ, હાડકા, મજ્જા, શુક્ર, આતરડા અને વિષ્ઠારૂપ ખરાબ પદાર્થોનું સ્થાન આ કાયા છે, તો તે કાયામા પવિત્રપણુ ક્યાથી હોય ? ૧

નવદ્વારોમાથી નિકળતા ખરાબ રસના ઝરવાવડે કરીને કિચ્ચડવાળા દેહમા શૌચનો વિચાર કરવો, તે પણ મહામોહની વિડંબનાજ છે ૨

વીર્ય અને રૂધિરમાથી ઉત્પન્ન થએલ, મળના ઝરણાથી વૃદ્ધિ પામેલ, તેમ ગર્ભમા ઓરથી ઢકાએલ, એવુ શરીર પવિત્ર કેમ હોઇ શકે ? ૩

માતાએ ભક્ષણ કરેલ અન્ન અને પાણીથી ઉત્પન્ન થએલો રસ નાડીઓમા જવાથી અનુક્રમે બનેલા દૂધને પી પીને વૃદ્ધિગત થએલ શરીરને કોણ પુરૂષ પવિત્ર માનશે ? ૪

દોષ ( વાત, પિત્ત, કફ ) ધાતુ ( રસ, રૂધિર વગેરે સાત, ) તથા મલથી વ્યાપ્ત, તેમજ નાના અને મોટા કૃમિઓનુ સ્થાન

અને રોગ રૂપી સર્પોના સમૂહોવડે કરીને ડખ્ખવામા આવેલા એવા આ શરીરને કોણુ પવિત્ર કહી શકશે ? ૫

રૂડા સ્વાદિષ્ટ અન્ન, પાન, દૂધ અને શેનડીનો રસ તેમજ વિગય વિગેરે ખાવામા આવે, તોપણુ વિષ્ઠા થાય છે, તો તે શરીર પવિત્ર કેમ કહેવાય ? ૬

વિલેપનને માટે લગાડવામા આવેલો સુગધિ કેશરનો કીચ પણુ ક્ષણુવારમા મલીન થાય છે, તો પછી તે શરીરમા પવિત્રતા કયા રહી ? ૭

સુન્દર તાબૂલ ખાઇને રાત્રિમા સુઇ ગએલ પુરૂષ પ્રાત કાળમા જ્યારે ઉઠે છે, ત્યારે મુખની ગધ ખરાબ આવે છે, તો તે શરીર પવિત્ર કેવી રીતે ? ૮

સ્વભાવથીજ સુગધિત એવા જે ગધ, ધૂપ, પુષ્પમાળા આદિ પદાર્થો પણુ શરીરના સગથી દુર્ગંધિતાને પામે છે, તો તે શરીર પણુ શુ પવિત્રતાનુ આચરણુ કરે છે ? ૯

તેલ વિગેરેથી મર્દન કરવામા આવેલો, ચદન વિગેરેથી વિલેપન કરેલો, અને કરોડો જળના ઘડાવડે ધોયેલો પણુ આ દેહ અપવિત્ર મદિરાના ઘટની માફક પવિત્ર થતો નથી ૧૦

માટી, જલ, અગ્નિ, વાયુ, સૂર્યના કિરણો, અને સ્નાનથી શરીર પવિત્ર થવાનુ જે લોકો બતાવે છે, તે ગતાનુગતિક મનુષ્યો ફોતરા ખાડે છે ૧૧

શરીર, સ્વભાવથીજ મદિરાના ઘટની માફક અશુદ્ધ છે, તે કોઇ પ્રકારે શુદ્ધ થનાર નથી તથાપિ જળ જતુ સમાન કેટલાએક પુરૂષો ખાતા, પીતા, હગતા, મૂતરતા જળસ્નાનવડેજ દેહશુદ્ધિ

માને છે, તથા તેમા ધર્મ માને છે આવા પુરૂષો કેટલા બધા ભ્રમિત છે, તે વિચારવાનુ છે જળમા પણ અમુક જાતના જીવો છે, તે વાત આબાલગોપાલના ધ્યાનમા આવેલી છે, છતા જળનો હદ ઉપરાંત વ્યય કરતા ડરતા નથી, એટલુજ નહિ, પરતુ પરિમિત જળ વાપરનાર જૈન મુનિઓની નિંદા કરવા ચૂકતા નથી જો તત્ત્વદૃષ્ટિથી વિચાર કરવામા આવે, તો જૈન મુનિઓના તમામ વ્યવહાર પરોપકારને માટેજ જણાશે પોતે કષ્ટ પરપરા વહન કરી અન્યને સુખ કરનાર થવુ, તે શુ ઓછુ આશ્ચર્યજનક છે ? નહિ તો સ્નાન વિલેપન, તૈલાભ્યગન, દન્તધાવન, ધૂપ, દીપ, તાબૂલાદિ મુખવાસ, પલ્યકાદિપર શયન અને પખાથી પવન લેવો ઇત્યાદિ સુખના સાધનો કોને વલ્લભ નથી ? અર્થાત્ તે તમામ બાબતો મોક્ષાભિલાષિ જીવો સિવાય આખી દુનિયાને વ્હાલી છે

વળી શાસ્ત્રકારોનુ એક એ પણ વચન છે કે—'**બ્રહ્મચારી સદા સુચિ**' આ વાકય પ્રમાણે સાધુઓને સ્નાન વિલેપનાદિની આવશ્યકતા નથી, કારણ કે દેવપૂજાદિ નિમિત્તે સ્નાનક્રિયા કરવી પડે, તે ગૃહસ્થોને માટે છે તે સ્નાન પણ પરિમિત જળવડે નિર્જંતુક સ્થાનમા વિવેક પૂર્વક કરવાનુ કહ્યુ છે, પરતુ એવુ તો કોઇ રીતે ઉચિત નથી, કે કૂવા, વાવ, તળાવ અને નદીમા પડી જળજતુઓને ત્રાસ પેદા કરી પવિત્ર થવુ ! અન્ય જીવોને ત્રાસ ઉપજાવનાર પુરૂષને શાન્તિ કેવી રીતે મળશે ? હિંદુધર્મમા પવિત્ર અને પ્રામાણિક ગણાતી **મનુસ્મૃતિમા** પણ શુચિના સબધમા નીચે પ્રમાણે વિપરીત ભાન કરાવનારા શ્લોકો આપેલા છે જૂઓ —

एका लिङ्गे गुदे तिस्रस्तथैकत्र करे दश ।
उभयो सप्त दातव्या मृद्द शुद्धिमभीप्सता ॥ १ ॥

एतच्छौच गृहस्थाना द्विगुणं ब्रह्मचारिणाम् ।
त्रिगुण स्याद्वनस्थाना यतीना तु चतुर्गुणम् ॥ २ ॥

અર્થાત્—શરીરની શુદ્ધિ ઇચ્છનાર પુરૂષે લિંગમા માટીનો એક લેપ દેવો, ગુદામા ત્રણ ડાબા હાથમા દશ અને ત્યાર પછી બન્ને હાથો સાથે મેળવી માટીના સાત લેપ કરવા ૧

આ શૌચવિધિ ગૃહસ્થો માટે છે બ્રહ્મચારીએ ગૃહસ્થો કરતા બમણા લેપ કરવા, વાનપ્રસ્થોએ ત્રણ ગુણા અને યતિઓએ ચાર ગુણા લેપ કરના

ભાઇઓ હવે જોવાનું છે કે, આ ઉપર કહેલા શ્લોકોથી **ब्रह्मचारी सदा शुचि** એ વાક્ય તો હવાની અદરજ ઉડી જાય છે વળી આ શ્લોકોમા બતાવ્યા પ્રમાણે વિધિ કરનાર તો સાપ્રતમા કોઇ જોવામા આવતો નથી, તો શુ તે તમામ અપવિત્ર સમજવા ? વળી યતિઓ ( સાધુઓ ) જો મનુસ્મૃતિના શ્લોકોમા બતાવ્યા પ્રમાણે શૌચવિધિ કરવા બેસશે તો, મારા ધાર્યા પ્રમાણે, તેઓને ઇશ્વરભજનનો સમય પણ મળી શકશે નહિ વળી ધારો કે કદાચ બરાબર વિધિ કરશે, તો પણ અન્ય માણસ તો તેને શુદ્ધ થએલા કબૂલ કરશે નહિ કારણ કે આ પ્રમાણે શુદ્ધ થએલા સાધુનું થૂક કોઇ માણસ ઉપર પડશે, તો શુ તે સામો માણસ ગુસ્સે થયા વિના રહેશે ? કદાપિ નહિ કદાચિત્ સાધુ જાણીને નહિ બોલે, તો પણ અત કરણમા તો દુ ખી થશેજ તાત્પર્ય એ છેકે, ક્રોડો ઘડાઓથી સ્નાન કરો હજારો નદી-કૂવાઓમાં ડુબકીઓ મારો અને એ પ્રમાણે શુદ્ધ થઇ કોઇના ઉપર કોગળો કરો જૂઓ લડાઇ થાય છે કે નહિ ? કાયાને મદિરાના ઘટની અને ગદકીના ગાડવાની ઉપમા આપી છે, તે સાચી છે માટી

અથવા જલાદિય શરીરની શુદ્ધિ માનનાર કૂતરાને ખાડે છે, એમ જે તત્ત્વવેત્તાઓ કહે છે, તે સર્વથા યોગ્યજ છે ૧૧

તેજ કારણથી આ ( અપવિત્ર ) શરીરવડે, મોક્ષ છે ફળ જેનુ એવુ તપ આદિ ધર્મરત્ન લેવુ, તે સર્વથા ઉચિત છે સમુદ્રનુ દૃષ્ટાન્ત એટના માટે આપેલ છે કે, જો કે, સમુદ્ર ખારો છે, તો પણ તેમાથી ઉત્તમ રત્નો કાઢી લેવા યોગ્ય છે, તેજ પ્રમાણે આવા અશુચિ શરીર વડે પણ ધર્મકાર્ય કરવુ યોગ્ય છે ૧૨

આ પ્રમાણે શરીરની સ્થિતિ ત્યારેજ સમજી શકાય તેમ છે, કે જ્યારે મનુષ્ય એમ સમજે કે-' હુ એકનો છુ, ' ' મારૂ કોઇ નથી ' ? ' એકનો આવ્યો છુ ' ' એકનો જવાનો છુ ' આવી એકત્વભાવના હૃદયમા સ્થાપિત કર્યા સિવાય શરીર ઉપરની મમતા કદાપિ છૂટી શકવાની નથી માટે આ પ્રસગે કઇક એકત્વભાવનાનું સ્વરૂપ તપાસીએ

એકત્વભાવના

पुत्रमित्रकलत्रादे शरीरस्यापि सत्क्रिया ।
परकार्यमिद सर्व न स्वकार्यं मनागपि ॥ १ ॥

एक उत्पद्यते जन्तुरेक एव विपद्यते ।
कर्माण्यनुभवत्येक प्रचितानि भवान्तरे ॥ २ ॥

अन्यैस्तेनार्जित वित्त भूय संभूय भुज्यते ।
स त्वेको नरकक्रोडे क्लिश्यते निजकर्मभि ॥ ३ ॥

दु खदावाग्निभीष्मेऽस्मिन्वितते भवकानने ।
बम्भ्रमीत्येक एवासौ जन्तु कर्मवशीकृत ॥ ४ ॥

इह जीवस्य मा भूवन् सहाया बान्धवादयः ।
शरीरं तु सहायश्चेत् सुखदुःखानुभूतिदम् ॥ ५ ॥
नायाति पूर्वभवतो न याति च भवान्तरम् ।
ततः कायः सहायः स्यात् सम्भेटमिलितः कथम् ॥ ६ ॥
धर्माधर्मौ समासन्नौ सहायाविति चेन्मतिः ।
नैषा सत्या न मोक्षेऽस्ति धर्माधर्मसहायता ॥ ७ ॥
तस्मादेको भ्रमभीति भवे कुर्वन् शुभाशुभे ।
जन्तुर्वेदयते चैतदनुरूपे शुभाशुभे ॥ ८ ॥
एक एव समादत्ते मोक्षश्रियमनुत्तराम् ।
सर्वसम्बन्धिविरहाद् द्वितीयस्य न सम्भवः ॥ ९ ॥
यद्दुःखं भवसम्बन्धि यत्सुखं मोक्षसम्भवम् ।
एक एवोपभुङ्क्ते तद् न सहायोऽस्ति कश्चन ॥ १० ॥
यथा चैकस्तरन्सिन्धु पारं व्रजति तत्क्षणात् ।
न तु हस्तपाणिपादादिसंयोजितपरिग्रहः ॥ ११ ॥
तथैव धनदेहादिपरिग्रहपराङ्मुखः ।
स्वस्थ एको भवाम्भोधेः पारमासादयत्यसौ ॥ १२ ॥
तत्सांसारिकसम्बन्धं विहायैकाकिना सता ।
यतितव्यं हि मोक्षाय शाश्वतानन्तशर्मणे ॥ १३ ॥

અર્થાત્—હે જીવ ! પુત્ર, મિત્ર, સ્ત્રી અને સ્વશરીરની સુંદર ક્રિયા અર્થાત્ સત્કાર—આ સર્વ પરકાર્ય છે, સ્વકાર્ય જરાપણ સમજીશ નહિ ૧ જીવ એકલો જન્મે છે, એકલો મરણ પામે છે, તેમજ પોતે એકઠા કરેલા કર્મોને ભવાન્તરમાં એકલોજ અનુભવે છે ૨ આ જીવે, એકઠું કરેલું પુષ્કળ ધન અન્ય પ્રાણીઓ

એકદા થઇને ભોગવે છે, પરન્તુ એકઠું કરનાર એકનો પુરૂષ નરકના મધ્યભાગમા સ્વકીય કર્મોને લીધે અત્યન્ત દુખો અનુભવે છે ૩ આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ દુખદાવાનલથી ભયકર થએલી આ સસાર રૂપ વિસ્તીર્ણ અટવીમા કર્માધીન જીવ એકલો જ અત્યન્ત ભ્રમણ કરે છે ૪ આ સસારમા સુખ-દુખનો અનુભવ કરાવનાર શરીર, જો જીવને સહાયભૂત હોય, તો પછી, ભલે ભાઇ, બેન વિગેરે કુટુબ સહાયભૂત ન થાઓ કહેવાનું તાત્પર્ય એ છે કે શરીરજ જ્યારે મદદગાર નથી તો, કુટુમ્બની મદદની આશા, તે દુરાશાજ સમજવી ૫ શરીર પૂર્વભવથી સાથે આવ્યુ નથી, અને ભવાન્તરમા સાથે જવાનું નથી, તેથીજ માર્ગમા મળેલા વટેમાર્ગુની માફક, ઉદાસીન ભાવવાળુ આ શરીર સહાય આપનાર કેવી રીતે થાય? અર્થાત્ નજ થાય ૬ નજીકમા રહેલા ધર્મ અધર્મ ભવાન્તરમા જીવને સહાય રૂપ છે, એવી મતિકલ્પના કરવી તે પણ મિથ્યા જાણવી અર્થાત્ મોક્ષમા ધર્માધર્મની સહાયતા નથી. તાત્પર્ય કે, મોક્ષમા અધર્મ હેય છે, તે તો સર્વ કોઇ આના-કાની કર્યા વિના કબૂલ કરી શકશે, પરન્તુ ધર્મ પણ હેય છે તે વાત તત્ત્વવેત્તાઓ પોતે સમજી શાસ્ત્રદ્વારા યુક્તિપૂર્વક સમજાવે છે કારણ કે-ધર્મ પુણ્યનું કારણ હોવાથી બધરૂપ છે, અને તે પુણ્ય-બધનો પણ અભાવ થવાથી જીવ મોક્ષગામી ગણાય છે ૭ તેથી સસારમા શુભ અશુભ કાર્ય કરતો જીવ એકલોજ અત્યન્ત ભ્રમણ કરે છે, તેમજ પોતે કરેલા કર્મ અનુસાર શુભાશુભ ફળને એકલો જ ભોગવે છે ૮ વળી જીવ, શુભ ભાવનાથી ભાવિત અતકરણ-વાળો થવાથી અતિ ઉત્તમ મોક્ષ લક્ષ્મીને એકલોજ મેળવે છે મોક્ષમા સર્વ સબધનો અભાવ હોવાથી ત્યા પણ બીજા સાથે સબધ થવાનો સભવ નથી ૯ સસાર સબધી દુખ અને મોક્ષ સબધી સુખને પણ જીવ એકલોજ ભોગવે છે તેને વિષે કોઇ

મદદગાર કે ભાગીદાર નથી ૧૦ બંધનરહિત પુરૂષ તરતો તરતો તત્કાળ સમુદ્રની પાર પહોચે છે, પરતુ હૃદય પર તેમજ હાથ પગમા બોજાવાળો માણસ પાર પામી શકતો નથી ૧૧ તેજ પ્રમાણે ધન અને દેહાદિ પરિગ્રહથી પરાઙ્મુખ થએલો એટલે કે ભારરહિત થએલો એકનો પુરૂષ સસાર સમુદ્રનો પાર પામી શકે છે ૧૨ તેટલા માટે સાસારિક સબધને છોડી સત્પુરૂષે, અનશ્વર, અનન્ત, અનુપમેય, અવ્યાબાધ સુખવાળા મોક્ષને માટે યત્ન કરવો જોઇએ ૧૩

ઉપર કહેલા તેર શ્લોકો આત્મકલ્યાણાભિલાષી નરવરોએ હમેશા સ્વનામની માફક કઠસ્થ રાખવા જોઇએ છે આ શ્લોકોમા એકત્વભાવનાનુ સ્પષ્ટ રીતે ભાન કરાવેલ છે જ્યા સુધી પ્રાણિઓના અત કરણમા એકત્વભાવના રૂપ અકુર ઉત્પન થતો નથી, ત્યા સુધી સાચો વૈરાગ્ય થતો નથી અને વૈરાગ્યના અભાવથી તેને ચાર ગતિના સખ્યાબધ કષ્ટો સહન કરવાજ પડે છે ચારે ગતિ ગતિયોની અદર રહેલા કોઇપણ જીવને વાસ્તવિક સુખ નથી, માત્ર સુખાભાસ છે છતા જીવો વિષ્ઠાના કીડાની માફક તેમા સુખ માની બેઠેન છે આ પ્રસગે ચારે ગતિયોમા એટલે આખા સસારમા રહેલ દુખોનુ યત્કિંચિત્ સ્વરૂપ જોઇએ

## દુખમય સસાર

पारावार इवापारससारो घोर एष भो ।
प्राणिनश्चतुरशीतियोनिलक्षेषु पातयन् ॥ १ ॥

श्रोत्रिय श्वपच स्वामी पत्तिर्ब्रह्मा कृमिश्च स ।
ससारनाट्ये नटवत् ससारी हन्त! चेष्टते ॥ २ ॥

न याति कतमां योनिं कतमां वा न मुञ्चति ।
ससारी कर्मसम्बन्धादवक्रयकुटीमिव ? ॥ ३ ॥

समस्तलोकाकाशेऽपि नानारूपैः स्वकर्मतः ।
वालाग्रमपि तन्नास्ति यन्न स्पृष्टं शरीरिभिः ॥ ४ ॥

ससारिणश्चतुर्भेदाः श्वभ्रितिर्यङ्नरामराः ।
प्रायेण दुःखबहुला कर्मसबन्धबाधिताः ॥ ५ ॥

અર્થાત્—હે ભવ્યો ! આ ઘોર સસાર સમુદ્રની માફક અપાર અને પ્રાણિયોને ચોરાશી લાખ જીવયોનિયોમા પાડનાર છે ૧ આ સસારરૂપી નાટકશાળામા જીવ, નટ ની માફક નવી ચેષ્ટાઓને કરે છે કોઇવાર શ્રોત્રિયબ્રાહ્મણ બને છે, તો કોઇવાર ચડાળનો વેષ લે છે કોઇવાર સ્વામી, તો કોઇવાર સેવક બને છે અને કોઇવાર બ્રહ્મા, તો કોઇવાર પેટનો કીડો પણ થાય છે ૨ કર્મના યોગથી ભાડે લીધેલી કોટડીની માફક કઇ યોનિમા જતો નથી વારૂ ? અર્થાત્ તમામ યોનિયોમા જાય છે અને તમામ યોનિઓને છોડે છે પોતાના કર્મોની પ્રેરણાથી જુદા જુદા રૂપો વડે સમસ્ત લોકાકાશમા પરિભ્રમણ કરતા આ જીવે, વાળના અગ્રભાગ જેટલુ પણ ક્ષેત્ર બાકી રાખ્યુ નથી કહેવાની મતલબ કે સમસ્ત લોકાકાશમા જીવ અનત વાર જન્મ મરણ કરી ચૂક્યો છે ૪ સસારી જીવો ચાર ભાગોમા વ્હેચાએલા છે—૧ નરક, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય અને ૪ દેવ આ ચારે સ્થિતિયોમા રહેલા જીવો દુ ખયુક્ત અને કર્મના સબધથી બાધિત–પીડાએલા છે ૫

આ ચારે સ્થિતિયોમા રહેલા જીવો પૈકી પ્રથમ નરકગતિના જીવોના દુ ખો તપાસીએ

અસિપત્રવનમા લઇ જવામા આવે છે, ત્યા પરમાધાર્મિકો વાયુ બનાવી વૃક્ષો ઉપરથી ભાલા અને તરવાર જેવા પાદડા પાડે છે તે નારકીના જીવો ઉપર પડવાથી તેઓના તલ તલ જેવડા ટુકડા વારવાર થાય છે ૧૩ વજ્રના કાગવાળા શાલ્મલી નામના વૃક્ષ ઉપર પરમાધાર્મિકો નારકીના જીવોને ચડાવે છે તથા જન્માતરમા પરસ્ત્રીસાથે કરેલી ક્રીડા યાદ કરાવવા પૂર્વક, ધગાવેલી લોઢાની પૂતળીઓ સાથે બાથ ભરાવે છે ૧૪ માસલોલુપી જીવોને તે, પૂર્વભવની વાત યાદ કરાવી તેઓના અગ માહેલું માસ ખવડાવે છે તેમ મધુપાનમા લોલુપતાવાળાઓને તપાવેલ સીસુ પાય છે ૧૫ ભ્રાષ્ટ્ર કદુ મહશૂલ અને કુભીપાકાદિની વેદનાઓ નિરતર અનુભવાવે છે ભડયાની માફક નારકીના જીવોને શેકે છે ૧૬ પાછા મળી ગએલા નારકીના જીવોના નેત્રાદિ અવયવોને બગલા, કક આદિ પક્ષિઓ વડે ખેચવામા આવે છે ૧૭ ઉપર કહ્યા પ્રમાણે મહાદુખો વડે હણાએલા અને સુખના લેશમાત્રથી પણ વર્જિત નારકીના જીવો યાવત્ ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમ સુધી બહુ લાબો કાળ વીતાવે છે ૧૮

રત્નપ્રભા શર્કરાપ્રભા વાલુકાપ્રભા પકપ્રભા ધૂમ પ્રભા તમપ્રભા અને મહાતમ પ્રભા આ સાત નરક પૃથ્વીઓ છે જો કે આ રાતે મૂળ નામો નથી આ તો પૃથ્વીના નામો છે નારકીના મૂળ નામો તો આ છે—ઘર્મા વશા, શૈલા, અજના અરિષ્ટા મઘા અને માઘવતી—એ પ્રમાણે સાત નરકો છે પ્રથમની ત્રણ નરકેમા પરમાધાર્મિક ૧૫ જાતના ભુવનપતિ દેવ વિશેષ છે તેઓના નામ આ છે—અબ, અબરિષ શ્યામ, સબલ, રૂદ્ર ઉપરૂદ્ર કાલ, મહાકાલ અસિ પત્રધનુ, કુભી, વાલુક, વૈતરણી ખરસ્વર અને મહાઘોષ આ નામના પદર

પરમાધામિક દેવો, મિથ્યાદષ્ટિ, પૂર્વજન્મના મહાપાપી, પાપમાં પ્રેમવાળા હોય છે તેઓ અસુરની ગતિ પામી સ્વભાવથી જ નારકીના જીવોને દુખ દેનારા હોય છે સૂયગડાંગ સૂત્રના પાંચમા અધ્યયનમાં નારકીના જીવોના વિવિધ પ્રકારના દુખો સબંધી વિચાર ખડો કરવામાં આવ્યો છે, તેની અંદર ચાર ગાથાઓ અહીં ઉતારીએ, તો તે અસ્થાને નહિ ગણાય

इगालरासिं जलियं सजोति ततोवमं भूमिमणुक्कमता ।
ते डज्झमाणा कलुणं थणंति अरहस्सरा तत्थ चिरट्ठितीया ॥ १ ॥

जइ ते सुया वेयरणी भिदुग्गा णिसिओ जहा खुर इव तिक्खसोया ।
तरंति ते वेयरणीं भिदुग्गा उसुचोइया सत्तिसुहम्ममाणा ॥ २ ॥

कीलेहिं विज्झति असाहुकम्मा नावं उविंते सइविप्पहूणा ।
अन्ने तु सूलाहिं तिसूलियाहिं दीहाहिं विध्धूण अहेकरन्ति ॥३॥

केसिं च बंधित्तु गले सिलाओ उदगंसि बोलंति महालयंसि ।
कलंबुयावालुय मुम्मुरे य लोलंति पचंति अ तत्थ अन्ने ॥४॥

અર્થાત્—' મુદ્ગરથી હણો, તલવારથી છેદો, શૂલથી ભેદો, અગ્નિથી બાળો ' ઇત્યાદિક પરમધાર્મિકના ભયંકર શબ્દો સાંભળી નારકીના જીવો ત્રાસે છે, તેમ ભાગતા ભાગતા આ ઉપરની ચાર ગાથાઓમાં બતાવ્યા પ્રમાણે દુ ખી થાય છે, તેનો અર્થ આ પ્રમાણે છે —અંગારાના ઢગના અને બળતા અગ્નિની ઉપમાવાળી ભૂમિ ઉપર ચાલતા નારકીના જીવો બળે છે ( જો કે નરકની ભૂમિને

અગ્નિની ઉપમા ઘટતી નથી, ત્યા બાદર અગ્નિનો અભાવ છે, તથાપિ નરકના દુખનુ દિગ્દર્શન કરાવવા માટે 'અગારા' 'અગ્નિ' વિગેરેનુ નામ આપવામા આવ્યુ છે ખરૂ જોતા નગરદાહ કરતા પણ અનત ગુણી ઉષ્ણવેદના નરકમા છે ) વળી દીનસ્વરથી રૂદન કરે છે તેઓનો સ્વર ખરખરો થઇ જાય છે, તેઓનુ આયુષ્ય નિકાચિત હોવાથી દીર્ઘકાળ સુધી નરકમા તે જીવોને રહેવુ પડે છે ૧

શ્રીસુધર્માસ્વામી, જબૂસ્વામી પ્રત્યે કહે છે કે "હે જબૂ ! શ્રીમાન્ મહાવીરદેવ પાસેથી મે સાભળ્યુ છે કે-ખરા અને ઉષ્ણ જળને વહન કરનારી, ભયકર દુખને ઉત્પન્ન કરનારી અને અસ્ત્રાના જેવા જેના પ્રવાહો નિત્ય ચાલતા છે એવી વતરણી નામની નદી છે ઉષ્ણભૂમિમા ચાલવાથી અને ઘણી ઘણી રીતે તપ્ત થવાથી તરસ્યા થએલા નારકીના જીવો જળની આશા વડે આ નદી તરફ દોડે છે, પરતુ ત્યા જઈ વૈતરણી નદીને જોઇ ભય ભ્રાત બને છે, તેટલામા તો ત્યા રહેલા પરમાધાર્મિકો 'બાણ' અને 'શક્તિ' નામના શસ્ત્રોથી તે જીવોને વૈતરણી નદીમા તરાવે છે ૨

અત્યન્ત ખારા, ઉના અને દુર્ગંધવાળા વૈતરણીના પાણીથી નારકીના જીવો બહુ જ આકુળ વ્યાકુળ થાય છે, ત્યારે તપેલા લોઢાના હજારો ખીલાવાળુ નાવ પરમાધાર્મિક દેવો વિકુર્વે છે, તેની અદર નારકીના જીવોને ખેચી જવામા આવે છે ખીલાઓ ચારે બાજૂથી તેઓના શરીરમા ખૂચી જાય છે નારકીના શરીરો તત્કાળ ઈંડામાથી નિકળેલા પક્ષીના બચ્ચા જેવા હોય છે તેથી વૈતરણીના જળ વડે તેઓ નષ્ટ સજ્ઞાવાળા થઇ જાય છે, પરતુ ઉના લોઢાના ખીલા લાગવાથી પાછુ કરૂણાજનક રૂદન કરે છે,

દાખના તરીકે દાકતર લેકો જેમ શીશી સુધાડી રેગીને બેભાન કરે છે, તે વખતે શરીરને ધર્મ હોવાથી કાપતી વખતે, ( ઓપરેશન કરતી વખતે ) રેગી અવ્યક્ત શબ્દ કરે છે અને હાથ પગને તરફડાવે છે, તેવી દશા નારકીના જીવોની થાય છે વળી મૂર્ચ્છા પામેલા નારકીના જીવોને અન્ય નરકપાળો (પરમાધાર્મિઓ) શ્રુતી વડે વીંધી તેઓને અધોભૂમિમા લટકાવે છે ૩

વળી કેટલાએક પરમાધાર્મિકો બિચારા અનાથ, અશરણ નારકીના જીવોના ગળામા મોટી શિલા બાધી તેઓને પૂર્વોક્ત સ્વરૂપ વાળી વૈતરણીમા ડુબાડે છે, ત્યાથી કાની કદંબના ફૂલના જેવો જેનો રગ થએલો છે, એવી ( વૈતરણીની ) તપેલી વેળુમા અને ભાઠાની અગ્નિમા લટકાવે છે, તેમજ ચણાની માફક તેઓને શેકે છે, તથા અન્ય નરકપાળો સૂળીમા પરોવી તેઓને માસની પેશીની માફક પકાવે છે ૪

ઇત્યાદિ નરકની વેદનાઓ ઘણીજ ભયકર છે, તેનું માત્ર ટૂક સ્વરૂપ બતાવ્યુ છે ઉપર કહેલી સાતે નરકોમા આયુષ્ય અને શરીર ભિન્ન ભિન્ન છે તેનો અહીં વિસ્તાર ન કરતા, હવે પૂર્વ નિયમાનુસાર તિર્યચની સ્થિતિ તરફ ધ્યાન કરીએ

**તિર્યચગતિના દુખ**

तिर्यग्गतिमपि प्राप्ता मप्राप्यैकेन्द्रियादिताम् ।
तत्रापि पृथिवीकायरूपता समुपागता ॥ १ ॥

हलादिशस्त्रै पाट्यन्ते मृद्यन्तेऽश्वगजादिभि ।
वारिप्रवाहै प्लाव्यन्ते दह्यन्ते च दवाग्निना ॥ २ ॥

અગ્નિની ઉપમા ઘટતી નથી, ત્યા બાદર અગ્નિનો અભાવ છે, તથાપિ નરકના દુખનુ દિગ્દર્શન કરાવવા માટે 'અગારા' 'અગ્નિ' વિગેરેનુ નામ આપવામા આવ્યુ છે ખરૂ જોતા નગરદાહ કરતા પણ અનત ગુણી ઉષ્ણવેદના નરકમા છે ) વળી દીનસ્વરથી રૂદન કરે છે તેઓનો સ્વર ખરખરો થઇ જાય છે, તેઓનુ આયુષ્ય નિકાચિત હોવાથી દીર્ઘકાળ સુધી નરકમા તે જીવોને રહેવુ પડે છે ૧

શ્રીસુધર્માસ્વામી, જબૂસ્વામી પ્રત્યે કહે છે કે "હે જબૂ ! શ્રીમાન્ મહાવીરદેવ પાસેથી મે સાભળ્યુ છે કે-ખરા અને ઉષ્ણ જળને વહન કરનારી, ભયકર દુખને ઉત્પન્ન કરનારી, અને અસ્ત્રાના જેવા જેના પ્રવાહો નિત્ય ચાલતા છે, એવી વતરણી નામની નદી છે ઉષ્ણભૂમિમા ચાલવાથી અને ઘણી ઘણી રીતે તપ્ત થવાથી તરસ્યા થએલા નારકીના જીવો જળની આશા વડે આ નદી તરફ દોડે છે, પરતુ ત્યા જઇ વૈતરણી નદીને જોઇ ભયભ્રાત બને છે, તેટલામા તો ત્યા રહેલા પરમાધાર્મિકો 'બાણુ' અને 'શકિત' નામના શસ્ત્રોથી તે જીવોને વૈતરણી નદીમા તરાવે છે ૨

અત્યન્ત ખારા, ઉના અને દુર્ગધવાળા વૈતરણીના પાણીથી નારકીના જીવો બહુ જ આકુળ વ્યાકુળ થાય છે, ત્યારે તપેના લોઢાના હજારો ખીલાવાળુ નાવ પરમાધાર્મિક દેવો વિકુર્વે છે, તેની અદર નારકીના જીવોને ખેચી જવામા આવે છે ખીલાઓ ચારે બાજુથી તેઓના શરીરમા ખૂચી જાય છે નારકીના શરીરો તત્કાળ ઈંડામાથી નિકળેલા પક્ષીના બચ્ચા જેવા હોય છે તેથી વૈતરણીના જળ વડે તેઓ નષ્ટ સજ્ઞાવાળા થઇ જાય છે, પરતુ ઉના લોઢાના ખીલા લાગવાથી પાછુ કરૂણાજનક રૂદન કરે છે,

દાખલા તરીકે દાકતર લોકો જેમ શીશી સુધાડી રોગીને બેભાન કરે છે, તે વખતે શરીરનો ધર્મ હોવાથી કાપતી વખતે, ( ઓપરેશન કરતી વખતે ) રોગી અવ્યક્ત શબ્દ કરે છે અને હાથ પગને તરફડાવે છે, તેવી દશા નારકીના જીવોની થાય છે વળી મૂર્ચ્છા પામેલા નારકીના જીવોને અન્ય નરકપાળો (પરમાધાર્મિઓ) સૂચી વડે વીધી તેઓને અધોભૂમિમા લટકાવે છે ૩

વળી કેટલાએક પરમાધાર્મિકો બિચારા અનાથ, અશરણ નારકીના જીવોના ગળામા મોટી શિલા બાધી તેઓને પૂર્વોક્ત સ્વરૂપ વાળી વૈતરણીમા ડુબાડે છે, ત્યાથી કાઢી કદંબના ફૂલના જેવો જેનો રગ થએલો છે, એવી ( વૈતરણીની ) તપેલી વેળુમા અને ભાઠાની અગ્નિમા લટકાવે છે, તેમજ ચણાની માફક તેઓને શેકે છે, તથા અન્ય નરકપાળો સૂળીમા પરોવી તેઓને માસની પેશીની માફક પકાવે છે ૪

ઇત્યાદિ નરકની વેદનાઓ ઘણીજ ભયકર છે, તેનું માત્ર ટૂક સ્વરૂપ બતાવ્યુ છે ઉપર કહેલી સાતે નરકોમા આયુષ્ય અને શરીર ભિન્ન ભિન્ન છે તેનો અહી વિસ્તાર ન કરતા, હવે પૂર્વ નિયમાનુસાર તિર્યચની સ્થિતિ તરફ ધ્યાન કરીએ

## તિર્યચગતિમા દુ ખ

तिर्यग्गतिमपि प्राप्ता सम्प्राप्यैकेन्द्रियादिताम् ।
तत्रापि पृथिवीकायरूपता समुपागता ॥ १ ॥

हलादिशस्त्रै पाट्यन्ते मृध तेऽश्वगजादिभि ।
वारिप्रवाहै शाव्यन्ते दह्यते च दवाग्निना ॥ २ ॥

व्यथ्यन्ते लवणाचाम्लमूत्रादिसलिलैरपि ।
लवणक्षारता प्राप्ता वनथ्यन्ते चोष्णवारिणि ॥ ३ ॥
पच्यन्ते कुम्भकाराद्यैः कृत्वा कुम्भेष्टकादिसात् ।
चीयन्ते भित्तिमध्ये च नीत्वा कर्दमरूपताम् ॥ ४ ॥
अप्कायता पुनः प्राप्तास्ताप्यन्ते तपनांशुभिः ।
घनीक्रियन्ते तुहिनैः संशोष्यन्ते च पांशुभिः ॥ ५ ॥
क्षारेतररसाश्लेषाद् विपद्यन्ते परस्परम् ।
स्थालन्तःस्था विपच्यन्ते पीयन्ते च पिपासितैः ॥६॥
तेजःकायत्वमाप्ताश्च विध्याप्यन्ते जलादिभिः ।
घनादिभिः प्रकुट्यन्ते ज्वाल्यन्ते चेन्धनादिभिः ॥७॥
वायुकायत्वमप्याप्ता हन्यन्ते व्यजनादिभिः ।
शीतोष्णादिद्रव्ययोगाद् विपद्यन्ते क्षणे क्षणे ॥ ८ ॥
प्राचीनाद्यास्तु सर्वेऽपि विराध्यन्ते परस्परम् ।
मुखादिवातैर्बाध्यन्ते पीयन्ते चोरगादिभिः ॥ ९ ॥
वनस्पतित्वं दशधा प्राप्ताः कन्दादिभेदतः ।
छिद्यन्ते वाथ भिद्यन्ते पच्यन्ते चाग्नियोगतः ॥ १० ॥
संशोष्यन्ते निपिष्यन्ते प्लुष्यन्तेऽयो यवपणैः ।
क्षारादिभिश्च दह्यन्ते सन्धीयन्ते च भोक्तृभिः ॥ ११ ॥
सर्वावस्थासु खाद्यन्ते भज्यन्ते च प्रभञ्जनैः ।
क्रियन्ते भस्मसाद् दावैः मूल्यन्ते सरित्प्लवैः ॥१२॥
सर्वेऽपि वनस्पतयः सर्वथा भोज्यतां गताः ।
सर्वैः शस्त्रैः सदैवानुभवन्ति क्लेशसंततिम् ॥ १३ ॥
द्वीन्द्रियत्वे च ताप्यन्ते पीयन्ते पूतरादयः ।
चूर्ण्यन्ते कृमयः पादैः भक्ष्यन्ते चटकादिभिः ॥१४॥

शंखादयो निखन्यन्ते निकृष्यन्ते जलौकस ।
गण्डूपदाद्या पात्यन्ते जठरादौषधादिभि ॥ १५ ॥
त्रीन्द्रियत्वेऽपि सम्प्राप्ते पट्पदीमत्कुणादय ।
विमृद्यन्ते शरीरेण ताप्यन्ते चोष्णवारिणा ॥ १६ ॥
पिपीलिकास्तु तुद्यन्ते पादै समार्जनेन च ।
अदृश्यमाना कुन्थ्वाद्या मथ्यन्ते वासनादिभि ॥१७॥
चतुरिन्द्रियताभाज सरघाभ्रमरादय ।
मधुमक्षैर्विराध्यन्ते यष्टिलोष्टादिताडनै ॥ १८ ॥
ताड्यन्ते तालवृन्ताद्यैर्द्राग् दशमशकादय ।
ग्रस्यन्ते गृहगोधाद्यैर्मक्षिकामर्कटादय ॥ १९ ॥
पञ्चेन्द्रिया जलचरा खाद्यन्तेऽन्योन्यमुत्सुका ।
धीवरै परिगृह्यन्ते गिल्यन्ते च बकादिभि ॥ २० ॥
उत्कील्यन्ते त्वचयद्भि प्राप्यन्ते च भटित्रताम् ।
भोक्तुकामैर्विपाच्यन्ते निगाल्यन्ते वसार्थिभि ॥२१॥
स्थलचारिषु चोत्पन्ना अबला बलवत्तर ।
मृगाद्या सिंहप्रमुखैर्मार्यन्ते मांसकाङ्क्षिभि ॥ २२ ॥
मृगयासक्तचित्तैस्तु क्रीडया मांसकाम्यया ।
नरैस्तत्तदुपायेन हन्यन्तेऽनपराधिन ॥ २३ ॥
क्षुधापिपासाशीतोष्णातिभारारोपणादिना ।
कशाङ्कुशप्रतोदैश्च वेदना प्रसहन्त्यमी ॥ २४ ॥
खेचरास्तित्तिरिशुककपोतचटकादय ।
श्येनसिञ्चानगृध्राद्यैर्ग्रस्यन्ते मांसगृध्नुभि ॥ २५ ॥
मांसलुब्धै शाकुनिकैर्नानोपायप्रपञ्चत ।
संगृह्य प्रतिहन्यन्ते नानारूपैर्विडम्बिते ॥ २६ ॥

जलाग्निपवनाद्यैर्भयं तिरश्चां सर्वतो भयम् ।
कियद्वा वर्ण्यते स्वस्वकर्मबन्धनिबन्धनम् ॥ २७ ॥

અર્થાત્—તિર્યંચગતિને પામેલા જીવો પ્રથમ એકેંદ્રિયપણાને પામે છે, એકેંદ્રિયમા પણ પ્રથમ પૃથ્વીકાયને પામેલા જીવોની સ્થિતિ આ પ્રમાણે છે. ૧.

પૃથ્વીકાયના જીવો, હલાદિશસ્રો વડે ચીરાય છે, હાથી, ઘોડા વિગેરેથી ખુંદાય છે, જલના પ્રવાહ વડે તણાય છે અને અગ્નિવડે બળે છે ૨

ખારા, કષાયલા, ખાટા અને મૂત્રાદિકના પાણી વડે દુભાવવામા આવે છે, તેમ લવણની માફક ખારાપણાને પામેના પૃથ્વીના જીવોને ઊના પાણીમા ઉકાળવામા આવે છે ૩

કુંભાર વિગેરે લોકો તેને ઘડા, ઇંટ વિગેરેના રૂપમા બનાવી પકાવે છે, અને કિચ્ચડરૂપ કરી તે પૃથ્વીના જીવો ભીંતમા ચણવાના કામમા આવે છે ૪

ત્યાર પછી ( જલ સ્વરૂપને પામેલા જીવો અપ્કાય કહેવાય છે ) અપ્કાયને પામેના જીવો સૂર્યના કિરણોથી તપાવાય છે, હિમના સંયોગથી પથ્થર તુલ્ય ( બરફ ) બને છે, તેમ ધૂલ વડે શોષી જવામા આવે છે ૫

ખારા અને બીજા ઇતર—મીઠા પાણીના જીવોની મેળવણી થવાથી પરસ્પર વિપદને પામે છે, પાત્રની અંદર પાણીના જીવને ઉષ્ણ કરવામા આવે છે તથા પીવાની ઇચ્છાવાળા પ્રાણિઓ તેને પી જાય છે ૬

અગ્નિકાયને પામેના જીવોને પાણી વડે બુઝાવી નાખવામા આવે છે, તેમજ ( તપેલા લોઢામા રહેલા અગ્નિના જીવોને )

ઘણ અને હથોડાઓ વડે કૂટવામા આવે છે, અને ઇધણ વિગેરેથી બાળવામા આવે છે ૭

વળી વાયુકાયને પામેલા વાયરાના જીવો, પખા વિગેરેથી હણાય છે, તેમજ શીત, ઉષ્ણ વિગેરે વસ્તુઓનો યોગ થતી વેળાએ ક્ષણે ક્ષણે વિનાશને પામે છે ૮

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણનો વાયુ પરસ્પર અથડાવાથી મરણ પામે છે, મુખમાથી નિકળતા વાયુ વડે પણ વાયુકાયના જીવો પીડા પામે છે, તેમજ સર્પ વિગેરે વાયુનુ ભક્ષણ કરે છે.

સૂરણ વિગેરે દસ પ્રકારના કદના ભેદથી વનસ્પતિપણાને પામેલા જીવો છેદાય છે, ભેદાય છે તેમજ અગ્નિના સબધથી પકાવવામા આવે છે ૧૦

સુકવવામા આવે છે, પીલવામા આવેછે અને અન્યોઅન્ય ઘસારાથી ( ઉપન્ન થએલ અગ્નિ વડે ) બાળી નાખવામા આવે છે ક્ષાર વિગેરે પદાર્થોથી પણ બળે છે તેમજ ભોજનના રસીઆઓ તો તેનું આથણુ કરી નાખે છે ૧૧

નાની અને મોટી તમામ અવસ્થાવાળી વનસ્પતિઓ ખાવામા આવે છે, વાવાઝોડા વડે ભાગી નાખવામા આવે છે, દાવાનલ તેને ભસ્મસાત્ કરે છે, તેમજ નદીના પ્રવાહો તેને જડમૂળથી ઉખેડી નાખે છે ૧૨

સર્વ વનસ્પતિઓ સર્વ પ્રાણીયોના ભોગમા આવે છે, તથા સર્વ શસ્ત્રોવડે હમેશા કલેશની પરપરાને અનુભવે છે કહેવાની મતલબ એ છે કે, સર્વ વનસ્પતિઓ અમુક જાતિના જીવોને અનુકૂલ નથી, તેથીજ એવુ લખ્યુ છે કે, સવ જાતિના જીવોના ભોગમા સામાન્ય રીતે આવે છે, પરતુ સર્વ વનસ્પતિઓ સર્વના

એટલે દરેકના ભોગમા આવે છે, એમ સમજવુ નહિ લોકમા કહેવત છે કે ‘ ઊંટ મૂકે આકડો અને બકરી મૂકે કાકરો ” આ કહેવતથી પણ સિદ્ધ થાય છે કે દરેક જાતની વનસ્પતિઓ ઉપ ભોગમા આવી શકે છે ૧૩

બેઇન્દ્રિયપણુ પામ્યે છતે પોરા પ્રમુખ જીવો તપાવવામા આવે છે, તથા જળની સાથે પી જવામા પણ આવે છે કૃમ કીડાઓ પગ વડે ચૂર્ણ કરવામા આવે છે, તેમ ચકલા વિગર તેનુ ભક્ષણ પણ કરે છે

બેઇન્દ્રિય શખાદિક જીવોનો ઉપરનો માળવાળો ભાગ ઉખેડી નાખવામા આવે છે, તેમ જળોને ખરાબ લોહી પઈ નીચોવી નાખવામા આવે છે, વળી પેટમાથી કરમીઆનો ઔષધાદિ વડે નાશ કરવામા આવે છે ૧૫

તેઇન્દ્રિયપણને પામેલા જૂ અને માકણ વિગેરે પ્રાણિયો શરીરવડે કચરાય છે, તેમજ તેઓને ( પાપી, ધર્મથી અજાણ પુરુષો વડે પોતાના સુખને માટે ઉના પાણીથી તપાવીને મારી નાખવામા આવે છે ૧૬

કીડી, મકોડા અને ધીમેલ વિગેરે જીવો પગ વડે અને ખજૂરીની સાવરણીથી દુખી થાય છે, તેમ કેટલાક મરે છે પણ ખરા, વળી નહિ દેખાતા એવા કુંથુઆ વિગેરે જીવો આસનાદિ વડે દબાય છે ૧૭

ચતુરિન્દ્રિયપણાને પામેલા મધુમક્ષિકા ( મધમાખી ) અને ભ્રમર વિગેરે જીવોને મધુ ગ્રહણ કરનાર પુરુષો લાકડી અને પથ્થર વિગેરેથી મારે છે ૧૮

પંખા વિગેરેથી ડાંસ, મચ્છર અને ચાચડ વિગેરે જીવો

જલદી તાન પામે છે તેમ માખી અને કરોળીયા વિગેરે જીવોનું ગરોળી આદિ જીવો ભક્ષણ કરી જાય છે ૧૯

હવે પચેન્દ્રિયપણાને પામેલા જીવો ત્રણ પ્રકારના છે જલચર, સ્થલચર, અને ખેચર તેઓની દશા આ પ્રમાણે થાય છે જલચર જીવો માહોમાહે એક બીજાને ખાવાને ઉત્સુક રહે છે, મચ્છીમાર લોકો તેને પકડે છે તેમ બગલા વિગેરે માંસાહારી પક્ષીઓ તેમને જીવતા ગળી જાય છે ૨૦

ચામડીના અર્થી લોકો તેઓની ચામડી ઉતારી લે છે જગલી લોકો ભક્ષણ કરે છે ખાવાની ઇચ્છાવાળા નિષ્ઠુર હૃદયવાળા પુરુષો તેમને પકાવે છે અને ચરબીના અર્થી લોકો તેઓને ગાળે છે ૨૧

સ્થલચર યોનિમા ઉત્પન્ન થએલા માંસાહારી સિંહ વિગેરે વધારે બળવાન જીવો મૃગ વિગેરે નિર્બળ જીવોને મારી નાખે છે ૨૨

માંસની ઇચ્છા વડે અને ક્રીડામાત્રથી શિકારી પુરુષો અનેક ઉપાયોએ કરીને નિરપરાધી જીવોને હણી નાખે છે ૨૩

ભૂખ, તૃષા, ટાઢ, તડકો અને વધુ ભાર નાખવા વિગેરેથી તેમ ચાબુક, અંકુશ અને પરોણાની આર પ્રમુખથી ઘોડા, હાથી અને બળદ વિગેરે જીવો વેદના સહન કરે છે ૨૪

તેતર, શુક, કબૂતર અને ચકલા વિગેરે ખેચર જીવોને, શ્યેન, સિંચાણા અને ગીધ પ્રમુખ માંસભક્ષી પક્ષિઓ ગળી જાય છે ૨૫

માંસના લોભીઆ શાકુનિકો એટલે પક્ષિઓને પકડવાનું કામ કરનાર પુરુષો, વિવિધ પ્રકારના ઉપાયો વડે કરીને નાના પ્રકારની વિડંબનાઓથી પક્ષિઓને પકડીને મારે છે ૨૬

પાણી, અગ્નિ અને શસ્ત્ર વિગેરેથી ઉત્પન્ન થતો ભય, તિર્યંચોને સર્વ બાજૂએથી રહેલો હોય છે, જેમા પોત પોતાના કર્મબંધની જ કારણતા હોય છે, તે બધુ અહીંઆ કેટલુ વર્ણવી શકાય ? મતલબ કે સર્વજ્ઞ સિવાય સંપૂર્ણ રીતે કોઇ કહી શકે નહિ ૨૭

ઉપર બતાવેલી હકીકતને લગાર સ્પષ્ટતાથી જોઇએ એકેન્દ્રિય જીવોથી લઇ મનુષ્ય, નરક અને દેવોને વર્જીને તમામ પંચેન્દ્રિય પર્યન્ત તિર્યંચ સંજ્ઞા છે તિર્યંચના ભેદ ૪૮ છે તેમા એકેન્દ્રિયના ભેદ ૨૨ છે બાકી છવીસ ભેદવાળા તિર્યંચો રહ્યા, તેઓમાના ૨૦ ભેદ જીવો પરસ્પર ભક્ષક છે જ્યારે દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયના ૭ ભેદ અન્યોન્ય ભક્ષક નથી પરંતુ તેઓ અન્યભક્ષક છે દાખલા તરીકે, કીડી કીડીને ખાતી નથી, માટે તે અન્યોન્યભક્ષક ન કહેવાય, પરંતુ કીડી ચેળને ખાય છે, તેથી તે અન્યભક્ષક છે " जीवो जीवस्य भक्षणम् " ' જીવ જીવનુ ભક્ષણ કરે છે, ' આ વાક્યથી એમ સમજાય છે કે, મચ્છ ગલાગલ સંસાર છે એટલે કે એક મત્સ્ય જેમ બીજા મત્સ્યને ગળી જાય છે, તેમ સમજવુ જીવોનુ જીવન સર્વત્ર ભયગ્રસ્ત છે જીવ આ પ્રમાણે જાણે છે છતા કરોળીયાની માફક પોતાનો બચાવ કરવા જતા બંધનમા પડે છે એટલે કે રાત્રે ગરોળીના ભયથી કરોળીઓ પોતાની લાળ વડે પોતાનુ શરીર વીટે છે પરંતુ સવાર થતા સુધીમા તે લાળ સૂકાઇ જવાથી મજબૂત થઇ જાય છે, તેથી કરોળીઓ તેમાથી નિકળી શકતો નથી અને ત્યાજ મરણને શરણ થાય છે તેજ પ્રમાણે મનુષ્ય પણ પોતાના સુખને માટે ધન ધાન્ય, ઘર, બાર, પુત્ર અને પરિવારને વધારે છે, પછી તેની મોહજાળમા ફસાઇ આત્મકલ્યાણનો હેતુ—ચારિત્રરૂપ ધર્મને

પામી શકતો નથી તથા મરણ પામી પૂર્વોકત નરક અને તિર્યંચ ગતિના દુ ખો પામે છે પરવશ પડેના તિર્યંચો ભુખ, તરસ, તાડન અને તર્જનાદિ દુ ખો સહન કરે છે તે દુ ખો જોઇને કઠોર હૃદયવાળો માણસ એકવાર તો દયાર્દ્રભાવવાળો થાય જ કર્મને આધીન થઇ તે જીવો જે કષ્ટ સહન કરે છે, તેનો સોમો ભાગ પણ જો ધર્મને આધીન થઇ જીવો કષ્ટ સહન કરવા કબૂલ કરે, તો જરૂર ઉત્તમ ગતિ મેળવે, તેમા બિલકુલ શક નથી પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પાચ પ્રકારના સ્થાવરોમા જીવ છે, એવુ જૈન શાસ્ત્રકારો નિ શક રીતે માને છે જ્યારે ઇતર શાસ્ત્રકારો ' અગ્નિ ' સિવાય બાકીના સ્થાવરોમા જીવ હોવાનો સ્વીકાર કરે છે, પરતુ આજકાલ સાયન્સમા આગળ વધતા લોકો પાચે સ્થાવરોમા જીવો હોવાનુ સ્વીકાર કરે છે એટલા માટે સ્થાવર જીવોની યતના કરવી જોઇએ વળી બે ઇન્દ્રિયવાળા જીવોથી લઇ કરીને પચેન્દ્રિય સુધીના તમામ ત્રસ જીવોની ગૃહસ્થોએ રક્ષા કરવી જોઇએ જેથી ભવાન્તરમા સુખ સમૃદ્ધિના પાત્ર થઇ, પૂર્વોકત નરક અને તિર્યંચ ગતિયોનો ક્ષય કરી, ઉત્તરોત્તર મનુષ્ય અને દેવગતિના સબધથી પણ મુકત થઇ મોક્ષ ગતિને પામી શકાય

'મનુષ્ય ગતિને દેવો પણ ચાહે છે, તેમ સત પુરૂષો (મનુષ્યો) દેવતાનુ સુખ ચાહે છે, તેથી મનુષ્ય અને દેવ બન્ને ગતિઓ ચાહવા લાયક છે, તો તેનો સબધ છોડવો અભીષ્ટ કેમ માનો છો ?' એમ કોઇ પ્રશ્ન કરે, તો તેનો ઉત્તર એટલોજ છે કે—મનુષ્યગતિ અને દેવગતિ દુ ખમિશ્રિત છે, તેથી હેય છે, મોક્ષગતિ નિરાબાધ હોવાથી ઉપાદેય છે, આ મનુષ્યગતિ દુ ખમિશ્રિત કેવી રીતે છે, તે જૂઓ —

તે દુખ, ગર્ભવાસના દુઃખ કરતા પણ અનતગુણુ સમજવુ તેમજ જન્મ કરતા અનત ગુણું દુખ મરણુ સમયે પ્રાણીઓ અનુભવે છે ૭

મનુષ્ય બાલ્યાવસ્થામા પેસાબ અને વિષ્ઠાની ક્રિયાથી લાજતો નથી, યૌવનાવસ્થામા પણ અશુચિથી ભરપૂર મૈથુનક્રિયાથી લાજતો નથી અને વૃદ્ધાવસ્થામા શ્વાસ–કાસાદિના જ્વરથી મુખમાથી લાળ પડે છે, તેથી પણ શરમાતો નથી ૮ પ્રથમ અવસ્થામા મનુષ્ય વિષ્ઠાના ભૂડ તુલ્ય છે, યૌવનાવસ્થામા કામદેવના જોરથી ગર્દભ જેવો થાય છે, અને વૃદ્ધપણામા ઘરડા બળદની માફક બને છે, તેથી પુરૂષ કદાપિ પુરૂષપણે રહેતો નથી, અર્થાત્ ધર્મ વિનાનો નર ખર ગણાય છે ૯ બાલ્યાવસ્થામા મનુષ્ય માતાને આધીન રહે છે, તરૂણાવસ્થામા તરૂણીને વશ થાય છે, અને વૃદ્ધાવસ્થામા પુત્રાદિકના પ્રેમમા મગ્ન રહે છે, પરતુ કોઇવાર આ મૂર્ખ આત્મદૃષ્ટિવાળો થતો નથી ૧૦ ધનની આશામા વ્યાકુળ થયેલો પુરૂષ સેવા ખેડ, વેપાર, તથા પશુપાલન આદિ કર્મોવડે જન્મ નિષ્ફળ ગુમાવે છે ૧૧ કોઇ ઠેકાણે ચોરી, તો કોઇ ઠેકાણે જુગટુ, અથવા કોઇ વખતે નાસ્તિકોની સોબત–એ પ્રમાણે મનુષ્યાવતાર પામીને પણ મનુષ્યોને ફરીને ભવભ્રમણનુ કારણ પ્રાપ્ત થાય છે ૧૨ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયના ભાજન સમાન આ મનુષ્યાવતારને પામીને જે પાપકર્મ કરવુ, તે સોનાના ભાજનમા મદિરા ભરવા સમાન છે ૧૩ અનુત્તર વિમાનના દેવો પણ જે મનુષ્યભવની પ્રાપ્તિની પ્રયત્ન પૂર્વક આશા કરે છે, તેજ મનુષ્યજન્મરૂપ રત્નને પામીને જીવો તેને પાપમા લગાડે છે ૧૪ નરકનું દુખ તો પરોક્ષ છે, પરતુ જે મનુષ્યનુ દુઃખ આપણુને પ્રત્યક્ષ છે, તેનુ વિસ્તાર પૂર્વક વર્ણન શા માટે કરવું ? ૧૫

આ સસારમા વસતા પુરૂષોને એકાન્તથી સુખ તો છેજ

નહિ, અને તે કોઇ પ્રકારનું દુ ખ મનુષ્યને માથે રહેલું જ હોય છે તેજ કારણથી સમયના પ્રમાણમા સો વર્ષનું આયુષ્ય પણ જીવો ભોગવી શકતા નથી કોઇને માનસિક તો કોઇને શારીરિક અથવા તો કોઇને વાચિક દુ ખ હોય છે પ્રથમ તો મનુષ્યજન્મ પૂર્વોકત દશ દૃષ્ટાન્તોથી દુર્લભ છે, તે પામ્યો તોપણ ધનનું દુ ખ, ધન મળ્યુ તો પુત્રનુ દુ ખ, પુત્ર થયો તો તેના પાલણપોષણનુ દુ ખ ઇત્યાદિ ઉત્તરોત્તર દુ ખ પરપરા ચાલ્યા જ કરે છે રકથી રાજા પર્યન્ત કોઇ સુખી નથી કદાચિત્ અન્ય લોકોની અપેક્ષાએ કોઇને સુખી કહીએ, તો તે જિન અનગાર અર્થાત્ જૈન સાધુઓ છે તે પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવ અનુસાર ચારિત્રનો આદર કરનારા જ, નહિ કે આડબરી, ખટપટી કે દાંભિક

કેવળ મોક્ષતત્ત્વના અભિલાષી, સ્વપરને શાંતિ કરનાર, સર્વથા પરિગ્રહના ત્યાગી, જ્ઞાનાદિ આત્મગુણોના ભોગી, પરભવના વિયોગી, સ્વભાવના યોગી, પચ મહાવ્રતના ધારક, વિકથાદિ પરિહારક, સત્ય અને સંતોષાદિ ગુણોના ધારક, મોહમ નના ગુપ્તદૂષણદર્શક, સદાગમના સગી, શ્રીવીરપરમાત્માના યથાર્થ વાક્યના રગી, નિસ્પૃહી, નિર્મોહી અને મુમુક્ષુ જનો જ સુખી છે બાકી અન્ય વેષધારી પુરૂષો પ્રત્યક્ષ વિડબના પામતા દૃષ્ટિગોચર થાય છે તે સિવાય ગૃહસ્થો પણ લાખો યા કરોડો રૂપીયાના સ્વામી હોય, તો પણ રાત દિવસ આધિ, વ્યાધિ અને ઉપાધિથી ત્રસ્ત બનેલા રહે છે આ સબધમા એક બ્રાહ્મણનું દૃષ્ટાન્ત ખાસ ધ્યાન આપવા લાયક છે

" એક બ્રાહ્મણ ઉપર કોઇ સત મહાત્મા પ્રસન્ન થયા, તેમણે બ્રાહ્મણને કહ્યુ —' તુ જે માગે તે આપુ ' બ્રાહ્મણે કહ્યુ —' હ

માસની અવધિ આપો, દુનિયામાં સુખીમાં સુખી કોણ છે ? તે બાબતનો પહેલાં અનુભવ કર, પછી તેનું સુખ માગીશ '

સતી કહ્યું ' ઠીક ના, અનુભવ કર '

હવે બ્રાહ્મણ અનુભવ કરવા ચાલી નિકળ્યો. પ્રથમ તો રાજ-વંશી નગીની સેવા કરવા લાગ્યો, પરંતુ ત્યાં તે ા દિવસોમાં તેને અનુભવ મળ્યો કે, અમુક નર અમુકનું મરણ ચાહે છે, તો અમુક અમુકને મારવા લાલચ આપે છે આપસ આપસમાં વિશ્વાસ રાખતા નથી, એક બીજાનું મોકલેલ ભોજન ખાતા નથી, ઇત્યાદિક દશા જોઇ બ્રાહ્મણ રાજવંશીઓને છોડી પંડિતોની સેવા કરવા લાગ્યો, ત્યાં થોડા દિવસ ગયો, તેટલામાં તો માલુમ પડ્યું કે પંડિતો એક બીજાની કીર્તિ સહન કરી શકતા નથી, વાદવિવાદમાં કલેશ ઉભો કરે છે, ધર્મ વ્યવસ્થા આપવામાં શાસ્ત્રથી ઉલટા ચાલે છે, અને રાત દિવસ વાદીના ભયથી શાસ્ત્રો જોવામાં એવા તો મચી પડ્યા છે કે સુખે અન્ન પાણી પણ લેતા નથી, છાત્રોને ભણાવવામાં પરોપકાર છતાં, તેમાં ખુશી નથી, તથાપિ પોતાને પૈસા આપનારને જ્ઞાની ધ્યાની અને ઉત્તમવંશી બનાવી ભણાવે છે ઇત્યાદિ પંડિતોની દુર્દશા જોઇ ચકિત બની બ્રાહ્મણ ત્યાંથી ઉઠ્યો અને વેપારી વર્ગનો અનુભવ લેવાની ઇચ્છાથી બજારમાં ગયો ત્યાં અનેક પ્રકારના વેપારીઓને દુઃખી હાલતમાં પ્રત્યક્ષ જોયા હવે તે એક મોટા શેઠની હવેલી પાસે ગયો ત્યાં હાથી ઘો ા, ગાડી વાડી, અને હથિયાર બંધ સિપાઇઓ ની ટોળી-ઇત્યાદિક શોભા થઇ રહી છે, લોકો શેઠના ગુણગાન કરી રહ્યા છે ભાટ-ચિરણાવળી બોલી રહ્યા છે ' કુલની વૃદ્ધિ થાઓ ', જય, જય, થાઓ ' ઇત્યાદિક શબ્દોથી આશીર્વચનો ઉચ્ચારી રહ્યા છે એ પ્રમાણેનો ઠાઠમાઠ જોઇ બ્રાહ્મણ કાંઇક સંતોષ પામી વિચાર કરે છે કે, દુનિયામાં સુખી તો આજ નરવર

માલૂમ પડે છે, માટે માગું તો આ શેઠના સુખ જેવું સુખ માગું પણ બ્રાહ્મણે ફરીને વિચાર થયો કે—એકવાર ખુદ શેઠને મળી સાક્ષાત્કાર કરી પછી નિર્ણય કરવો આમ ધારી જેવો શેઠના દરવાજામાં પેસવા જાય છે તેટલામાં ચોકીદારોએ રોક્યો. ચોકીદાર બોલ્યો 'क्या काम है ?' બ્રાહ્મણે જવાબ આપ્યો, 'सेठका दर्शन करना है' ચોકીદારે કહ્યું, 'अच्छा सेठको खबर देते हैं, खडे रहो,' બિચારો બ્રાહ્મણ દરવાજામાં ઉભો રહ્યો. સિપાઇ અંદર ગયો અને શેઠને કહ્યું 'सेठ साहेब ! एक ब्राह्मण आपका दर्शन करना चाहता है,'

શેઠે વિચાર્યું કે, કોઇ માગણ હશે, એમ ધારી સિપાઇને કહ્યું 'भीतर मत आने दो'

હવે સિપાઇ દરવાજા ઉપર આવી બ્રાહ્મણ પાસે જઇ બોલ્યો 'सेठको फुरसद नहीं है'

બિચારો બ્રાહ્મણ લમણે હાથ દઇ એક ઓટલા ઉપર જઇ બેઠો શેઠ કોઇ કાર્ય માટે બહાર નિકળ્યા, એટલે હાથ જોડી ઉભો રહ્યો, પરંતુ સિપાઇએ બોલવા દીધો નહિ શેઠની ગાડી ચાલી ગઇ શેઠ પાછા આવ્યા, ત્યારે પણ પૂર્વની માફક બ્રાહ્મણ ઉભો થયો આ વખતે શેઠે મુનીમને કહ્યું, કે 'આ બ્રાહ્મણને સીધું જોઇતું હોય, તો અપાવજો' આમ કહી શેઠ હવેલીમાં ગયા, મુનીમ બ્રાહ્મણને પૂછે છે કે 'તમારે શું જોઇએ છે ?' બ્રાહ્મણ બોલ્યો— 'મારે એક વાર શેઠને મળવું છે'

મુનીમ શેઠ પાસે જઇ બોલ્યો–' સાહેબ ! તે તો આપને મળવા માગે છે ' શેઠે વિચાર્યું કે મારી પાસે આવીને વધુ માગશે,

हा प्राणेश ! प्रभो ! देव ! प्रसीदेति सगद्गदम् ।
परैर्मुषितसर्वस्वा भाषन्ते दीनवृत्तय ॥ ५ ॥

प्राप्तेऽपि पुण्यत स्वर्गे काममोधभयातुरा ।
न स्वस्थतामश्नुवते सुरा वा दर्पिकादय ॥ ६ ॥

अथ च्यवनचिह्नानि दृष्ट्वा बुद्ध्या विमृश्य च ।
विलीयन्तेऽथ जल्पन्ति क्व निलीयामहे वयम् ॥ ७ ॥

અર્થાત્—શોક અસહિષ્ણુતા, ખેદ, ઈર્ષ્યા અને દીનતાદિ વડે હતબુદ્ધિ દેવોમા પણ દુ ખ તુ સામાન્ય અનુભવાય છે અર્થાત્ દેવોમા પણ મનુષ્યની માફક શોક, અસહનશીનતા, ખેદ, ઈર્ષ્યા અને દીનતાદિ દુર્ગુણો રહેલા છે ૧ ઋદ્ધિવાળા બીજા મોટા દેવોની લક્ષ્મીને જોઈને અને પૂર્વજન્મ સબધી પોતાનું જીવન તપાસીને પોતે તેમા ઉપાર્જન કરેના અ પપુણ્યને લીધે ઘણા કાળ સુધી દેવતાઓ દિલગીર થાય છે ૨ પૂર્વજન્મમા સુકૃત કરવાની સામગ્રી મળ્યા છતા 'અમે કાઈ સુકૃત કર્યુ નહિ, તેથી આભિયોગિક (નોકર) દેવનો અધિકાર મળ્યો,' એ પ્રમાણે પોતાથી ઉત્તરોત્તર ચઢીઆતા દેવોની ઋદ્ધિ જોઈને દેવતાઓ ભારે ખેદ પામે છે ૩ બીજા દેવોના વિમાન, સ્ત્રી રત્ન અને ઉપવનની સપદા જોઈને, ઈર્ષ્યા રૂપ બળતી અગ્નિની ઊર્મિ વડે યાવજ્જીવ અત્યન્ત બળે છે ૪ 'હે નાથ! હે પ્રભો ! હે દેવ! પ્રસન્ન થાઓ, અન્ય દેવોએ અમને લૂટી લીધા છે' એ પ્રમાણે બોલતા દીનવૃત્તવાળા દેવો ગદ્ગદ કઠે રુદન કરે છે ૫ પુણ્યના યોગે સ્વર્ગની પ્રાપ્તિ થયા છતા પણ કામ, ક્રોધ અને ભય વડે આતુર થએના કાર્પિક દેવો સ્વસ્થતાને અનુભવતા નથી અર્થાત્ કામી દેવો ઇચ્છા પૂર્ણ કરી શકતા નથી, તેમજ શાતિ પણ પામતા નથી ૬ હવે દેવને-

કથી ચવનાના ચિહ્નોને વારંવાર જોઇને અને તેમ વિચારીને વિનાપ કરે છે તથા બોલે છે કે ' હવે અમે આ ઋદ્ધિ સમૃદ્ધિ છોડીને ક્યાં જઇશું ?' ૭

દેવોમાં ક્રોધ, લોભ, માન અને માયા રહેલી છે, પરંતુ લોભનું જોર વિશેષ છે લોભથી લડાઇ કરે છે અને લાભથી દુ:ખી થાય છે તેઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમનું અને ઓછામાં ઓછું દશહજાર વર્ષોનું છે દેવો મૂળ ચાર પ્રકારના છે, પરંતુ તેઓના ઉત્તર ભેદ ૧૯૮ છે દેવો કેટલાક ઉચ્ચ જાતિના છે અને કેટલાક નીચ જાતિના પણ છે નીચ જાતના દેવોના પગની મોજડી પણ એટલી બધી કિંમતી છે કે, આખા જંબુદ્વીપની ઋદ્ધિ જેટલી તેની કિંમત આંકી શકાય, તો પછી તેઓની બીજી ઋદ્ધિનું વર્ણન તો સર્વજ્ઞ સિવાય કોણ કરી શકે ? આટલી ઋદ્ધિ સમૃદ્ધિ તથા શાશ્વત દેવલોકના વિમાન વિગેરે ભોગસ્થાનાદિની સામગ્રી છતાં દેવો દુ:ખી ગણાય છે, તેનું મૂળ કારણ મોહદશા અને તેને લીધે થએલો મમત્વભાવજ છે ચ્યવન પહેલાં ૭ માસ અગાઉથી તેઓને ચ્યવનના ચિહ્નો માલૂમ પડવા લાગે છે, એટલે કે કલ્પવૃક્ષથી ઉત્પન્ન થએલી ફૂલની માળાને પોતાના મુખકમળ સહિત મ્લાન થએલી જૂએ છે શરીરના અવયવો શિથિલ થયા હોય એમ તેઓને લાગે છે બળવાન પુરૂષોથી પણ નહિ કંપાવી શકાય, એવા કલ્પવૃક્ષોને તેઓ કંપતા જૂએ છે, જન્મથી પોતાની સહચારી એવી શોભા અને લજ્જા દૂર થતી જણાય છે વળી તેઓ અદીન છતાં દીનતા ધારણ કરે છે, નિદ્રા રહિત છતાં તેઓને નિદ્રા આવવા લાગે છે, પોતે નિરોગી છતાં શરીરના સાંધા તૂટવા લાગે છે, તથા પદાર્થોને દેખવામાં અસમર્થ બને છે, તેમજ મરવાની ઇચ્છાવાળા મનુષ્યો જેમ અપથ્ય પદાર્થનું સેવન કરે છે,

તેવી રીતે તેઓ ન્યાયધર્મને તિલાંજલી આપી વિષયમાં આસક્ત બને છે ઇત્યાદિ ચ્યવન ચિહ્નો વડે આકુલવ્યાકુલ થએલા દેવો મમત્વભાવને લીધે કોઇ પણ ઠેકાણે સુખ પામતા નથી 'દેવાગના વિમાન અને પારિજાત, મંદાર સંતાન તથા હરિચંદનાદિ કલ્પવૃક્ષો, રત્નજડિત સ્તંભો, મણિઓની વિચિત્ર રચનાથી રચેલ આ ભૂમિ રત્નમય વેદિકા તથા રત્નના પગથીઆવાળી આ વાવડીઓ પ્રભૃતિ છોડીને, અશુચિથી ભરપૂર મહાનિંદનીય ગર્ભવાસમાં મારે જવું પડશે' ઇત્યાદિ વિચાર કરતા દેવો વિશેષ વિલાપ કરે છે આટલા ઉપરથી ચોક્કસ જણાય છે કે, પૂર્વોક્ત નરક તિર્યંચ અને મનુષ્યગતિમાં જેમ સુખ નથી, તેમ દેવોમાં પણ નથી

## આશ્રવવિચાર

આ ચારે પ્રકારની ગતિયો પ્રાપ્ત થવામાં કારણભૂત આશ્રવ છે અને તે બે પ્રકારના છે—૧ શુભ ૨ અને અશુભ શુભ આશ્રવને લોકો પુણ્યના નામથી ઓળખે છે, જ્યારે અશુભ આશ્રવને પાપ કહે છે પુણ્યબંધથી મનુષ્ય અને દેવગતિ મળે છે જ્યારે પાપબંધથી નરક અને તિર્યંચગતિ પ્રાપ્ત થાય છે

### બંધહેતુઓ

પ્રથમ શુભાશ્રવ અને અશુભાશ્રવના બંધહેતુઓ જાણવાની આવશ્યકતા છે ન જાણ્યા સિવાય પ્રાણી તેનો ત્યાગ કરી શકે નહિ. દાખલા તરીકે, પ્રભુ શ્રીઋષભદેવે પુરૂષોની ૭૨ કળાઓમાં કેટલીએક એવી કળાઓ પણ બતાવી છે કે જેઓનું આરાધન કરવાથી આત્મા દુર્ગતિમાં જાય તો હવે સવાલ થશે કે, તે બતાવવાનું કારણ શું? તેનું મૂલ કારણ તો એજ છે કે, જો જીવને તેની કળાનું જ્ઞાન નહિ હોય, તો તેને તે છોડી કેવી રીતે

શકશે ? જેમકે કપટકળા જરૂર હેય છે, તો પણ જ્યા સુધી કપટનુ સ્વરૂપ જાણવામા નથી આવતુ, એટલે કે આ અમુક કાર્ય મારાથી થયુ તે કપટમિશ્ર છે અથવા કપટરહિત છે, એવા પ્રકારનુ જ્ઞાન જ્યા સુધી માણસને થતુ નથી, ત્યા સુધી તે કપટને કેમ છોડી શકે ? તેજ કારણથી કપટકળાથી પરિચિત માણસ, કદાચ કપટને તજવા ચાહશે, તો તે કદાપિ કપટમિશ્ર અથવા કપટરૂપ કાર્ય કરશે નહિ તેટલાજ માટે પ્રથમ શુભાશુભ આશ્રવના હેતુઓ બતાવવા યથાશકિત ચેષ્ટા કરવામા આવે, તો તે અયોગ્ય અથવા અપ્રાસગિક તો નહિજ ગણાય

પ્રથમ તો મન, વચન અને કાયાના ત્રણ જોગો શુભાશુભ કર્મનો આશ્રવ કરે છે જેમકે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને **માધ્યસ્થ** ભાવનાવાળુ મન શુભ કર્મને એકઠુ કરે છે, તેમ વિષય કષાયવાળુ મન અશુભકર્મ ઉપાર્જન કરે છે શ્રુતજ્ઞાનને અનુસરીને ઉચ્ચારવામા આવેલુ સત્યવચન, શુભકર્મનું કારણ છે અને તેથી વિપરીત વચન અશુભકર્મનું કારણ છે, વળી સુયતનાવાળા શરીરવડે શુભકર્મ થાય છે, જ્યારે આરભાદિ યુકત શરીરથી અશુભકર્મ બધાય છે

સામાન્ય રીતે કહીએ તો–આ અશુભકર્મના બધહેતુઓ, ચાર કષાયો ( ક્રોધ, માન, માયા, લોભ, ) પાચ ઇન્દ્રિયોના ૨૩ વિષયો, ( જે આગળ બતાવેલ છે ), પદર યોગ ( ચાર મનના, ચાર વચનના અને સાત કાયાના ), પાચ મિથ્યાત્વ ( આભિગ્રહિક, અનાભિગ્રહિક, આભિનિવેશિક, સાશયિક અને અનાભોગિક, અહીં નામ માત્ર લખ્યા છે, પરતુ સમ્યક્ત્વાધિકારમા અર્થ સહિત લખવામા આવશે. ) તથા આર્ત્ત અને રૌદ્ર ધ્યાન છે શુભકર્મના બધહેતુઓ દાન, શીલ અને તપાદિ છે હવે આસ્રવ શબ્દની

વ્યુત્પત્તિ તપાસીએ -आगच्छन्ति पापानि यस्मात्स आस्रव અર્થાત્ જે થકી પાપ કર્મ આવે, તે આશ્રવ આશ્રવના મૂળ બે ભેદો છે – ૧ સાંપરાયિક ૨ ઇર્યાપથ, સકષાય આશ્રવને સાંપરાયિક આશ્રવ કહે છે જ્યારે અકષાય આશ્રવને ઇર્યાપથના નામથી ઓળખવામા આવે છે ઇર્યાપથ આશ્રવની સ્થિતિ એક સમય માત્રની હોવાથી તેના ભેદની વિવક્ષા નથી, પરતુ સાંપરાયિક આશ્રવના ભેદો, તત્ત્વાર્થસૂત્રમા બતાવ્યા પ્રમાણે ૩૯ અને નવતત્ત્વ આદિમા બતા પ્રમાણે ૪૨ છે તે બેતાલીસ ભેદોના નામ આ છે —

૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન ૫ પરિગ્રહ આ પાચેનો ત્યાગ નહિ કરવો તે અવ્રતાશ્રવ કહેવાય છે વળી ક્રોધ માન માયા અને લોભ એ ચાર કષાયાશ્રવ છે, સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય એ પાચે ઇંદ્રિયોને નિયમમા ન રાખવી, તે પાચ ઇન્દ્રિયાશ્રવ, તથા મન વચન અને કાયાના યોગોને ભોગાદિ વિષયોમા જતા ન અટકાવવા, તે ત્રણ યોગાસ્રવ છે અને પચીશ ક્રિયાશ્રવ એ પ્રમાણે ૪૨ ભેદો થયા

હવે ક્રિયાશ્રવને માટે પચીશ ક્રિયાઓ અર્થ સાથે જોઇએ –

૧ શરીરને પ્રમત્તભાવથી ઉપયોગ રહિતપણે સક્રિય થવા દેવુ, તે કાયિકી ક્રિયા ૨ શસ્ત્રાદિવડે જીવોની હિંસા વગેરે જે ક્રિયાથી થાય, તે અધિકરણકી ક્રિયા ૩ જીવ અને અજીવ પર દ્વેષભાવથી જે ખરાબ વિચાર કરવો તે પ્રાદ્વેષિકી ક્રિયા ૪ જેથી પોતાને અથવા પરને પરિતાપ ઉપજે, તે પરિતાપકી ક્રિયા ૫ એકેન્દ્રિયાદિ જીવોને હણવા અથવા બીજા પાસે હણાવવા તે પ્રાણાતિપાતકીક્રિયા ૬ ખેડ પ્રમુખ ક્રિયા કરવી અથવા કરા-

વળી, તે **આરંભકી ક્રિયા** ૭ ધન, ધાન્યાદિ નવવિધ પરિગ્રહ ઉપર મમત્વભાવ રાખવો, તે **પરિગ્રહકીક્રિયા**, ૮ છળ ભેદ કરી બીજાને ઠગવુ, તે **માયાપ્રત્યયકી ક્રિયા** ૯ સન્માર્ગની શ્રદ્ધા રહિત અસત્ય માર્ગનુ પોષણ કરતા જે ક્રિયા લાગે, તે **મિથ્યાદર્શનપ્રત્યયકી ક્રિયા**, ૧૦ જો કે દરેક વસ્તુ જીવના ઉપભોગમા આવતી નથી, છતા હતભાગ્ય તીવ્ર અભિલાષને આધીન થઇ ભક્ષાભક્ષ વસ્તુનો નિયમ કરતો નથી, તેથી જે પાપાગમન થાય છે તે **અપ્રત્યાખાનકી ક્રિયા** ૧૧ સુદર વસ્તુને જોવાથી તેના ઉપર જે રાગોત્પત્તિ રૂપ ક્રિયા થાય છે, તે **દૃષ્ટિકી ક્રિયા**, ૧૨ રાગાધીન બની સ્ત્રી, ઘોડા, હાથી, અને ગાય વિગેરે સુકુમાર વસ્તુઓ પર હાથ લગાડવાથી જે ક્રિયા લાગે, તે **પૃષ્ઠિકી ક્રિયા**, ૧૩ અન્ય મનુષ્યોની ઋદ્ધિ, સમૃદ્ધિ દેખી ઇર્ષ્યાથી જે કર્મબધ થાય છે, તે **પ્રાતિત્યકી ક્રિયા**, ૧૪ સ્વસમૃદ્ધિ સમૃદ્ધિની અન્ય કોઇ પ્રશસા કરે, ત્યારે મનમા આનદિત થવુ અથવા તેલ, ઘી, દૂધ, અને દધિ વિગેરેના ભાજન ઉઘાડા મૂકવાથી જે જીવોની હિસા થાય છે, તે **સામતોપનિપાતકી ક્રિયા**, ૧૫ રાજાદિના હુકમથી યત્ર અને શસ્ત્રાદિ તૈયાર કરવા, તથા વાવ, તળાવ, કૂવા ખોદાવવા, તે **નૈશસ્રકી ક્રિયા**, ૧૬ પોતાને હાથે અથવા શિકારી કૂતરાઓ દ્વારા સસલા પ્રમુખ જીવોને મારવા અથવા જે કાર્ય સેવકના હાથથી થઇ શકે એવુ હોય, છતા અભિમાનથી પોતાના હાથે તે ક્રૂર કાર્ય કરવુ, તે **સ્વહસ્તકી ક્રિયા** ૧૭ અન્ય જીવ અથવા અજીવના પ્રયોગથી અમુક વસ્તુ પાતાની પાસે આવે, એવી કોશિશ કરવી, તે **આનયનકી ક્રિયા** ૧૮ જીવ અથવા અજીવ વસ્તુનુ છેદન ભેદન કરવુ, તે **વિદારણકી ક્રિયા**, ૧૯ ઉપયોગ વિના શુન્ય ચિત્તે વસ્તુ લેવી મૂકવી, ઉઠવુ બેસવુ, હરવુ ફરવુ, ખાવુ પીવુ, સુવુ, ઇત્યાદિ કાર્ય કરવાથી જે ક્રિયા લાગે, તે **અનાભોગકી ક્રિયા**, ૨૦ આલોક

તથા પરવોની વિરુદ્ધ કાર્યનું જે આચરણ તે **અનવકાક્ષાપ્રત્યયકી** **ક્રિયા**, ૨૧ મન, વચન, અને કાયા સબંધી જે ખરાબ ધ્યાન, તેની અંદર પ્રવૃત્તિ કરવી, પરંતુ નિવૃત્તિ ન કરવી, તે **પ્રયોગકી** **ક્રિયા**, ૨૨ કોઈ એવું કૂરકર્મ કરવામાં આવે કે જેનાથી જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મોનો એકી સાથે બંધ થાય, તે **સમુદાનકી** **ક્રિયા**, ૨૩ મોહગર્ભિત વચનોથી જે અત્યન્ત રાગોત્પત્તિ તથા પ્રેમનો પ્રકર્ષ થાય, તે **પ્રેમકી ક્રિયા** ૨૪ ક્રોધ અને માન વડે વિપરીત વચનો બોલવાથી અન્યને જે દ્વેષ થાય, તે **દ્વેષકી ક્રિયા** ૨૫ અને પ્રમાદ રહિત મુનિવર તથા કેવલી ભગવાનને ગમનાગમનથી જે ક્રિયા લાગે, તે **ઈર્યાપથીકી ક્રિયા**

પૂર્વોક્ત પાચ અવ્રત, પાચ ઇન્દ્રિય, ચાર કષાય, ત્રણ જોગ અને ૨૫ ક્રિયા મળી આશ્રવના ૪૨ ભેદો થાય છે તેના વળી તીવ્રભાવ, મંદભાવ, જ્ઞાતભાવ, અજ્ઞાતભાવ વીર્ય વિશેષ અને અધિકરણ વિશેષથી વિશેષ ભેદો પણ થાય છે જેમ કોઈ જીવ તીવ્રભાવથી તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ બંધ બાંધે છે, ત્યારે મંદભાવથી લઘુ, લઘુતર અને લઘુતમ આશ્રવરૂપ બંધહેતુ હોવાથી જીવ હલકો અતિહલકો, અત્યંત હલકો બંધ બાંધે છે, તે કારણથી તીવ્ર-મંદાદી ભાવો લોકમા પ્રસિદ્ધ છે વીર્યવિશેષ એટલે આત્મીય ક્ષયોપશમાદિ ભાવ જાણવા

હવે અધિકરણ વિશેષના બે ભેદ છે ૧ **જીવાધિકરણ** અને **અજીવાધિકરણ** જીવના આશ્રયથી જે આશ્રવ થાય, તે **જીવાધિકરણ** અને અજીવને આશ્રીને જે આશ્રવ થાય તે **અજીવાધિકરણ** આમા જીવાધિકરણના મૂળ ત્રણ ભેદો છે અને ઉત્તર ભેદ ૧૦૮ છે મૂળ ભેદ **સંરંભ**, **સમારંભ** અને **આરંભ** આ સ્વરૂપને બતાવનાર શ્લોક **તત્ત્વાર્થ** ભાષ્યમા આ પ્રમાણે છે —

सरम्भ सकषाय परितापनया भवेत्समारभ ।
आरभ प्राणिवधस्त्रिविधो योगस्ततो ज्ञेय ॥ १ ॥

અર્થાત્—કષાય સહિત જે યોગ તે **સરભ**, પરિતાપના થવાથી જે સરભ થાય, તેજ **સમારભ** કહેવાય અને પ્રાણીઓનો જેમા વધ થાય, તે **આરભ** એ ત્રિવિધ યોગ મૂળ ભેદરૂપ જાણુવા

પૂર્વોક્ત મૂળ ત્રણે ભેદોની સાથે મન, વચન અને કાયાને જોડવાથી નવ ભેદ થાય જેમકે મનસરભ, વચનસરભ અને કાયસરભ તેજ પ્રમાણે મનસમારભ, વચનસમારભ અને કાયસમારભ વળી મન આરભ, વચન આરભ અને કાયઆરભ, આ પ્રમાણે થએલા નવ ભેદ માહેના દરેકની સાથે કૃત, કારિત અને અનુમત—એ ત્રણુ જોડવાથી ૨૭ ભેદ થાય છે યથા કૃતમનસરભ, કારિતમન સરભ, અનુમોદિતમન સરભ, કૃતવચનસરભ, કારિતવચનસરભ, અનુમોદિતવચનસરભ, કૃતકાયસરભ, કારિતકાયસરભ, અને અનુમોદિતકાયસરભ, તેજ પ્રમાણે સરભની માફક સમારભ અને આરભના નવ નવ ભેદ ગણતા ૨૭ ભેદો થાય. આ સત્તાવીશે ભેદોને ક્રોધ, માન, માયા અને લોભ એ ચારેની સાથે જોડતા એક સો આઠ ભાગાઓ થાય છે, તેનુ કોષ્ટક આ પ્રમાણે છે—

| | |
|---|---|
| ૧ ક્રોધકૃતમન સરભ | ૨ ક્રોધકારિતમન સરભ |
| ૩ ,, અનુમોદિતમન સરભ | ૪ ,, કૃતવચનસરભ |
| ૫ ,, કારિતવચનસરભ | ૬ ,, અનુમોદિતવચનસરભ |
| ૭ ,, કૃતકાયસરભ | ૮ ,, કારિતકાયસરભ |
| ૯ ,, અનુમોદિતકાયસરભ | ૧૦ ,, કૃતમન સમારભ |

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ,, કારિતમન સમારંભ | ૧૨ | ,, અનુમોદિતમન સમારંભ |
| ૧૩ | ,, કૃતવચનસમારંભ | ૧૪ | ,, કારિતવચનસમારંભ |
| ૧૫ | ,, અનુમોદિતવચનસમારંભ | ૧૬ | ,, કૃતકાયસમારંભ |
| ૧૭ | ,, કારિતકાયસમારંભ | ૧૮ | ,, અનુમોદિતકાયસમારંભ |
| ૧૯ | ,, કૃતમનઆરંભ | ૨૦ | ,, કારિતમનઆરંભ |
| ૨૧ | ,, અનુમોદિતમનઆરંભ | ૨૨ | ,, કૃતવચનઆરંભ |
| ૨૩ | ,, કારિતવચનઆરંભ | ૨૪ | અનુમોદિતવચનઆરંભ |
| ૨૫ | ,, કૃતકાયારંભ | ૨૬ | ,, કારિતકાયારંભ |
| ૨૭ | ,, અનુમોદિતકાયારંભ | | |

તેજ પ્રમાણે ( ૧ ) માનકૃતમન સરંભ, ( ૨ ) માનકારિત મનસરંભ ઇત્યાદિક પ્રકારે ઉપર કહેના ૨૭ ભાગાની અંદ 'ક્રોધ' ની જગ્યાએ સર્વત્ર 'માન' શબ્દ લગાડવાથી બીજા ૨૭ ભાગા થાય, અને તેવીજ રીતે સર્વત્ર 'ક્રોધ' ના સ્થાનમાં 'માયા' શબ્દ મૂકવાથી પણ ત્રીજા ૨૭ ભાગા થાય છે તેમ 'ક્રોધ' ની જગ્યાએ સર્વત્ર 'લોભ' શબ્દ મૂકવાથી ચોથા ૨૭ ભગ થાય એમ કુલ ૧૦૮ ભાગા જીવાધિકરણ આશ્રવ સબાવ થાય છે

હવે અજીવ આશ્રિત જે આશ્રવ થાય, તે **અજીવાધિકરણ** આશ્રવના મૂળ ચાર ભેદ અને ઉત્તરભેદ ૧૧ થાય છે તે આ પ્રમાણે–અજીવાધિકરણ આશ્રવના મૂળ ચાર ભેદના નામ –**નિર્વર્ત્તના, નિક્ષેપ સંયોગ અને નિસર્ગ.**

પ્રથમ નિર્વર્ત્તનાના ૨ ભેદ છે ૧ **મૂલગુણનિર્વર્ત્તનાધિકરણ** ૨ **ઉત્તરગુણનિર્વર્ત્તનાધિકરણ**

પ્રથમ શરીર, વચન, મન અને શ્વાસોચ્છ્વાસ, તે **મૂલગુણ**

નિવર્ત્તનાધિકરણ છે અને કાષ્ટ, પુસ્તકાદિમા જે ચત્ર કર્માદિ, તે ઉત્તરગુણાનિવર્ત્તનાધિકરણ છે હવે બીજા નિક્ષેપાધિકરણના ચાર ભેદ ૭ ૧, જમીન યા કોઇ પણ આધેય ઉપર જોયા વિના વસ્તુ મૂકવી, તે અપ્રત્યવેક્ષિત નિક્ષેપાધિકરણ પૂજ્યા વિનાની જગ્યા ઉપર ઉન્મત્તના માફક વસ્તુ મૂકવી, તે દુષ્પ્રમાર્જિતનિક્ષેપાધિકરણ ૩ આધેય જમીન અથવા પાટ-પાટલા પ્રમુખ કેવા છે, તેનો વિચાર કર્યા વિના એકદમ વસ્તુને ફેકવી અથવા મૂકવી, તે સહસાનિક્ષેપાધિકરણ અને ૪ ઉપયોગ રહિત પણે વસ્તુ મૂકવી, તે અનાભોગનિક્ષેપાધિકરણ

ત્રીજા સયોગાધિકરણના બે ભે૰ છે —૨ જેમ દૂધમા સાકર મેળવે છે, તેમ ભોજનાદિ અન્ય વસ્તુમા અન્ય વસ્તુઓનો મેળાપ અધિક સ્વાદને માટે કરવો તે અન્નપાનસયોજનાધિકરણ ૨ તેમજ વસ્ત્રાદિકમા રગ બેરગી કોર લગાવવાથી અથવા ચદરવાની માફક એક વસ્ત્રની સાથે બીજા વસ્ત્રનો સાંધો કરવાથી જે અધિક શોભા માલૂમ પડે, તેમ દડ અને પાત્રાદિકમા રગ લગાવો તે ઉપકરણાધિકરણ

ચોથા નિસર્ગાધિકરણના ત્રણ ભેદ આ છે —૧, પ્રમત્ત દશાથી શરીરને અયતના પૂર્વક છૂટુ મૂકવુ, તે કાયનિસર્ગાધિકરણ ૨ વચનને નિયમમા ન રાખવુ, તે વચનનિસર્ગાધિકરણ તેમ મનને વશમા ન રાખવુ, તે મનનિસર્ગાધિકરણ ૩

એ પ્રમાણે પહેલાના બે, બીજાના ચાર, ત્રીજાના બે અને ચોથાના ત્રણ-એમ મળી કુલ ૧૧ ભેદો અજીવાધિકરણ આશ્રવના કહેવામા આવ્યા અને એ પ્રમાણે પ્રસગોપાત્ત આશ્રવના ભેદ પ્રભે૰ બતાવવામા આવ્યા

હવે એ બતાવવું જરૂરનું છે કે, આઠ કર્મ માના અમુક કર્મને અંગે કયા આશ્રવો અર્થાત્ બંધ હેતુઓ રહેલા છે

પ્રથમ જ્ઞાનાવરણીયકર્મ તથા દર્શનાવરણીયકર્મના બંધ હેતુરૂપ આશ્રવ તપાસીએ

મતિજ્ઞાન શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનપર્યવજ્ઞાન, અને કેવળ-જ્ઞાન એ પાચજ્ઞાનમાના કોઇપણ જ્ઞાનની અથવા તો પૂર્વોક્ત પાચ જ્ઞાનવાળા ગમે તે જ્ઞાનવતની અર્થાત્ જ્ઞાનીપુરૂષોની, તેમજ જ્ઞાનો-પકરણ પાટી, પોથી ઠવણી, કવલી, નોકારવાળી, સાપડા, સાપડી વિગેરેની તથા લખેલ યા છાપેલ પુસ્તકોની પ્રત્યનીકતા, એટલે આશાતના કરવી, તેમ અનિષ્ટ ચિંતવવાથી તત્સંબંધી આશ્રવ થાય છે, એટલે કર્મબંધના હેતુ થાય છે વળી જેની પાસે ભણ્યો હોય, અથવા જેની સાહાય્ય લીધી હોય, તેને બદલે અન્યનુ નામ લેવું, નિહ્નવપણ એટલે પદાર્થ જાણવા છતા ગોપવવું જ્ઞાન, જ્ઞાનોપકરણ તથા જ્ઞાનવત પુરૂષોનો શસ્ત્રાદિ વડે નાશ કરવો અથવા તેઓની પ્રત્યે અતરગ અરૂચિભાવ કરવો, જ્ઞાનાભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને મળતા અન્ન, પાન, વસ્ત્ર, અને વસતિ પ્રમુખનો અતરાય કરવો, પાઠ કરતા વિદ્યાર્થીઓને કાર્યાન્તરમા જોડવા, વિકથાદિમા લગાડવા પંડિતપુરૂષને જાતિહીનતાનુ અથવા અન્ય અસભાવ્ય દૂષણ આપવું, દ્વેષભાવથી પ્રાણાન્ત ઉપસર્ગ કરવો, અસ્વાધ્યાયને વખતે સ્વાધ્યાય કરવો, યોગોપધાનાદિ અવિધિએ કરાવવા, જ્ઞાનોપકરણ સમીપ રહેતા પણ આહાર, નિહાર, કુચેષ્ટા અથવા મૈથુનાદિ કર્મ કરવા, જ્ઞાનને પગ લગાડવો, થૂકથી અક્ષર બગાડવા, જ્ઞાનદ્રવ્ય ભક્ષણ કરવું, કરાવવું અથવા કરનારની ઉપેક્ષા કરવી, ઇત્યાદિ જ્ઞાનાવરણીયકર્મના આશ્રવો છે

તેવીજ રીતે દર્શનની પ્રત્યનીકતા ( આશાતના ) કરવાથી દર્શનાવરણીય કર્મના આશ્રવો થાય છે જેમકે ચક્ષુર્દર્શન, અચક્ષુ-દર્શન, અવધિદર્શન અને કેવળદર્શનને ધારણ કરનાર સાધુ–મહાત્મા-પર અશુભ ચિંતવન કરનારા, તેમ સમ્મતિતર્ક, નયચક્ર અને તત્ત્વાર્થાદિ ગ્રથોની અવહેલના એટલે અપમાન કરનારા જીવો **દર્શનાવરણીયકર્મ** બાંધે છે

દેવપૂજા, ગુરૂસેવા, સુપાત્રદાન, દયા, ક્ષમા સરાગસયમ, દેશસયમ, અકામનિર્જરા, શૌચ ( અંતઃકરણ શુદ્ધિ), બાલતપ ( અજ્ઞાન કષ્ટ ) એટલા **શાતાવેદનીય કર્મના** બંધ હેતુઓ ( આશ્રવો ) છે અને દુ ખ, શોક, વધ, તાપ, આક્રંદ અને રૂદન પોતે કરવાથી અથવા બીજાને કરાવવાથી તથા ઉભયને એટલે પોતાને તથા પરને બન્નેને દુ ખ શોકાદિ કરવા કરાવવાથી **અશાતાવેદનીય કર્મના** આશ્રવો થાય છે

ત્યાર પછી મોહનીયકર્મના બે ભેદો છે **દર્શનમોહનીય** અને **ચારિત્રમોહનીય** પ્રથમ દર્શનમોહનીયકર્મના સામાન્ય બંધ-હેતુઓ આ પ્રમાણે છે —જેમકે શ્રીસુવિધિનાથચરિત્રમા શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કહે છે —

वीतरागे श्रुते सघे धर्मे सर्वगुणेषु च।
अवर्णवादिता तीव्रमिथ्यात्वपरिणामता ॥ १ ॥

सर्वज्ञसिद्धिदेवापह्नवो धार्मिकदूषणम् ।
उन्मार्गदेशनानर्थाग्रहोऽसयतपूजनम् ॥ २ ॥

असमीक्षितकारित्व गुर्वादिष्ववमानता ।
इत्यादयो दृष्टिमोहस्याश्रवा परिकीर्त्तिता ॥ ३ ॥

અર્થાત્—વીતરાગ, શાસ્ત્ર, સંઘ, ધર્મવિષય અને સંઘના ગુણોમાં અવર્ણવાદિતા કરવી, એટલે તેમનો અનણુવાદ કરવો, તેમજ તેઓને વિષે અત્યન્ત મિથ્યાત્વનો પરિણામ કરવો, ૧ સર્વજ્ઞ, મોક્ષ અને દેવનો અભાવ સ્થાપન કરવો, ધર્મિષ્ઠ પુરૂષોમાં દૂષણ કાઢવું ઉન્માર્ગ વધે તેવી દેશના કરવી, અનર્થમાં આગ્રહ કરવો, અસંયતિની પૂજા કરવી ૨ વગર વિચાર્યું કાર્ય કરવું, તેમ દેવ ગુરૂ અને ધર્મનું અપમાન કરવું ઇત્યાદિક **દર્શનમોહનીયકર્મના** આશ્રવો કહ્યા છે ૩

હવે બીજા ચારિત્રમોહનીયના બે ભેદો છે ૧, કષાયચારિત્રમોહનીય ૨, નોકષાયચારિત્રમોહનીય તેમાં ક્રોધ, માન, માયા અને લોભાદિના ઉદયથી આત્માના અત્યંત કષાયિત પરિણામને **કષાયચારિત્રમોહનીયનો** આશ્રવ કહેવામાં આવે છે અને જે હાસ્ય, રતિ, અરતિ શોક ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુંસકવેદ—એ નવ નોકષાયો છે, તેના બંધહેતુઓને **નોકષાયચારિત્રમોહનીયના** આશ્રવો જાણવા

**પ્રથમ હાસ્યરૂપ નોકષાયચારિત્રમોહનીયના** આશ્રવો એટલે બંધહેતુઓ આ પ્રમાણે છે—અત્યંત હસવું, કંદર્પ સંબંધી મશ્કરી, હાસી કરવાનો સ્વભાવ, અત્યન્ત બકવાદ કરવો, અને દીન વચન બોલવા વિગેરે

**રતિરૂપ** નોકષાયચારિત્રમોહનીયના આશ્રવો —દેશાદિ જોવાની ભારે ઉત્કંઠા થવી, અષ્ટાપદ, સોગઠાબાજી અને ગંજીપાદિની વિચિત્ર રમતમાં મનને લગાડવું તથા તેમાં બીજાઓના ચિત્તને પણ આકર્ષવું વિગેરે

**અરતિરૂપ** નોકષાયચારિત્રમોહનીયના આશ્રવ—પોતાથી

અધિક ઋદ્ધિમાન તેમ જ્ઞાનવાનને દેખી ઈર્ષ્યા કરવી અથવા ગુણિજનોના ગુણોમાંથી દૂષણ કાઢવા પાપ કરવાનો સ્વભાવ રાખવો તથા પરના સુખનો નાશ કરવો, તેમજ પરના અકુશલમાં ઉત્સાહ કરવો અર્થાત્ પરના અપમંગલમાં ખુશી થવું, વિગેરે

**શોકરૂપ** નોકષાયચારિત્રમોહનીયના આશ્રવો —પરને શોક પ્રગટ કરાવવો તથા પોતે શોક ઉત્પન્ન કરી તેના તેજ વિચારમાં રોદનાદિ ક્રિયા કરવી

**ભયરૂપ** નોકષાયચારિત્રમોહનીયના આશ્રવો —સ્વાભાવિક રીતે પોતાને કંઈ ભયનો પરિણામ થવો, અથવા બીજા કોઈને ચેષ્ટા કરી બીવડાવવું, ત્રાસ દેવો, નિર્દય કર્મ કરવું ઇત્યાદિ

**જુગુપ્સારૂપ** નોકષાયચારિત્રમોહનીયના આશ્રવો —સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘના અપવાદ અને જુગુપ્સા નિંદા કરવી, તેમજ સદાચારને નિંદવો

**સ્ત્રીવેદરૂપ** નોકષાયચારિત્રમોહનીયના આશ્રવો —ઈર્ષ્યા અને વિષયમાં ગૃદ્ધતા, મૃષાવાદ, અતિકુટિલતા તથા પરસ્ત્રીમાં આસક્તિ વિગેરે

**પુરૂષવેદરૂપ** નોકષાયચારિત્રમોહનીયના આશ્રવો,—સ્વદારા માત્રથી સંતોષ, ઈર્ષ્યારહિતપણું, કષાયની મંદતા, સરલ આચાર અને સ્વભાવ વિગેરે

**નપુંસકવેદરૂપ** નોકષાયચારિત્રમોહનીયના આશ્રવો —સ્ત્રી અને પુરૂષ સંબંધી કામ સેવવામાં અત્યન્ત અભિલાષા—તીવ્ર કામતા, પાખંડિતા અને વ્રતોને બળાત્કારથી ભ્રષ્ટ કરવા વિગેરે.

હવે સામાન્ય ચારિત્રમોહનીયકર્મના બંધહેતુઓ એટલે આશ્રવો આ પ્રમાણે બતાવેલા છે —

साधूना गर्हणा धर्मान्मुखाना विघ्नकारिता ।
मधुमासविरतानामविरत्यभिवर्णनम् ॥ १ ॥

विरताविरताना चान्तरायकरण मुहु ।
अचारित्रगुणाख्यान तथा चारित्रदूषणम् ॥ २ ॥

कषायनोकषायाणामन्यस्थानामुदीरणम् ।
चारित्रमोहनीयस्य सामान्येनास्रवा अमी ॥ ३ ॥

અર્થાત્—મુનિવરોની નિંદા, ધર્મસન્મુખ થએના પ્રાણિયોને કુયુક્તિથી વિઘ્ન કરવુ, એટલે તેમને ચારિત્રાદિના પરિણામથી ભ્રષ્ટ કરવા, મદિરા અને માસભક્ષણમા લીન થએલા પ્રાણીઓની રીતભાતની પ્રશસા કરવી અર્થાત્ વ્યસનીને ઉત્તેજન આપવુ ૧ દેશવિરતિ એટલે સમ્યક્ત્વ મૂળ દ્વાદશ વ્રતને પાળનાર તથા તેની અભિલાષા કરનારને અતરાય કરવો, અચારિત્ર ગુણની વ્યાખ્યા કરવી, તેમ ચારિત્રમા દૂષણ કાઢવુ જેમકે કોઈ પુરૂષ સાધુ થતો હોય, તો પડવાઇ સાધુના અવગુણો આગળ કરી, મોક્ષપ૦ આપનાર ચારિત્રમા દૂષણ બતાવવુ અને કહેવુ કે ' સાધુપણ અગીકાર કરવાથી કઈ કાર્ય થઇ શકતુ નથી ખરો તો શ્રાવકપણામાજ ફાયદો છે, અમારા ધન્યભાગ છે જે, અમે સાધુ થયા નહિ ' ઇત્યાદિ વાતો બોલવી, ૨ સોળ કષાય તથા નવ નોકષાય જે સત્તામા રહેલ છે, તેને ઉદીરવા, અર્થાત્ અનતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સજ્વલન, એવા ચાર પ્રકારના ક્રોધ માન, માયા અને લોભ મળી ૧૬ કષાય તથા હાસ્ય, રતિ, અરતિ શોક, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુસકવેદ, એ ૯ નોકષાય થવાના કારણો સેવવા તે સામાન્ય રીતે ચારિત્ર મોહનીયના આશ્રવો જાણવા ૩

હવે મોહનીયકર્મ બાદ આયુષ્યકર્મના ચાર વિભાગ છે. નરકાયુ, તિર્યચાયુ, મનુષ્યાયુ, અને દેવાયુ, તે પ્રત્યેકના અલગ અલગ બંધહેતુઓ એટલે આસ્રવો બતાવવામા આવે છે—

પ્રથમ નરકાયુના આસ્રવો લક્ષમા રહે, તેટના માટે તેના નામો બતાવવા જરૂરના છે—

पञ्चेन्द्रियप्राणिवधो बह्वारम्भपरिग्रहौ ।
निरनुग्रहतामासभोजन स्थिरवैरिता ॥ १ ॥
रौद्रध्यान मिथ्यात्वानतानुबधिकषायते ।
कृष्णनीलकापोताश्च लेश्या अनृतभाषणम् ॥ २ ॥
परद्रव्यापहरण मुहुर्मैथुनसेवनम् ।
अवशेन्द्रियता चेति नरकायुष आस्रवा ॥ ३ ॥

અર્થાત્—પચેન્દ્રિય જીવોનો વધ, અત્યન્ત આરભ, અત્યત પરિગ્રહ, મમતા, કૃપારહિતપણુ, માસભોજન, સદા વૈરભાવ (૧) રૌદ્રધ્યાન, મિથ્યાત્વભાવ, અનતાનુબધિ કષાયનું કરવુ, કૃષ્ણ, નીલ, અને કાપોત લેશ્યા, મૃષા ભાષણ (૨) પરદ્રવ્યનુ હરણ કરવુ, પ્રતિક્ષણ મૈથુનાસક્તિ અને ઇન્દ્રિયાધીનતા—એટલા નરકાયુના આસ્રવો છે (૩)

ઉન્માર્ગની દેશના, માર્ગનો અત્યત નાશ, ગૂઢહૃદયતા, આર્તધ્યાન, શલ્ય સહિત માયા, આરભ, પરિગ્રહ, અતિચાર સહિત શીલવ્રત, નીલ અને કાપોત લેશ્યાપણુ, અવિરતિપણુ તેમજ કષાયો તિર્યચાયુષ્યના આસ્રવો જાણવા

મનુષ્યાયુષ્યના બધહેતુઓને બતાવનાર શ્લોકો કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચદ્રાચાર્ય નીચે પ્રમાણે દર્શાવે છે —

अल्पौ परिग्रहारम्भौ सहजे मार्दवार्जवे ।
कापोतपीतलेश्यत्व धर्मध्यानानुरागिता ॥ १ ॥

प्रत्याख्यानकषायत्व परिणामश्च मध्यम ।
संविभागविधायित्व देवतागुरुपूजनम् ॥ २ ॥

पूर्वालापप्रियालापौ सुखप्रज्ञापनीयता ।
लोकयात्रासु माध्यस्थ्य मानुषायुष आश्रवा ॥ ३ ॥

અર્થાત્—અલ્પારભ અને અલ્પપરિગ્રહ સ્વાભાવિક મૃદુતા અને સરલતા, કાપોત અને પીત લેશ્યાનો ભાવ ધર્મધ્યાનનો અનુરાગ (૧) ત્યકતકષાયતા, મધ્યમ પરિણામ સુપાત્રદાન દઈ ભોજન ક્રિયા, દેવગુરુનુ પૂજન (૨) જો કોઈ મળવા આવે અથવા રસ્તામા મળે, તો પ્રથમ મિષ્ટવચનથી બોલવુ તથા જે વચન બોલવા કાઢવી, તે પ્રિય કાઢવી, તેનુ નામ પ્રિયાલાપ, તેમજ સુખશાંતિ પૂર્વક પ્રશ્ન પૂછવો, જે શાન્તિમા છો ? ઇત્યાદિ વળી લોકવ્યવહારમા મધ્યસ્થતા, એટલા મનુષ્યાયુષના આશ્રવો છે. (૩)

હવે દેવાયુષ્યના બધહેતુસૂચક શ્લોકો જોઈએ—

सरागसयमो देशसयमोऽकामनिर्जरा ।
कल्याणमित्रसपर्का धर्मश्रवणशीलता ॥ १ ॥

पात्रे दान तप श्रद्धारत्नत्रयाविराधना ।
मृत्युकाले परिणामो लेश्ययो पद्मपीतयो ॥ २ ॥

बालतपोऽग्नितोयादिसाधनोल्लम्बनानि च ।
अव्यक्तसामायिकता देवस्यायुष आस्रवा ॥ ३ ॥

અર્થાત્—સરાગસયમ, દેશસયમ, અકામનિર્જરા, સન્મિત્રનો સયોગ, ધર્મતત્ત્વ સાભળવાનો સ્વભાવ. ૧ પાત્રમા દાન, તપસ્યા-કરણ, શ્રદ્ધા, જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયની વિરાધના નહિ કરવી, મૃત્યુકાલમા પદ્મ અને પીત લેશ્યાના પરિણામ ૨. બાલતપ એટલે તત્ત્વજ્ઞાન રહિતપણે મનુષ્ય સ્વર્ગ અથવા રાજ્યાદિની પ્રાપ્તિને માટે જે તપસ્યા કરે છે તે, અગ્નિ અથવા જલ વિગેરેથી મરણ તથા દોરડા પ્રમુખનો ગળે ફાસો ખાઇ મરણ, (તાત્પર્ય કે—શાતિપૂર્વક ખરા અત કરણથી અગ્નિ પ્રવેશ કરી પતિ પાછળ મરનાર સ્ત્રી સ્વર્ગગામિની થાય છે, તેમજ જળમા ડુબવાથી પણ વ્યતર દેવ થાય છે, પ્રેમાધીન બની કોઇ ફાસો ખાય છે, તો તે મરણ સમય સમભાવ રાખવાથી વ્યતરાદિ દેવનો જન્મ પ્રાપ્ત કરે છે, માટે જ પૂર્વોક્ત અગ્નિ, જલ અને ફાસા વિગેરેથી થતા મરણોને દેવગતિના આશ્રવો માનેલા છે) તથા અવિધિથી કરેલા સામાયિકાદિ ધર્મકૃત્યો પણ દેવાયુષના આશ્રવો છે ૩

હવે નામકર્મના આશ્રવો ત્રણ વિભાગથી બતાવવામા આવે છે—(૧) અશુભનામ કર્મના (૨) શુભનામ કર્મના (૩) અને તીર્થકૃન્નામકર્મના આશ્રવો જુદા જુદા નિરૂપિત કરવામા આવેલા છે તેમાના **અશુભનામકર્મના આશ્રવો** નીચે પ્રમાણે છે—

મન, વચન અને કાયાની અમુક કાર્ય પરત્વે વક્રતા, પર પ્રાણિઓને ઠગવા, કૂડકપટભાવ, મિથ્યાત્વભાવ, ચાડી કરવી, ચિત્તની ચચળતા, જાુદું સોનું તૈયાર કરવુ એટલે નવા સિક્કા વિગેરે કરી લોકોને ઠગવા, ખોટી સાક્ષી, વર્ણ, ગધ, રસ અને સ્પર્શાદિ વડે અન્યને ઠગવા અથવા અન્યથા બતાવવા (દાખલા તરીકે કન્યા શ્યામવર્ણવાળી હોય, છતા ગૌર વર્ણવાળી છે એમ કહેવુ ઇત્યાદિક કાર્યમા યથાયોગ્ય સમજી લેવુ) પ્રાણિઓમા અગોપાગ છેદવા (જેમ

કે કોઇ બળદને નિર્લાંછન કર્મ કરે છે, કોઇ કુતરાની પૂછડી અથવા કાન કાપે છે, ઇત્યાદિ કર્મો સ્વાર્થને લઇ અથવા શોખની ખાતર કરવા), યંત્રકર્મ, પંજરકર્મ, ખોટુ માપ, ખોટા તોલા, અન્યની નિંદા, આત્મ પ્રશંસા, હિંસા, અનૃતભાષણ, ચોરી, અબ્રહ્મસેવા, મહારંભ, પરિગ્રહ, કઠોર તથા અયોગ્ય વચન, મનોહરવેષ અથવા અલંકારાદિ વડે મદદ કરવી, વાચાળતા, આક્રોશ (વિના અપરાધ અન્યનુ અપમાન કરવુ), અયંની શોભાનો ઘાત કરવો, કોઇના ઉપર કામણ કરવુ, હાસી અથવા અન્ય કોઇની વિડંબના વડે પરને કુતૂહળ ઉત્પન કરવુ, વેશ્યાની શોભા વધારવા માટે તેણીને અલંકારાદિ આપવા, દાવાનળ લગાડવો, દેવપૂજાદિનું નામ દઇ સુગંધિ પદાર્થો ધર્મિષ્ઠ પુરૂષો પાસેથી ઠગીને લેવા, અત્યંત કષાયિતા તથા દેવાલય, ઉપાશ્રય, ધર્મશાળા, દેવમૂર્ત્તિ વિગેરેનો નાશ કરવો, તેમજ અંગારાદિ પંદર કર્માદાનો કરવા, કરાવવા તે તમામ **અશુભનામકર્મના** આશ્રવો છે

હવે **શુભનામકર્મના** આશ્રવો (બંધહેતુઓ) આ છે-પૂર્વોકત દુષ્ટ પરિણામોથી વિપરીત પરિણામોને સમજવા, તેમજ પ્રમાદની હાનિ, સદ્ભાવની વૃદ્ધિ, ક્ષાન્તિ પ્રમુખ ગુણો, ધાર્મિક પુરૂષોના દર્શનથી એકદમ સ્વાગત ક્રિયા, વિગેરે શુભનામકર્મના આશ્રવો છે

હવે **તીર્થંકરનામકર્મના** બંધહેતુઓ વીશ છે, તે આ પ્રમાણે છે—૧, ત્રણ લોકના પૂજ્ય, ધ્યેય અને સ્તવનીય શ્રીઅરિહંત-ભગવાનની ભક્તિ ૨, કૃતકૃત્ય અને નિર્નાથ શ્રીસિદ્ધ ભગવાનની ભક્તિ ૩, પંચ મહાવ્રતધારી, ત્યાગી, વૈરાગી, ક્રિયાપાત્ર અને જ્ઞાન ધ્યાનાદિ રૂપ ગુણનારત્નાકર, જે મુનિવરો, તેમની ભક્તિ. ૪, છત્રીશ ગુણગણવિભૂષિત ગચ્છનાયક શ્રીઆચાર્ય મહારાજની ભક્તિ ૫ સમસ્ત દ્રવ્યાનુયોગ, ચરિતાનુયોગ અને કથાનુયોગાદિ

શાસ્ત્રના પારગામી જે બહુશ્રુત હોય તેની ભક્તિ ૬, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક, ગણાવચ્છેદક, ગણી અને સ્થવિરાદિ યુક્ત જે સમુદાય તે ગચ્છ, તેની ભક્તિ કરવી ૭, જ્ઞાન લખવુ, લખાવવુ, લખેલાની સભાળ રાખવી, જીર્ણ થએલાનો ઉદ્ધાર કરવો, લોકોપકાર થાય, તેવો જ્ઞાનનો પ્રચાર કરવો, તેના ઉપકરણ-પાટી, પુસ્તક, ઠવણી, કવલી, સાપડા, સાપડી વિગેરેની અવજ્ઞા ન કરવી, જ્ઞાનારાધક તિથિઓ સમ્યક્ પ્રકારે આરાધવી, 'नमो नाणस्स' એ પદની નોકારવાળી વીશ ગણવી, નિરતર એકાવન ખમાસણા દેવા તથા ૫૧ લોગસ્સનો કાઉસગ્ગ કરવો, ઇત્યાદિ પ્રકારે જ્ઞાનપદની આરાધના કરવી, તેનુ નામ શ્રુતભક્તિ ૮, છઠ્ઠ, અઠમ, દશમ, દ્વાદશ, પદર અને માસખમણાદિની દેશકાલાનુસાર તપસ્યા કરનાર તપસ્વીની ભક્તિ ૯, ઉભયકાળ આવશ્યક (પ્રતિક્રમણ) ક્રિયામા અપ્રમત્તતા ૧૦, વ્રતશીલમા અપ્રમત્તભાવ ૧૧, ઉચિત વિનયભાવ કરવો, પરતુ, વિનયવાદીની માફક દરેકનો વિનયભાવ કરવો, એમ નહિ કારણ કે ગુણાધિક પુરૂષમા વિનય કરવો સર્વથા ઉચિત છે, પરતુ અન્યથા વિનય કરવાથી ધર્મને બદલે અધર્મ થાય છે, માટે ઉચિત વિનયભાવ કરવો ૧૨ જ્ઞાનાભ્યાસ કરવો, તે આત્મકલ્યાણને માટે, નહિ કે આજીવિકા માટે અથવા વાદવિવાદને માટે, ઉન્માર્ગનુ પોષણ કરવા તથા અન્યને પરાસ્ત કરવા જ્ઞાનાભ્યાસ કરનારા તો અનેક જીવો જગત્મા છે, તેથી કેવળ આત્મશ્રેય માટે જે અભ્યાસ, તેજ જ્ઞાનાભ્યાસ ૧૩, ૭ પ્રકારનો બાહ્ય અને ૭ પ્રકારે અભ્યતર તપ આશસારહિતપણે કરવો ૧૪, સ્વય સયમ પાળવુ, અન્યને સયમધર્મમા સ્થિર કરવા, સયમ લેનારના મનમા પ્રતિબધ હોય, તેને યથાશક્તિ મન, વચન, અને કાયાથી દૂર કરવા પ્રયત્ન કરવો, ઇત્યાદિ પ્રકારે ચૌદમા સયમપદની આરાધના કરવી ૧૫, એકાન્ત

સ્થળમા બેસી આત્મસ્વરૂપનુ ચિંતન કરવુ, સસારિક સબધોને ઉપાધિભૂત માની વિભાનમાથી મુક્ત થઈ, આત્મસ્વભાનમા પ્રવેશ કરી નિર્વિકલ્પ દશાનો સ્વાદ લેવો તે ધ્યાનપદ ૧૬, ત્રિકરણ યોગે યથાશક્તિ ઉપદેશદ્વારા જૈનધર્મની વાસ્તવિક પવિત્રતા તથા પ્રાચીનતા જનસમૂહમા જાહેર કરવી, જેથી જૈનધર્મોનભિજ્ઞ અને ભદ્રિકપ્રાણીઓને જૈનધર્મ સબધી ખોટા વિકલ્પો શાત થવા સાથે પ્રેમભાવ થાય, તીર્થંકરદેવની ભક્તિ કરવી, તેમ જગડુશાહની માફક દયાર્દ્રભાવથી જગદુદ્ધાર કરવા દાન દેવુ, ઇત્યાદિ કાર્યોથી શાસનપ્રભાવના કરવી, તે સોળમુ પદ શાસનપ્રભાવના ૧૬ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ સઘની અદર સમાધિ થાય, તેવા ઉપાયો યોજવા, તે સઘસમાધિ નામે સત્તરમુ પદ જાણવુ. ૧૮, સાધુઓની શુદ્ધ આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર અને ઔષધાદિવડે ભક્તિ કરવી, જેથી સયમારાધનમા સમ્યક્પ્રકારે તેઓ તત્પર રહે, તે સાધુસેવા, ૧૯, અપૂર્વજ્ઞાનનું ગ્રહણ ૨૦ દર્શનશુદ્ધિ એ પૂર્વોક્ત વીશ પદ અથવા વીશસ્થાનકની સમ્યક્ આરાધના કરવાથી અત્યુત્તમ તીર્થકરનામકર્મની પ્રાપ્તિ થાય છે, માટે આ ઉપર કહેલા સ્થાનકોને તીર્થકરનામકર્મના આશ્રવો જાણવા

પ્રથમ શ્રી ઋષભદેવસ્વામી તથા અતિમ તીર્થકર શ્રીમહાવીર સ્વામી બન્નેએ વીશ સ્થાનકની આરાધના કરી તીર્થકરપદ પ્રાપ્ત કર્યું હતુ

હવે સાતમા ગોત્રકર્મના બધહેતુઓ-આશ્રવો કહેવામા આવે છે ગોત્રકર્મના બે ભેદો છે ઉચ્ચ અને નીચ તેમા નીચગોત્રના આશ્રવો આ પ્રમાણે છે—પરની નિન્દા, અવજ્ઞા અને હાસી કરવી, તેના સારા ગુણોનો લોપ કરવો, છતા અછતા દોષોનુ કહેવુ, સ્વમુખે પોતાની પ્રશસા કરવી, છતા અછતા ગુણોની પ્રખ્યાતિ કરવી, સ્વદોષને ઢાકવો અને જાતિ આદિકનો મદ કરવો.

પૂર્વોક્ત દુર્ગુણોથી વિપરીત આચરણ, ગર્વરહિતતા તથા મન, વચન અને કાયાથી વિનય કરવો, તે ઉચ્ચગોત્રના આશ્રવો સમજવા જોઇએ

છેવટે દાનમા, લાભમા, ભોગમા, ઉપભોગમા અને વીર્યમા સહેતુક અથવા નિર્હેતુક જે અતરાય કરવો, તે અતિમ અતરાય કર્મના આશ્રવો જાણવા

પૂર્વોક્ત આઠે કર્મોના આશ્રવોના નામમાત્ર લખવામા આવ્યા, તેને યથાબુદ્ધિ મનમા ધારણ કરી ત્યાગ કરવા શુભાશ્રવો, જો કે અતે ત્યાગ કરવા લાયક છે, તોપણ મોક્ષના કારણભૂત હોવાથી તે આશ્રવોનો આશ્રય પૂર્વાચાર્યોએ કરેલો છે તેથી મોક્ષાભિલાષી જીવોએ તેનો આશ્રય કરવો અને અશુભાશ્રવોનો મન, વચન અને કાયાથી ત્યાગ કરવો, કારણ કે સસારનુ કારણ આશ્રવ જ છે

## વ્રતની શ્રેષ્ઠતા

સસારસમુદ્રમા તરવા માટે પ્રવ્રજ્યા પ્રવહણ સમાન છે તેનુ ધારણ કરવુ, તેજ ખરૂ સસાર તરવાનુ કારણ છે સૂર્યના તાપને શાંત કરવા જેમ મેઘ સમર્થ છે, હાથીઓને ભગાડવા જેમ સિહ સમર્થ છે, જગતમા અધકારનો નાશ કરવા જેમ ભાસ્કર (સૂર્ય) સમર્થ છે પ્રાણિઓને ભય દેનાર સર્પોને દૂર કરવા ગરૂડ સમર્થ છે, જીવોને દુખદાવાનલની વૃદ્ધિ કરનાર દારિદ્રયને દૂર કરવા જેમ કલ્પવૃક્ષ સમર્થ છે, તેમ સસારસમુદ્રથી ભયભીત થએલા ભવ્યજીવોને પાર પમાડવા વ્રત સમર્થ છે વળી અનેક પદવીઓનુ પ્રદાન કરવારૂપ અદ્વિતીયદાનશૌડીર્યવાળુ પણ વ્રતજ છે, કહ્યું છે કે —

आरोग्य रूपलावण्ये दीर्घायुष्य महर्द्धिता ।
आज्ञैश्वर्यं प्रतापित्व साम्राज्य चक्रवर्त्तिता ॥ १ ॥
सुरत्व सामानिकत्वमिन्द्रत्वमहमिन्द्रता ।
सिद्धत्व तीर्थनाथत्व सव व्रतफल ह्यद ॥ २ ॥
एकाहमपि निर्मोह प्रव्रज्यापरिपालक ।
न चेन्मोक्षमवाप्नोति तथापि स्वर्गभाग्भवेत् ॥ ३ ॥

અર્થાત્—આરોગ્ય, સુદરરૂપ, શરીરનું લાવણ્ય, લાબુ આયુષ્ય મોટી ઋદ્ધિ આજ્ઞા પ્રધાનતા, પ્રતાપ, મ ડલેશ્વરપણુ, ચક્રવર્તીપણુ (૧) દેવપણુ ઇન્દ્ર તુલ્ય ઋદ્ધિવાળા સામાનિકદેવપણે ઉત્પન્ન થવુ, ખાસ ઇન્દ્રપણુ, નવગ્રૈવેયક તથા સર્વાર્થસિદ્ધપણુ, સિદ્ધપણુ, તેમજ તીર્થ કર પદરૂપ તમામ ફળો વ્રતોનાજ છે ૨

એક દિવસ ફકત મોહરહિતપણે યથાવિધિ પ્રવજ્યા રૂપ વ્રતનું પરિપાલન કરનાર, જો કદાચ મોક્ષ ન મેળવે, તો પણુ અવશ્ય વૈમાનિક દેવ તો થાયજ છે ૩

જેવી રીતે મત્ર, તત્ર, યત્ર, ઔષધ અને શુકન વિગેરે ચમત્કારી વિષયોને વિધિયુક્ત સેવન કરવામા આવે તોજ ફળને આપનારા થાય છે, તેવીજ રીતે પ્રવ્રજ્યા કે જેના દીક્ષા, સયમ, વ્રત યોગ, સન્યાસ વિગેરે પર્યાયવાચી શબ્દો છે, તે પદાર્થોનુ પણુ જો વિધિ સહિત સેવન થાય, તોજ પૂર્વોક્ત ફલ આપનાર થાય અન્યથા વિપરીત ફળને દેનાર થાય છે પ્રવ્રજ્યાના અધિકારી જીવમા પ્રથમ ક્ષાન્તિની આવશ્યકતા છે બરાબર શાન્તિ હોય તોજ પ્રવ્રજ્યાનુ પાલણુ પોષણુ થઇ શકે છે ક્ષાન્તિના અભાવમા સમસ્ત ગુણોનો પણુ અભાવ સમજવો, તેમજ તેના અસ્તિત્વથી સમગ્ર ગુણુરૂપ રત્નોનુ રક્ષણુ થઇ શકે છે.

ગુણરત્નોનું રક્ષણ કરવા માટે ક્ષાન્તિ એક મજૂષા તુલ્ય છે ક્ષમારહિત સાધુ ગાહે સકલશાસ્ત્રનો વેત્તા હોય, છતા લોકોપકાર તેમજ સ્વકલ્યાણ કરી શકે નહિ આ વાત જગજાહેર છે આબાલવૃદ્ધ, અનુભવ પ્રમાણથી તેને પ્રત્યક્ષ જાણે છે તેથી તે સબધી વિસ્તારથી નહિ લખતા, ક્ષાન્તિ સમસ્ત ગુણોનો ભડાર છે, તે બતાવનાર થોડાએક શ્લોકોનું અવલોકન કરીએ—

क्षान्तिरेव महादान क्षान्तिरेव महातप ।
क्षान्तिरेव महाज्ञान क्षान्तिरेव महादम ॥ १ ॥

क्षान्तिरेव महाशील क्षान्तिरेव महाकुलम् ।
क्षान्तिरेव महावीय क्षान्तिरेव पराक्रम ॥ २ ॥

क्षान्तिरेव च संतोष क्षान्तिरिन्द्रियनिग्रह ।
क्षान्तिरेव महाशौच क्षान्तिरेव महादया ॥ ३ ॥

क्षान्तिरेव महारूप क्षान्तिरेव महाबलम् ।
क्षान्तिरेव महैश्वर्य क्षान्तिर्धैर्यमुदाहृता ॥ ४ ॥

क्षान्तिरेव परं ब्रह्म सत्य क्षान्ति प्रकीर्त्तिता ।
क्षान्तिरेव परा मुक्ति क्षान्ति सर्वार्थसाधिका ॥ ५ ॥

क्षान्तिरेव जगद्वन्द्या क्षान्तिरेव जगद्धिता ।
क्षान्तिरेव जगज्ज्येष्ठा क्षान्ति कल्याणदायिका ॥६॥

क्षान्तिरेव जगत्पूज्या क्षान्ति परममङ्गलम् ।
क्षान्तिरेवौषध चारु सर्वव्याधिनिबर्हणम् ॥ ७ ॥

क्षान्तिरेवारिनिर्णाशं चतुरङ्गमहाबलम् ।
किं चात्र बहुनोक्तेन क्षान्तौ सर्वं प्रतिष्ठितम् ॥ ८ ॥

અર્થાત્—ક્ષાન્તિ તેજ મહાદાન, ક્ષાન્તિ તેજ મહાતપ, ક્ષાન્તિ તેજ મહાજ્ઞાન તેમજ ક્ષાન્તિ એજ મોટુ દમન છે ૧ ક્ષાન્તિ એજ મહાશીલ, ક્ષાન્તિ એજ મહાકુલ, ક્ષાન્તિ તેજ મહા વીર્ય, તેમજ ક્ષાન્તિ તેજ પરાક્રમ છે ૨ ક્ષાન્તિ એજ સંતોષ, ક્ષાન્તિ એજ ઇન્દ્રિયનિગ્રહ, ક્ષાન્તિ તેજ શૌચધર્મ અને મહાદયા પણ ક્ષાન્તિ જ છે ૩ વળી મહા રૂપ, મોટુ બળ, મહા ઐશ્વર્ય તે પણ ક્ષાન્તિ જ છે અને ક્ષાન્તિ તેજ ધૈર્ય કહેવુ છે ૪ ક્ષાન્તિ તેજ પરબ્રહ્મ તથા સત્ય તે પણ ક્ષાન્તિજ છે ક્ષાન્તિ તેજ પરમ મુક્તિ તેમજ સર્વાર્થસાધક પણ ક્ષાન્તિ જ છે ૫ ક્ષાન્તિજ જગતમા વંદનીય છે વળી જગતને હિતકર પણ તે જ છે, ક્ષાન્તિ તેજ જગતમા મોટી છે, તેમજ કલ્યાણને દેવાવાળી પણ ક્ષાન્તિજ છે ક્ષાન્તિ તેજ જગત્પૂજ્ય છે, ક્ષાન્તિ પરમ મગળ તેમજ સર્વ વ્યાધિ વિનાશક ઔષધ પણ ક્ષાન્તિ ( સહનશીલતા ) જ છે ૭ ક્ષાન્તિ એજ રાગાદિ શત્રુઓનો નાશ કરવામા ચતુરગી મોટી સેના છે, ઝાઝુ શુ કહીએ ? ક્ષાન્તિમાજ સર્વ રહેલુ છે ૮

## પૂર્ણાહુતિમા ઉપદેશ.

હવે આ વૈરાગ્ય પ્રકરણની પૂર્ણાહુતિમા શ્રીગૌતમકુલકની સર્વ-જનને લાભદાયક વીશ ગાથાઓ આપવી ઘણીજ ઉપયોગી થઇ પડશે

लुद्धा नरा अत्थपरा हवन्ति मूढा नरा कामपरा हवन्ति।
बुद्धा नरा खतिपरा हवन्ति मिस्सा नरा तिन्निवि आ-
यरन्ति ॥ १ ॥

ते पडिया जे विरया विरोहे ते साहुणो जे समयं चरन्ति।
ते सत्तिणो जे न चलन्ति धम्मं ते बंधवा जे वसणे
हवन्ति ॥ २ ॥

कोहाभिभूया न सुहं लहन्ति माणसिणो सोयपरा हवन्ति।
मायाविणो हुन्ति परस्स पेसा लुद्धा महिच्छा नरयं उविंति ॥ ३ ॥

कोहो विसं किं अमयं अहिंसा माणो अरी किं हियमप्पमाओ।
माया भयं किं सरणं तु सच्चं लोहो दुहो किं सुहमाहु तुट्ठी ॥ ४ ॥

बुद्धि अचंडं भयए विणीयं कुद्धं कुसीलं भयए अकित्ती।
संभिन्नचित्तं भयए अलच्छी सच्चे ठियं संभयए सिरी य ॥५॥

चयंति मित्ताणि नरं कयग्घं चयन्ति पावाइं मुणिं जयन्तं।
चयन्ति सुक्काणि सराणि हंसा चएइ बुद्धी कुवियं मणुस्सं ॥ ६ ॥

अरोइ अत्थं कहिए विलावो असंपहारे कहिए विलावो।
विक्खित्तचित्ते कहिए विलावो बहु कुसीसे कहिए विलावो ॥ ७ ॥

दुट्ठा हिया दंडपरा हवन्ति विज्जाहरा मंतपरा हवन्ति।
मुक्खा नरा कोहपरा हवन्ति सुसाहुणो तत्तपरा हवन्ति ॥ ८ ॥

सोहा भवे उग्गतवस्स खंती समाहिजोगो पसमस्स सोहा।
नाणं सुझाणं चरणस्स सोहा सीसस्स सोहा विणए पवित्ति ॥ ९ ॥

अभूसणो सोहइ बंभयारी अकिंचणो सोहइ दिक्खधारी।
बुद्धीजुओ सोहइ रायमंती लज्जाजुओ सोहइ एगपत्ति ॥१०॥

अप्पा अरी होइ अणवट्ठियस्स अप्पा जसो सीलमओ नरस्स।
अप्पा दुरप्पा अणवट्ठियस्स अप्पा जिअप्पा सरणं गईय ॥ ११ ॥

અર્થાત—ક્ષાન્તિ તેજ મહાદાન, ક્ષાન્તિ તેજ મહાતપ, ક્ષાન્તિ તેજ મહાજ્ઞાન તેમજ ક્ષાન્તિ એજ મોટુ દમન છે ૧ ક્ષાન્તિ એજ મહાશીલ, ક્ષાન્તિ એજ મહાકુલ, ક્ષાન્તિ તેજ મહાવીર્ય, તેમજ ક્ષાન્તિ તેજ પરાક્રમ છે ૨ ક્ષાન્તિ એજ સતોષ, ક્ષાન્તિ એજ ઇન્દ્રિયનિગ્રહ, ક્ષાન્તિ તેજ શૌચધર્મ અને મહાદયા પણ ક્ષાન્તિ જ છે ૩ વળી મહા રૂપ, મોટુ બળ, મહા ઐશ્વર્ય તે પણ ક્ષાન્તિ જ છે અને ક્ષાન્તિ તેજ ધૈર્ય કહેવુ છે ૪ ક્ષાન્તિ તેજ પરબ્રહ્મ તથા સત્ય તે પણ ક્ષાન્તિજ છે ક્ષાન્તિ તેજ પરમ મુક્તિ તેમજ સર્વાર્થસાધક પણ ક્ષાન્તિ જ છે ૫ ક્ષાન્તિજ જગતમા વદનીય છે વળી જગતને હિતકર પણ તે જ છે, ક્ષાન્તિ તેજ જગતમા મોટી છે તેમજ કલ્યાણને દેવાવાળી પણ ક્ષાન્તિજ છે ક્ષાન્તિ તેજ જગત્પૂજ્ય છે, ક્ષાન્તિ પરમ મગળ તેમજ સર્વ વ્યાધિ વિનાશક ઔષધ પણ ક્ષાન્તિ ( સહનશીનતા ) જ છે ૭ ક્ષાન્તિ એજ રાગાદિ શત્રુઓનો નાશ કરવામા ચતુરગી મોટી સેના છે, ઝાઝુ શુ કહીએ ? ક્ષાન્તિમાજ સર્વ રહેલુ છે ૮

પૂર્ણાહુતિમા ઉપદેશ.

હવે આ વૈરાગ્ય પ્રકરણની પૂર્ણાહુતિમા શ્રીગૌતમકુલકની સર્વજનને લાભદાયક વીશ ગાથાઓ આપવી ઘણીજ ઉપયોગી થઇ પડશે

लुद्धा नरा अत्थपरा हवन्ति मूढा नरा कामपरा हवन्ति।
बुद्धा नरा खन्तिपरा हवन्ति मिस्सा नरा तिन्निवि आ
यरन्ति ॥ १ ॥

ते पंडिया जे विरया विरोहे ते साहुणो जे समयं चरन्ति।
ते सत्तिणो जे न चलन्ति धम्मं ते बंधवा जे वसणे
हवन्ति ॥ २ ॥

कोहाभिभूया न सुह लहन्ति माणसिणो सोयपरा हवन्ति ।
मायाविणो हुन्ति परस्स पेसा लुद्धा महिच्छा नरय उ-
विंति ॥ ३ ॥

कोहो विस किं अमय अहिंसा माणो अरी किं हियमप्पमाओ।
माया भय किं सरण तु सच्च लोहो दुहो किं सुहमाह
तुट्ठी ॥ ४ ॥

बुद्धि अचड भयए विणीय कुद्ध कुसील भयए अकित्ती ।
सभन्नचित्त भयए अलच्छी सच्चे ठियस भयए सिरी य ॥५॥

चयति मित्ताणि नर कयग्घ चयन्ति पावाइ मुणिं जयन्त।
चयन्ति सुक्काणि सराणि हसा चएइ बुद्धी कुवियं मणुस्सं
॥ ६ ॥

अरोइ अत्थ कहिए विलावो असपहारे कहिए विलावो।
विक्खित्तचित्तो कहिए विलावो बहुं कुसीसे कहिए विलावो
॥ ७ ॥

दुट्ठा हिवा दडपरा हवन्ति विज्जाहरा मतपरा हवन्ति ।
मुक्खा नरा कोहपरा हवन्ति सुसाहुणो तत्तपरा हवन्ति
॥ ८ ॥

सोहा भवे उग्गतयस्स खती समाहिजोगो पसमस्स सोहा ।
नाण सुझाण चरणस्स सोहा सीसस्स सोहा विणए पवि-
त्ति ॥ ९ ॥

अभूसणो सोहइ बभयारी अकिंचणो सोहइ दिक्खधारी ।
बुद्धीजुओ सोहइ रायमती लज्जाजुओ सोहइ एगपत्ति ॥१०॥

अप्पा अरी हो अणवट्ठियस्स अप्पा जसो सीलमओ नरस्स।
अप्पा दुरप्पा अणवट्ठियस्स अप्पा जिअप्पा सरण गई
य ॥ ११ ॥

न धम्मवज्जा परमत्थि वज्जं न पाणिहिंसा परमं अवज्जं।
न पेमरागा परमत्थि बन्धो न बोहिलाभा परमत्थि लाभो
॥ १२ ॥
न सेवियव्वा पमया परक्का न सेवियव्वा पुरिसा अविज्जा।
न सेवियव्वा अहिमानहीणा न सेवियव्वा पिसुणा मणुस्सा ॥ १३ ॥
जे धम्मिया ते खलु सेवियव्वा जे पंडिया ते खलु पुच्छियव्वा।
जे साहुणो ते अभिवंदियव्वा जे निम्ममा ते पडिलाभियव्वा ॥ १४ ॥
पुत्ता य सीसा य समं विभत्ता रिसी य देवा य समं विभत्ता।
मुक्खा तिरिक्खा य समं विभत्ता मुआ दरिद्दा य समं विभत्ता ॥ १५ ॥
सव्वा कला धम्मकला जिणाइ सव्वा कहा धम्मकहा जिणाइ।
सव्वं बलं धम्मबलं जिणाइ सव्वं सुहं धम्मसुहं जिणाइ ॥१६॥
जूए पसत्तस्स धनस्स नासो मंसे पसत्तस्स दयाइनासो।
मज्जे पसत्तस्स जसस्स नासो वेसापसत्तस्स कुलस्स नासो
॥ १७ ॥
हिंसापसत्तस्स सुधम्मनासो चोरीपसत्तस्स सरीरनासो।
तहा परत्थीसु पसत्तयस्स सव्वस्स नासो अहमा गई य ॥१८॥
दाणं दरिद्दस्स पहुस्स खंती इच्छानिरोहो य सुहोइयस्स।
तारुन्नए इंदियनिग्गहो य चत्तारि पयाणि सुदुक्कराणि ॥१९॥
असासयं जीवियमाहु लोए धम्मं चरे साहुजणोवइट्ठं।
धम्मो य ताणं सरणं गई य धम्मं निसेवित्तु सुहं लहन्ति
॥ २० ॥

અર્થાત્—નીચી મનુષ્યો દ્રવ્ય ઉપાર્જન કરવાને તત્પર હોય છે, મૂર્ખ મનુષ્યો કામ ભોગને વિષે તત્પર હોય છે, તત્ત્વના જાણ પુરૂષો ક્ષમા એટલે સમતાને વિષે તત્પર હોય છે જ્યારે સામાન્ય (મિશ્ર) પુરૂષો અર્થ, કામ અને ક્ષમા એ ત્રણને આ રે છે ૧

જે પુરૂષો વિરોધ અથવા ક્રોધથી વિરમ્યા હોય અર્થાત્ દૂર હોય તેજ પંડિત છે જે પુરૂષો સિદ્ધાંત પ્રમાણે ચાલે છે, તેજ સાધુ છે જેઓ ધર્મથી ચળે નહિ, તેજ સત્યવ્રત છે અને જેઓ કષ્ટ વખતે સહાય કરે તેજ બાંધવ છે ૨

ક્રોધથી વ્યાપ્ત થએલા પ્રાણીઓ સુખ પામતા નથી, અહંકારી પુરૂષો શોકમાં પરાયણ હોય છે, માયાવી એટલે કપટી પ્રાણીઓ આ ભવમાં અને પરભવમાં પારકાના દાસ થાય છે, તેમજ લોભી અને મોટી તૃષ્ણાવાળા પ્રાણીઓ નરકમાં જાય છે ૩

પ્રશ્ન —વિષ શું ચીજ છે? ઉત્તર —ક્રોધ.
પ્રશ્ન —અમૃત શું છે? ઉત્તર —અહિંસા, દયા
પ્રશ્ન —શત્રુ કોણ? ઉત્તર —માન
પ્રશ્ન —હિત કોણ? ઉત્તર —અપ્રમાદ
પ્રશ્ન —ભય શું છે? ઉત્તર —માયા
પ્રશ્ન —શરણ કોણ છે? ઉત્તર —સત્ય
પ્રશ્ન —દુઃખ શું? ઉત્તર —લોભ
પ્રશ્ન —સુખ શું? ઉત્તર —સંતોષ ૪

સૌમ્યપરિણામી એટલે શાંત સ્વભાવવાળા અને વિનયરત માણસને બુદ્ધિ (વિદ્યા) પ્રાપ્ત થાય છે, ક્રોધી અને દુઃશીલિયાને અકીર્તિ પ્રાપ્ત થાય છે, ભગ્ન ચિત્તવાળાને એટલે અસ્થિર ચિત્ત-

વાળા પ્રાણીને નિધનપણું પ્રાપ્ત થાય છે અને સત્યને વિષે રહેલા પુરૂષને લક્ષ્મી પ્રાપ્ત થાય છે ૫

કૃતઘ્ન એટલે નિમકહરામ માણસને મિત્રો તજી દે છે, યત્નહીન મુનિને પાપો તજી દેછે, સુકાઇ ગએલા સરોવરને હંસો તજી જાય છે, તેજ પ્રમાણે કુપિત માણસને બુદ્ધિ તજી દે છે ૬

અરૂચિવાળા માણસને પરમાર્થની વાત કહેવી અરણ્યરૂદન સમાન છે એટલે નિરર્થક છે અર્થનો નિશ્ચય કર્યાં વિના બોલવુ, તે પણ વિલાપ સમજવો, વ્યાક્ષિપ્ત ચિત્તવાળાને કાંઇ પણ કહેવુ, તે વિનાપતુલ્ય છે, તેમજ કુશિષ્યને ઝાઝુ કહેવુ તે પણ વિલાપ માત્ર છે ૭

દુષ્ટ રાજાઓ પ્રજાને દંડવામા તત્પર હોય છે વિદ્યાધરો મત્ર સાધવામા તત્પર હોયછે, મૂર્ખ પુરૂષો ક્રોધ કરવામા તત્પર હોય છે, જ્યારે ભલા–સાધુપુરૂષો તત્ત્વનો વિચાર કરવામા તત્પર રહે છે ૮

ક્ષમા, એજ ઉગ્ર તપસ્યા કરનારની શોભા છે સમાધિયોગ, ઉપશમની શોભા છે જ્ઞાન અને શુભધ્યાન, એ ચારિત્રની શોભા છે જ્યારે શિષ્યની શોભા વિનયપ્રવૃત્તિ એટલે વિનય કરવો તેજ છે ૯

આભૂષણથી રહિત હોય, તો પણ બ્રહ્મચારી શોભે છે, દીક્ષાધારી સાધુ પરિગ્રહરહિતપણે શોભે છે રાજાનો મત્રી બુદ્ધિથી યુક્ત હોય, તોજ શોભે છે અને લજ્જાવાળી નીનવતી સ્ત્રી શોભે છે ૧૦

અનવસ્થિત એટલે જેનુ ચિત્ત સ્થિર ન હોય તેવા માણસનો આત્માજ તેનો શત્રુ છે શીલવાળા માણસનો આત્મા વશ

પામે છે, અસ્થિર ચિત્તવાળો આત્મા દુરાત્મા જાણવો, તેમજ જિતાત્મા એટલે જેણે ઇન્દ્રિયોને જીતીને મન વશ કર્યું છે, એવો આત્મા ( સંસારથી ભયભ્રાન્ત પ્રાણીઓને ) શરણુ કરવા લાયક છે ૧૧

ધર્મકાર્ય સમાન બીજુ કોઇ મોટુ કાર્ય નથી, પ્રાણિઓની હિંસાથી મોટુ બીજુ કોઇ અકાર્ય નથી, સ્નેહરાગથી ઉત્કૃષ્ટ બીજો કોઇ બંધ નથી, તેમજ સમકિતરૂપ બોધિબીજ સમાન બીજો કોઇ લાભ નથી

પારકી સ્ત્રી સેવવી નહિ, મૂર્ખ લોકોની સેવા કરવી નહિ, તેમજ અભિમાની અને નીચપુરૂષોની અને ચાડિયામાણસોની પણ સેવા કરવી નહિ ૧૩

ખરેખર, ધર્મિષ્ટ પુરૂષોની સેવા કરવી જે પંડિત પુરૂષો હોય, તેઓ નિશ્ચયે પૂછવા યોગ્ય જાણવા અને જે સાધુઓ છે, તેજ સમસ્ત રીતે વંદવા યોગ્ય છે તેમજ મુનિઓ નિરહંકારી હોય અથવા શરીરને વિષે મમત્વ નથી રાખતા, તેવા મુનિઓને પ્રતિલાભના અથવા અશનાદિક વહોરાવવુ ૧૪

પુત્ર અને શિષ્ય, મુનિઓ અને દેવો, મૂર્ખ અને તિર્યંચ ( પશુ ) તથા દરિદ્ર અને મરણ પામેલા, એ જોડલા સરખા જાણવા ૧૫

સર્વ કળાઓની અંદર ધર્મની કળા એજ જીતનારી છે કથાઓમા ધર્મ કથાજ જય પામે છે સર્વ પ્રકારના બલોમા ધર્મ બળ જ જીતનાર છે, જ્યારે સર્વ સુખોમા ધર્મ સબંધી સુખજ જીતે છે ૧૬

જૂગટામાં આસક્ત થયેલા માણસના ધનનો નાશ થાય છે માંસના લોલુપી માણસની દયાનો નાશ થાય છે, મદિરામાં આસક્ત થએલ માણસના યશનો નાશ થાય છે અને વેશ્યાગમનમાં આસક્ત પ્રાણીના કુળનો નાશ થાય છે ૧૭

હિંસામાં આસક્ત માણસના દરેક ધર્મનો નાશ થાય છે, ચોરીમાં આસક્ત થવાથી શરીરનો નાશ થાય છે તેમજ પરસ્ત્રીમાં લંપટ થએલા પ્રાણીના દ્રવ્યનો અને ગુણોનો નાશ થાય છે, અને અંતે અધમ ગતિ થાય છે ૧૮

દરિદ્ર પુરૂષથી દાન થઈ શકવું દુષ્કર છે, ઠકુરાઈપણામાં ક્ષમા કરવી દુર્લભ છે, સુખોચિત માણસને ઇચ્છાનો નિરોધ કરવો મુશ્કેલ છે, જ્યારે યુવાવસ્થામાં ઇંદ્રિયનિગ્રહ દુષ્કર છે, એ ચારે ઘણાજ દુષ્કર સમજવા ૧૯

આ સંસારને વિષે શ્રીજિનેશ્વર મહારાજે જીવિતવ્ય ( જીવોનું આયુષ્ય ) ને અશાશ્વતું કહેલું છે, તેથી કરીને સાધુજનોએ ઉપદેશેલા ધર્મને હે જીવ ! તું આચરજે, કારણ કે ધર્મ તેજ ત્રાણ છે અર્થાત્ અનર્થથી બચાવનાર છે, શરણ કરવા યોગ્ય છે અને શુભ ગતિને આપનાર છે, અતઃ ધર્મનું સેવન કરવાથી પ્રાણિઓ સુખને સંપાદન કરે છે ૨૦

હવે આ ઉપદેશને અહિંજ સમાપ્ત કરી ચતુર્થ પ્રકરણમાં પ્રવેશ કરીશું

## ત્રીજું પ્રકરણ સમાપ્ત





# ચોથું પ્રકરણ



ત્રીજા પ્રકરણમા ખાસ કરીને વૈરાગ્યનીજ પુષ્ટિ કરવામા આવી છે હવે મનુષ્યોને માર્ગાનુસારીના ગુણોની પ્રાપ્તિ કરવી બહુ આવશ્યક હોવાથી આ ચોથા પ્રકરણમા માર્ગાનુસારિના ગુણો કેટલા અને કેવા સ્વરૂપમા છે, તે સ્પષ્ટ રીતે બતાવવામા આવે છે કારણ કે, માર્ગાનુસારી થયા પછીજ મનુષ્યો ધર્મને લાયક થઇ શકે છે અતએવ માર્ગાનુસારિના ૩૫ ગુણોની વ્યાખ્યા કરવી જરૂરની છે, તે ટૂકામા યોગશાસ્ત્રાનુસાર અહિં કહેવામા આવે છે

## માર્ગાનુસારીના ગુણો

માર્ગાનુસારિ જીવ સરલતાથી સમ્યક્ત્વ મૂલ બારવ્રત ધારી થઇ શકે છે જો કે, સમ્યક્ત્વ અને બાર વ્રત વિગેરેની વ્યાખ્યા પણ આગળ થશે પરન્તુ અહિ ક્રમપ્રાપ્ત માર્ગાનુસારિના ૩૫ ગુણોના દશ શ્લોકોનુ ફક્ત આપવામા આવે છે

न्यायसम्पन्नविभव शिष्टाचारप्रशसक ।
कुलशीलसमै सार्धं कृतोद्वाहोऽन्यगोत्रजै ॥ १ ॥
पापभीरु प्रसिद्धं च देशाचार समाचरन् ।
अवर्णवादी न क्वापि राजादिषु विशेषत ॥ २ ॥

अनतिव्यक्तगुप्ते च स्थाने सुप्रातिवेश्मिके ।
अनेकनिर्गमद्वारविवर्जितनिकेतनः ॥ ३ ॥
कृतसङ्गः सदाचारैर्मातापित्रोश्च पूजकः ।
त्यजन्नुपप्लुतस्थानमप्रवृत्तिश्च गर्हिते ॥ ४ ॥
व्ययमायोचितं कुर्वन् वेषं वित्तानुसारतः ।
अष्टभिर्धीगुणैर्युक्तः शृण्वानो धर्ममन्वहम् ॥ ५ ॥
अजीर्णे भोजनत्यागी काले भोक्ता च सात्म्यतः ।
अन्योन्याप्रतिबन्धेन त्रिवर्गमपि साधयेत् ॥ ६ ॥
यथावदतिथौ साधौ दाने च प्रतिपत्तिकृत् ।
सदानभिनिविष्टश्च पक्षपाती गुणेषु च ॥ ७ ॥
अदेशकालयोश्चर्यां त्यजन् जानन् बलाबलम् ।
वृत्तस्थज्ञानवृद्धानां पूजकः पोष्यपोषकः ॥ ८ ॥
दीर्घदर्शी विशेषज्ञः कृतज्ञो लोकवल्लभः ।
सलज्जः सदयः सौम्यः परोपकृतिकर्मठः ॥ ९ ॥
अन्तरङ्गारिषड्वर्गपरिहारपरायणः ।
वशीकृतेन्द्रियग्रामो गृहिधर्माय कल्पते ॥ १० ॥

પ્રથમગુણ

અર્થાત્—સૌથી પહેલો ગુણ ન્યાયસપન્નવિભવ ' ન્યાયથી ઉત્પન્ન કરેલ દ્રવ્ય ' છે જો મનુષ્યની પાસે ન્યાયસપન્ન દ્રવ્ય હોય, તોજ પછીથી સમસ્ત ગુણો આવી મળે છે ન્યાયથી પ્રાપ્ત થએલ વિભવને ન્યાયસપન્નવિભવ કહેવાય છે અહિં જરૂર એવી જિજ્ઞાસા થશે કે, ન્યાય એટલે શુ ? અથવા તો ન્યાય જાણ્યા સિવાય ન્યાય કરી શકે નહિ માટે પ્રથમ ન્યાયનું સ્વરૂપ બતાવવુ

જેહએ **स्वामिद्रोहमित्रद्रोहविश्वसितवञ्चनचौर्यादिगर्ह्यार्थोपार्जनपरिहारेणार्थोपार्जनोपायभूत स्वस्ववर्णानुरूप सदाचारो न्याय** । 'સ્વામીનો દ્રોહ, મિત્રનો દ્રોહ, વિશ્વાસુ પુરૂષને ઠગવુ અને ચોરી વિગેરે નિંદિત કર્મોદ્વારા પૈસો પેદા કરવો, પોત પોતાના વર્ણાનુસાર જે સદાચાર, તેનુ નામ **ન્યાય** છે ' અને એ ન્યાયથી મળેલ દ્રવ્યને **ન્યાયસંપન્નદ્રવ્ય** કહેવામા આવે છે ન્યાય સંપન્ન દ્રવ્ય ઉભયલોકમા સુખકારી છે, જ્યારે અન્યાયસંપન્ન દ્રવ્ય ઉભયલોકમા દુખને આપનાર છે ન્યાયથી મેળવેલ દ્રવ્યને નિશંક રીતે મનુષ્ય ભોગવી શકે છે તેમ સગા સબધીને આપીને તેઓનો ઉદ્ધાર કરવાથી જગતમા કીર્તિ વધારી શકે છે, સત્પાત્રમા આપી શકાય છે, તેમજ ગરીબ–દીન પ્રાણીઓનો પણ ઉદ્ધાર કરી શકાય છે, અન્યાયસંપન્ન પૈસાથી ઉભય લોકમા દુખની પ્રાપ્તિ થાય છે કેમકે જો પોતે ભોગવે તો લોકો શકા કરે કે આની પાસે દ્રવ્ય ન હતુ, વેપાર પણ તેવો કોઇ કર્યો ન્હોતો, કોઇ જગ્યાએથી આવ્યુ પણ નથી, છતા, લુગડા લત્તા વિગેરે ઘણા નવા કરાવેલ છે હમ્મેશા ભોજન પણ નવા નવા ખાય છે તે કયાથી? જરૂર કોઇને ઠગીને લાવ્યો હશે, ઇત્યાદિ શકાઓ કરવાનો લોકોને અવસર મળે છે વળી રાજા જાણે કે–આ અન્યનો વિશ્વાસઘાત કરીને અગર કોઇને મારીને લાવેલ છે, તો તે દ્વારા જરૂર દડને પાત્ર થાય છે હવે પરલોકમા નરકાદિ વેદના અનુભવે છે, કદાચ પ્રબલ પુણ્યનો ઉદય હોય તો, આ લોકમા અપમાન અને રાજદડથી બચે પણ ખરો પરતુ ભવાન્તરમા તો અવશ્ય કટુ વિપાક સહવા પડે છે, વળી અન્યાયસંપન્ન દ્રવ્યનો નાશ પણ અન્યાયને માર્ગેજ થવા પામે છે આ પ્રસગે એક દૃષ્ટાન્ત યાદ આવે છે —

" એક રાજાને રાજગઢ બનાવવાની ઇચ્છા થઇ જ્યોતિષી

લોકોને બોલાવ્યા અને પૂછ્યુ કે 'ખાતમુહુર્ત કયે દિવસે કરવુ ? કોઈ સારો દિવસ જોઈને કાઢી આપો, જેથી મારી પરંપરા આ મહેલમા આનંદપૂર્વક વિલાસ કરે અને એકવીશ પેઢી સુધી રાજ અખંડ રહે' જ્યોતષીઓએ મુહૂર્ત કાઢી આપ્યુ જે દિવસે ખાતમુહૂર્ત હતુ, તેને પહેલે દિવસે નગરના લોકોને ઉદ્‌ઘોષણાદ્વારા જાહેર કર્યુ પ્રાતઃકાળમા લાખો માણસો આવી પહોચ્યા રાજા, મંત્રી, પુરોહિત સેનાધિપતિ, શેઠ, સાહુકાર આદિ ૧૮ વર્ણના લોકો ભેગા થયા રાજાએ પંડિતોને કહ્યુ કે, 'પંડિતજી ! મુહૂર્તને કેટલી વાર છે ?' પંડિતોએ કહ્યુ– મહારાજ ! ચાર ઘડીની વાર છે' રાજાએ કહ્યું 'બોલો, આમા કોઈ બીજી વિધિ હોય તો કહો.' પંડિતોએ કહ્યુ 'મહારાજ ! એક વાત યાદ આવે છે, તે એ કે ખાતમુહૂર્તમા પાચ જાતના રત્નો જોઈશે' રાજા બોલ્યો, 'રત્નો ભંડારમા ઘણા છે'

પંડિતોએ કહ્યુ—'મહારાજ ! નીતિના હોય, તો મુહૂર્તનો મહિમા કાયમ રહેશે, અન્યથા જોઈએ તેવો મુહૂર્તનો પ્રભાવ રહેશે નહિ' રાજા બોલ્યો–'રાજભંડારમા નીતિના રત્નો છે' પંડિતોએ કહ્યું, 'નહિ મહારાજ ! રાજલક્ષ્મી માટે તત્ત્વવેત્તાઓનો અભિપ્રાય જુદો છે માટે વેપારીની પાસેથી લેવા જોઈએ'

રાજાની આસપાસ હજારો મોટા મોટા શાહુકારો બેઠેલા હતા રાજાએ વેપારીવર્ગ તરફ દૃષ્ટિ ફેરવી, પણ કોઈ વ્યાપારી બોલ્યો નહિ ત્યારે મંત્રી બોલ્યો–'જેઓ નીતિપૂર્વક વેપાર કરતા હોય, તેઓએ અત્યારે રાજાને વલ્લભ થવાનો અવસર છે પરતુ બધાઓ પોતપોતાની વૃત્તિને જાણતા હતા કે, અમે સ્વપ્નામા પણ નીતિના દર્શન કરતા નથી, તો પછી સાહસ કરવુ સર્વથા અનુચિત છે બધા મૌની મુનિની માફક માલૂમ પડ્યા, ત્યારે રાજા

બોલ્યો કે, ' મારા શહેરમા શુ કોઇ નીતિ કરનાર નથી ? ' આવા રાજાના વચનો સાભળી એક પ્રામાણિક પુરૂષે કહ્યુ કે, મહારાજ ! ' પાપ જાણે આપ, અને મા જાણે બાપ,' તે ન્યાયાનુસાર હાજર રહેલ તમામ અનીતિપ્રિય માલૂમ પડે છે, પરતુ આપણા શહેરમા શેઠ લક્ષ્મીચદ કદાપિ અનીતિ કરતા નથી, પરતુ તઓ અહીં હાજર નથી, ઘેર છે ' રાજાનો હુકમ થવાથી એક ઘોડાગાડી તેમને ઘેર ગઇ લક્ષ્મીચદ શેઠને મત્રી મળ્યો અને કહ્યુ-' ચાનો મહારાજ તમને બોલાવે છે ' પોતે ઘણો ખુશી થયો, અને કપડા પહેરી તૈયાર થયો મત્રીએ કહ્યુ કે, ' ગાડીમા આવો, ' શેઠે કહ્યુ કે-' ઘોડા મારુ અન્ન પાણી ખાતા નથી, તેથી હુ ગાડીમા બેસીશ નહિ હુ જલદી આવુ છુ ' આમ કહી સાથેને સાથે પગે ચાલી રાજા પાસે આવ્યો, અને ઉચિત રીતે પ્રણામ કરીને બેઠો

રાજાએ કહ્યુ કે-' ન્યાયસપન્નદ્રવ્ય તમારી પાસે છે ? ' શેઠે ઉત્તર આપ્યો-' હા, છે ' ત્યારે રાજાએ કહ્યુ-, ખાતમુહૂર્ત્ત માટે પાચ જાતના રત્નો જોઇએ છીએ, માટે આપો ' શેઠ બોલ્યા કે-' મહારાજ ! નીતિનો પૈસો અનીતિના કાયમા અપાતો નથી ' રાજા, શેઠના આવા વચનો સાભળતાજ, લાલચોળ થઇ ગયો અને બોલ્યો કે-' તમારે પૈસા આપવા પડશે ' શેઠે જણાવ્યુ, ' મહારાજ ! ઘરબાર આપના છે, લઇ લ્યો ' તે સમયે પડિતો બોલ્યા કે- ' આમ કરવાથી તો તે પૈસો પણ અનીતિનો ગણાશે '

ઇત્યાદિ વાતચીત થતા મુહૂર્ત્ત વ્યતીત થયુ રાજાએ એકદમ કહ્યુ કે-' આ વાતમા પ્રમાણ શુ છે ' ' શેઠ બોલ્યો કે- ' મહારાજ ! પરીક્ષા કરો ' રાજાએ એકદમ મત્રીને બોલાવ્યો એક શેઠની સોનામહોર અને એક પોતાની, એમ બે સોનામહોરો

નિશાની કરીને આપી અને કહ્યુ કે, ' મારી સોનામહોર કોઇ પવિત્રપુરૂષને આપજે, અને શેઠની સોનામહોર મહા પાપી પુરૂષને આપજે ' હવે વ્યવસ્થા શુ થાય છે, તે જોઇએ

મંત્રીએ બુદ્ધિમાન્ તથા વિશ્વાસુ પુરૂષને, તે બન્ને કામ અલગ અલગ સોપ્યા શેઠની સોનામહોર લઇ એક પુરૂષ શહેર બહાર જતો હતો, તેવામા એક મચ્છીમાર મળ્યો પેના માણસે વિચાર કર્યો કે–આના કરતા અધિક પાપી માણસ દુનિયામા બીજો કોણ મળશે ? આ માણસ નિરપરાધી અને પ્રાતઃકાળમા સ્વચ્છ તળાવમા આનદ કરતા માછલાને સ્વાર્થ માટે પકડે છે તેથી જો આને અશરફી ( સોનામહોર ) આપીશ, તો તેનુ સૂતર લાવી જાળ બનાવશે અને અધિક માછલાને પકડશે આમ ધારી શેઠની સોનામહોર મચ્છીમારના હાથમા આપી, પોતે આગળ ચાલ્યો

મચ્છીમારને પોતાના ભવમા સોનામહોર પ્રથમ જે મળી હતી તેણે વિચાર કર્યો કે, આને કયા રાખુ ? લૂગડા તો જીર્ણ છે યોગીની માફક કપડામા માત્ર એક લગોટ છે ઘણો વિચાર કરતા અતે તે સોનામહોર મોઢામા મૂકી આગળ વધતા નીતિ સપન્ન સોનામહોરનો જરા અશ થૂકની સાથે પેટમા જવાથી તત્કાળ તેની વિચારશ્રેણી બદલાઇ તે પોતા ॥ મનમાજ કહેવા લાગ્યો કે–' અહો ! કોઇ ધર્માત્માએ ધર્મ જાણી મને સોનામહોર આપી છે, જેના રૂપીયા કમમા કમ ૧૫ ઉપજશે જ્યારે આ માછલાના પૈસા તો ચાર કે છ આનાજ ઉપજશે હજુ માછલા જીવે છે તો આટલુ પુણ્ય દેનારને કાં ન આપુ ? ' એમ વિચારી પાછો ફર્યો અને તમામ માછલા જે તળાવમાથી લીધા હતા, તેમા ધીમે ધીમે મૂકી ઘેર આવ્યો ઘરે આવતા બજારમાથી

જાર, બાજરો, અડદ, મગ વિગેરે અનાજ એક રૂપિયાનું લેતો આવ્યો

છોકરા અને સ્ત્રી વિચારમાં પડ્યા કે, હમેશાં બાર વાગે ઘેર આવતા, ધાન્ય પણ ઘણું થોડું લાવતા, તેને ઠેકાણે આજે તો પ્રફુલ્લિતવદને ઘણા ધાન્ય સહિત વેળાસર ક્યાંથી આવ્યા ? આમ મનમાં વિચાર કરતા છોકરા અને સ્ત્રી તે લાવેલ અનાજને કાચું ને કાચું ખાવા મંડી ગયા તેની અસર પેટમાં થતાંજ સ્ત્રી બોલી કે-' આટલું ધાન્ય ક્યાંથી લાવ્યા ? '

મચ્છીમારે કહ્યું કે-' એક ધર્માત્માએ મને સોનામહોર વિના માગે આપી તેમાંથી ધાન્ય લાવ્યો, હજુ રૂ ૧૪ બાકી છે ' તે પોતાની સ્ત્રીને અને છોકરાઓને બતાવ્યા તે જોઈ તમામ બોલ્યા કે-' બે મહીનાની ખરચી તો થઈ છે, માટે હવે આ નીચ રોજગાર છોડી દો રાત્રે તળાવે જવું અને નિરપરાધી જતુઓને પકડવા, તે કરતા મજૂરી કરી ગુજરાન ચલાવીશું, તે વધારે ઠીક છે ' આમ તમામની મરજી થવાથી, તેણે મચ્છીમારનો ધંધો છોડી દીધો, અને સાહૂકારની પાડોશમાં નિવાસ કરી મજૂરીથી નિર્વાહ કરવો શરૂ કર્યો

હવે રાજાની સોનામહોર પેલા બીજા પુરુષે, પચાગ્નિની સેવના કરનાર એક યોગી, કે જે ધ્યાનસ્થ હતો, તેની આગળ મૂકી, અને પોતે ઝાડની ઓથમાં તેની વ્યવસ્થા જોવા બેઠો યોગી ધ્યાન છોડી સોનામહોરની સ્હામે જૂએ છે, તેટલામાં સૂર્યના કિરણોની સાથે મઝેની પેની પીતવર્ણવાળી અનીતિની સોનામહોર જોઇને એકદમ વિચારસાગરમાં પડ્યો—

"मैंने किसीभी पुरुषसे याचना तो की ही नहीं, तो फिरयह सोनामहोर मेरे सामने कहासे ? । शिव ! शिव !

चार आने तो मिलते ही नहीं, और यह सोनामहोर ? ! जरुर इश्वरने ही भेजी है। क्योंकि ध्यान द्वारा जगत्का स्वरूप तो देख लिया है, लेकिन अनुभव द्वारा स्त्रीभोगका साक्षात्कार नहीं किया। इसी लिये ईश्वर ने कृपा करके सोनामहोर भेजी है।

ઇત્યાદિ અનર્થોત્પાદક વિચાર યોગીને થયો, યોગી વિચારશ્રેણીને આગળ વધારી કુકર્મમા પ્રવૃત્ત થયો અને પોતાનો ચાલીશ વર્ષનો યોગ ગગાના પ્રવાહમા પ્રવાહિત કર્યો ધન અને સ્ત્રીના સસર્ગમા શુ યોગ રહી શકે ? કહ્યુ છે કે —

आरभे नत्थि दया महिलासगेण नासइ बभ ।
संकाए सम्मत्त अत्थगहणेण पव्वज्जा नासई ॥ १ ॥

આરભમા દયા નથી, મહિલાના સગમા બ્રહ્મચર્ય રહેતુ નથી શકાથી સમ્યક્ત્વ–શ્રદ્ધા નષ્ટ થાય છે અને દ્રવ્યના લોભથી દીક્ષાનો નાશ થાય છે

નીતિના પૈસાથી મચ્છીમારને થયેલ લાભ અને અનીતિના પૈસાથી યોગીને થયેલુ નુકસાન–બન્ને બાબતો રાજા પાસે જાહેર કરવામા આવી રાજા મનમા ખૂબ સમજ્યો કે, નીતિવાળો મનુષ્ય નિડર રહે છે, જ્યારે અનીતિમાન સર્વત્ર શકિત રહ્યા કરે છે તેને માટે કહ્યુ છે કે —

सर्वत्र शुचयो धीरा स्वकर्मबलगर्विता ।
कुकर्मनिहतात्मान पापा सर्वत्र शङ्किता ॥ १ ॥

પવિત્ર ધીરપુરુષો સર્વ ઠેકાણે સ્વકર્મના બળ વડે નિડર રહે છે, જ્યારે કુકર્મ વડે હણાએલા પાપી પુરુષો સર્વ ઠેકાણે શકિત મનવાળા હોય છે

ઉપરના દષ્ટાન્ત ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે-અનીતિનુ દ્રવ્ય, મનુષ્યોની સદ્‌બુદ્ધિનો નાશ કરી અધર્મના માર્ગ તરફ લઇ જાય છે માટે બુદ્ધિમાન મનુષ્યોએ નીતિથીજ દ્રવ્ય ઉપાજન કરવા પ્રયત્ન કરવો જોઇએ કહ્યુ પણ છે કે—

सुधीर्थार्जने यत्नं कुर्यान्न्यायपरायणः ।
न्याय एवानपायोऽयमुपायः संपदां यत ॥ १ ॥

અર્થાત્—બુદ્ધિમાન્ મનુષ્યોએ ન્યાયપરાયણ થઇને દ્રવ્ય પ્રાપ્ત કરવો જોઇએ કેમકે ન્યાય, એજ લક્ષ્મીનો વિઘ્નરહિત ઉપાય છે. ટૂકામા કહીએ તો—

वरं विभववन्ध्यता सुजनभावभाजां नृणा-
मसाधुचरितार्जिता न पुनरूर्जिताः संपदः ।
कृशत्वमपि शोभते सहजमायतौ सुंदरं
विपाकविरसा न तु श्वयथुसंभवा स्थूलता ॥ २ ॥

અર્થાત્—સુજનતાને ભજવાવાળા મનુષ્યોને લક્ષ્મીથી રહિત પણુ સારૂ છે, પરન્તુ ખરાબ ચરિત્રથી ઉપાર્જન કરેલી મોટી સપત્તિ કઇજ કામની નથી જેમ સ્વાભાવિક પ્રાપ્ત થયેલુ અને પરિણામે સુદર એવુ કૃશપણુ શોભે છે, પરતુ પરિણામે વિરસ અને સોઝાઓથી પ્રાપ્ત થયેલી સ્થૂનતા સારી નથી

માટે સપદાઓની—લક્ષ્મીની પ્રાપ્તિ ઇચ્છનારાઓએ શુભકર્મ ઉપાર્જન કરવુ જોઇએ અને તે શુભકર્મ નીતિથી થઇ શકે છે જ્યા શુભકર્મ હોય છે, ત્યા સંપદાઓ સ્વભાવિક રીતેજ આપણી તરફ ચાલી આવે છે કહ્યુ છે કે—

निपानमिव मण्डूकाः सरः पूर्णमिवाण्डजाः ।
शुभकर्माणमायान्ति विवशाः सर्वसंपदः ॥ १ ॥

અવાડા પ્રત્યે જેમ દેડકાઓ અને જલથી સંપૂર્ણ ભરેલ સરોવર પ્રત્યે જેમ પક્ષિઓ આવે છે તેમ શુભકર્મવાળા પુરૂષ પ્રત્યે આધીન થએલ સર્વ સંપદાઓ આવે છે માટે ન્યાયપૂર્વક દ્રવ્ય પ્રાપ્ત કરવાનો પ્રથમ ગુણ દરેકે પ્રાપ્ત કરવો જોઇએ

**બીજો ગુણ**

હવે માર્ગાનુસારીનો બીજો ગુણ તપાસીએ **શિષ્ટાચારપ્રશંસક** અર્થાત્ શિષ્ટપુરૂષના આચારનો પ્રશંસક હોય, એવો માણસ કોઇ દિવસ પણ ઉત્તમ આચારને અવશ્ય પામે છે વ્રતી જ્ઞાની અને વૃદ્ધપુરૂષોની સેવાથી જેણે શિક્ષા મેળવેલ હોય તે શિષ્ટ કહેવાય, એવા શિષ્ટોના આચારને **શિષ્ટાચાર** કહેવામાં આવે છે. જેમ કહ્યું છે —

लोकापवादभीरुत्वं दीनाभ्युद्धरणादरः ।
कृतज्ञता सुदाक्षिण्यं सदाचारः प्रकीर्तितः ॥ १ ॥

લોકના અપવાદથી બીવું, અનાથ પ્રાણીઓના ઉદ્ધારમાં આદર કરવો તેમજ કૃતજ્ઞતા અને દાક્ષિણ્યને **સદાચાર** કહેવામાં આવે છે

અથવા सतां आचारः सदाचारः સત્પુરૂષોનો જે આચાર, તે સદાચાર, સત્પુરૂષોના આચારની પ્રશંસા કોઇ કવિએ આ પ્રમાણે કરી છે —

विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महतां
प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरम् ।

अमन्तो नाम्यर्थ्या सुहृदपि न याच्यस्तनुधन
मता केनोद्दिष्ट विषममसिधाराव्रतमिदम् ॥ १ ॥

કષ્ટ સમયે ઉચ્ચા પ્રકારની સ્થિરતા રાખવી, મહાપુરૂષના પગનુ અનુકરણ કરવુ, ન્યાયયુકત વૃત્તિને પ્રિયકર સમજવી, પ્રાણના નાશ સમયે પણ અકાર્ય ન કરવુ, દુર્જનોને પ્રાર્થના ન કરવી, અને થોડા ધનવાળા મિત્રની પાસે પણ યાચના ન કરવી, આ પ્રકારનુ તલવારની ધારા જેવુ દુર્ઘટ સત્પુરૂષોનુ વ્રત કોણે કહ્યુ ? અર્થાત્ તેને સત્યવક્તા અને તત્ત્વવેત્તાઓએજ બતાવેલ છે

ટૂકમા કહીએ તો 'શિષ્ટાચારની પ્રશસા' એ ધર્મરૂપી બીજનો આધાર અને પરલોકમા પણ ધર્મપ્રાપ્તિનુ કારણ થાય છે યાવત્ મોક્ષરૂપ કાર્યનુ પણ કારણ બને છે માટે આ ગુણ મનુષ્યોએ અવશ્ય ધારણ કરવો

ત્રીજો ગુણ

હવે માર્ગાનુસારીનો ત્રીજો ગુણ જોઇએ 'कुलशीलसमैः सार्धं कृतोद्वाहोऽन्यगोत्रजैः ।' કુલ અને શીલ સરખા હોય તથા ગોત્ર ભિન્ન હોય, તેની સાથે વિવાહ કરવો કુલ એટલે પિતા, પિતામહાદિ પૂર્વવશ અને શીલ તે મદ્ય, માસ, નિશાભોજન ઇત્યાદિના ત્યાગરૂપ જાણવુ આ ઉપર કહેલ બને–કુલ અને શીલ –નુ ય હોય, તો સ્ત્રીપુરૂષને ધર્મ સાધનમા અનુકૂલતા થાય પરતુ જો કુલ, શીલ સરખા ન હોય, તો હમેશા ઝગડો થવાનો સભવ રહે છે ઉત્તમકુલની કન્યા લઘુકુલના પુરૂષને દબાવે, તથા હમેશા ધમકી આપે, કે 'હુ મારે પીએર ચાલી જઇશ' તેમજ જો નીચકુલની હોય તો પ્રતિક્રમણાદિ ધર્મમા ખામી પાડે તેટના માટે સદૃશકુળની ખાસ જરૂરીઆત છે, તેમજ પૂર્વોક્ત શીલ જો

ભિન્ન પ્રકારનુ હોય, તો ધર્મસાધનમા પ્રત્યક્ષ વાધો પડે એકને મદ્યપાન, માસાહાર અથવા રાત્રિભોજન કરવુ હોય, અને બીજાને તેના ઉપર અણગમો હોય, તો તેથી પરસ્પર પ્રેમભાવ વધે નહિ અને તેથી સાસારિક વ્યવહારમા જરૂર ખામી પડે અને તેમ થવાથી ધર્મધ્યાનમા વગર કહ્યે વાંધો દૃષ્ટિગોચર થાય છે માટે સદશશીલની પણ ખાસ આવશ્યકતા છે વર્તમાનકાળમા એક ધર્મના બે સમુદાય છે, કે જેમા ફક્ત ક્રિયાકાંડનોજ ભેદ હોય છે તેની અંદર કન્યાવ્યવહાર થાય છે ત્યા પણ ધર્મ વિરુદ્ધતાના કારણોથી સ્ત્રી પુરુષ જન્મસુધી વૈરવિરોધવાળા માલૂમ પડે છે તો પછી કુલ રીત અત્યંત વિસદશ હોય તેની તો વાતજ શી ?

વળી બન્નેના ગોત્રો ભિન્નજ હોવા જોઈએ એક પુરુષનો જે વંશ તેનું નામ ગોત્ર છે, તેમા ઉત્પન્ન થયેલ મનુષ્ય ગોત્રજ કહેવાય છે તેની સાથે વિવાહિત થવાથી લોકવિરુદ્ધતાનો મોટો દોષ લાગે છે તથા જે મર્યાદા ચાલી આવેલી હોય છે તે ધણીનાર પુરુષને અનર્થથી રોકે છે આવો વ્યવહાર જો ચાલુ રહે, તોજ બહેન ભાઈનો સબંધ બચી શકે યવનવ્યવહાર આર્યજનોમા પ્રચલિત થવાથી અનેક આપત્તિઓ ઉભી થવાનો સંભવ રહે છે માટે ભિન્ન ગોત્રજની સાથેજ વિવાહ કરવાની શાસ્ત્રકારોએ આજ્ઞા આપેલી છે, અને તે ઉચિતજ છે મર્યાદાયુક્ત વિવાહથી શુદ્ધ સ્ત્રીનો લાભ થાય છે તથા તેનું ફળ સુજાતપુત્રાદિની ઉત્પત્તિ થવાથી ચિત્તને નિવૃત્તિ મળે છે સાસારિક કાર્યો જગતમા પ્રશંસનીય કહેવાય છે તેમજ દેવ અને અતિથિ જનની ભક્તિ અને કુટુંબ પરિવારનું પણ માન સચવાય છે

પરંતુ સ્ત્રીનુ રક્ષણ કરવાના ચાર હેતુઓ વાચકે અવશ્ય ધ્યાનમા રાખવા ૧ સમસ્ત ગૃહવ્યવહાર સ્ત્રીને માથે રાખવો,

૨, દ્રવ્ય સ્વાધીન રાખી જોઇએ તેથી અધિક આપવુ નહિ ૩ અઘટિત સ્વતંત્રતાનો ભોગવટો કરવા દેવો નહિ અર્થાત્ કબજે રાખવી અને ૪ પુરૂષે અન્ય સ્ત્રીને ભગિનીભાવ અથવા માતૃભાવથી જોવી

પુરૂષે પોતાની સ્ત્રીને માટે ઉપર્યુક્ત ચાર બાબતોનુ ખાસ કરીને પાલન કરવુ જોઇએ તેવીજ રીતે સ્ત્રિયોએ પણ પોતાની શીલની રક્ષાને માટે નીચે લખેલી બાબતો સૌથી વધારે ધ્યાનમા રાખવાની છે —

यात्राजागरदूरनीरहरण मातुर्गृहेऽवस्थिति
वस्त्रार्थं रजकोपसर्पणमपि स्याद्दूतिकामेलनं ।
स्थानभ्रंशसखीविवाहगमन भर्तृप्रवासादयो
व्यापार खलु शीलजीवितहरा प्राय सतीनामपि ॥१॥

ताम्बूल प्रतिकर्म मर्मवचन क्रीडा सुगन्धस्पृहा
वेषाडम्बरहास्यगीतकुतुकानङ्गक्रिया तूलिका ।
कौसुम्भं सरसान्नपुष्पघुसृण रात्रौ बहिर्निर्गम
शश्वत्त्याज्यमिद सुशीलविधवस्त्रीणा कुलीनात्मनाम्॥२॥

અર્થાત્—એકાકી જવુ જાગરણ કરવુ, દૂરથી પાણી લાવવુ, માતાને ઘેર રહેવુ, વસ્ત્રમાટે ધોબી પાસે જવુ દૂતિની સાથે સબધ રાખવો, પોતાના સ્થાનથી ભ્રષ્ટ થવુ, સખીના લગ્નમા જવુ અને પતિનુ દેશાન્તરગમન, વિગેરે ક્રિયાઓ ખરેખર સતી ઓના શીલરૂપ જીવનને પ્રાય હરણ કરનારી છે—નાશ કરનારી છે વળી તાબૂલ, શૃગાર, મર્મકારી વચન ક્રીડા સુગંધની ઇચ્છા, ઉદ્ભટ વેષ, હાસ્ય, ગીત, કૌતુક, કામક્રીડા, શય્યા, કુસબી વસ્ત્ર, રસસહિત અન્ન, પુષ્પ અને કેશર તથા રાત્રીમા ઘરથી બહાર જવુ,

આ દરેકનો કુલીન અને સુશીલ વિધવા સ્ત્રીઓએ નિરંતર ત્યાગ કરવો જોઇએ

### ચોથો ગુણ

માર્ગાનુસારિનો ચોથો ગુણ **પાપભીરુ** અર્થાત્ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ અપાય ( કષ્ટ ) ના કારણરૂપ પાપોથી ડરતા રહેવુ, તે છે

પ્રત્યક્ષ કષ્ટના કારણો-ચોરી, પરદારાગમન, જુગટુ રમવુ વિગેરે જેનાથી વ્યવહારમા રાજકૃત વિડબના થાય અને પરોક્ષ કષ્ટના કારણો-મદ્ય, માસાદિ અપેય, અભક્ષ્ય પદાર્થ, જેથી નરકાદિ કષ્ટો સહન કરવા પડે આ કારણોથી દરેક માણસે ડરતા રહેવુ

### પાચમો ગુણ

માર્ગાનુસારિનો પાચમો ગુણ-**પ્રસિદ્ધ દેશાચાર સમાચરન** અર્થાત્ પ્રસિદ્ધ દેશાચારનો આદર કરવો તે છે ઉત્તમ રીતે ઘણા કાળથી ચાલ્યો આવતો જે ભોજન વસ્ત્રાદિનો વ્યવહાર, તેનાથી વિરુદ્ધ ચાલવુ નહિ વિરુદ્ધ ચાલવાથી તે દેશના નિવાસી લોકો સાથે વિરોધ થાય છે. અને વિરોધ થવાથી ચિત્તની વ્યવસ્થા ઠીક રહેતી નથી તેના પરિણામે ધર્મથી પણ વિમુખ રહેવાય છે માટે પ્રસિદ્ધ દેશાચારનુ આચરણ અવશ્ય રાખવુ

### છઠ્ઠો ગુણ

*अवर्णवादी न क्वापि राजादिषु विशेषत ।* અવર્ણવાદ અર્થાત્ નિદા જે કરે, તે અવર્ણવાદી કહેવાય એવા અવર્ણવાદી ન થવુ અર્થાત્ કોઇની નિદા કરવી નહિ રકાથી લઈ ઉત્તમ પુરુષો સુધી કોઇની નિદા ન કરવી કારણ કે નિદા કરનાર નિદક ગણાય છે, અને તેનાથી ભારે કર્મ બધ થાય છે જેમ કહ્યુ છે —

परपरिभवपरियादादात्मोत्कर्षाच्च बद्ध्यते कर्म ।
नीचैर्गोत्रं प्रतिभवमनेकभवकोटिदुर्मोचम् ॥ १ ॥

બીજાનો પરિભવ અર્થાત્ નાશ જેમા છે, એવો પરિવાદ એટલે નિંદા કરવાથી અને પોતાની શ્લાઘા કરવાથી દરેક ભવમા નીચગોત્રને દેનાર કર્મ બધાય છે, કે જે કર્મથી મહા મુશીબતે છૂટી શકે છે

સમસ્ત સામાન્ય મનુષ્યો સબધી અવર્ણવાદ ઠીક નથી એટલે રાજા, અમાત્ય, પુરોહિત કે કોઇને પણ અવર્ણવાદ કષ્ટ અને નરકાદિ દુર્ગતિને આપે છે, તેમા પણ રાજાદિનો અવર્ણવાદ ( નિંદા ) તો પ્રત્યક્ષ દ્રવ્યનાશ, પ્રાણનાશ આદિ અનર્થોને પેદા કરી નરકાદિક ગતિને આપનાર થાય છે માટે કોઇની કોઇ વખતે પણ નિંદા કરવી નહિ કદાચ નિંદા કરવાની ટેવ પડે, તો બેશક પોતાની નિંદા કરવી

**સાતમો ગુણ**

માર્ગાનુસારિનો સાતમો ગુણ—अनतिव्यक्तगुप्ते च स्थाने सुप्रातिवेश्मके । अनेकनिर्गमद्वारविवर्जितनिकेतनः ॥ જવા આવવાના અનેક બારણા રહિત ઘરવાળો ગૃહસ્થ સુખી રહે છે અનેક દરવાજાના નિષેધથી પરિમિત બારણાવાળા ઘરમા રહેવાનો નિશ્ચય થાય છે, જેથી ચોર–જારાદિનો ભય કમ રહે જો અનેક બારણા હોય, તો દુષ્ટજનો ઉપદ્રવ કરે વળી ઘર ઘણુ ખુલ્લામા કે ઘણ ગુપ્ત ન હોવુ જોઇએ જો વધારે ખુલ્લામા હોય, તો ચોરાદિકનો ઉપદ્રવ થાય અને અતિ ગુપ્ત હોય, તો ઘરની શોભા મારી જાય તથા અગ્નિ પ્રમુખના ઉપદ્રવમા ઘરને નુકસાન થાય વળી પાડોશી સારા હોય ત્યા રહેવુ, જેથી સ્ત્રીપુત્રાદિના આચાર

વિચારો સુધરે, અને મનમા તે સબધી ચિંતા ન રહે પાડોશી ખરાબ હેય, તો સતતિના આચાર વિચારોમા અવશ્ય નુકસાન કરે માટે સારા પાડોશીના સગમા રહેવુ

આઠમો ગુણ.

**કૃતસગ સદાચારે** એટલે કે ઉત્તમ આચારવાળા સત્પુરૂષની સાથે સગતિ કરવી, તે છે નીચપુરૂષોની સગત કરવી નહિ, નીચપુરૂષો-સામાન્ય પણે જુગારી, વર્ત્ત, દુરાચારી, ભટ, યાચક, ભાડ, નટ અને લોકિકમા ધોબી માળી, કુભાર આદિની સોબત ધર્મિષ્ટ પુરૂષોને ઘાતકારી છે આજકાલ કેટલાક પુરૂષો હલકી જાતિના મનુષ્યોને સાથે રાખે છે, જેથી તેનુ પરિણામ ભયકર આવે છે, કારણ કે ગૃહસ્થોને નીચજાતિના પુરૂષોનો સગ કરવાની મનાઇ છે, તો પછી સાધુ માટે તો કહેવુજ શુ ? તેવા નીચપુરૂષોનો સગ કરનાર સાધુનુ સન્માન કરનાર ગૃહસ્થને પાપનુ પોષણ કરનાર જાણવો

દુનિયામા મનુષ્યોએ ગુણોની પ્રાપ્તિ કરવી હોય, તો ખાસ કરીને **સત્સગ** કરવો સજ્જન પુરૂષોનો સગ મહાન્ લાભ કરનાર છે આને માટે **નારદજીનુ** દૃષ્ટાન્ત બહુ ઉપયુક્ત થઇ પડે તેમ છે

૨ ' એક વખત બ્રહ્મચયમા શિરોમણિ નારદજીએ કૃષ્ણજીને પૂછ્યુ કે—' મહારાજ સત્સગનુ ફળ શુ ? " કૃષ્ણજીએ કહ્યુ — ' શુ તમારે સત્સગનુ ફળ જોવુ છે ? ' નારદજીએ કહ્યુ —' હા મહારાજ ' કૃષ્ણજી બોલ્યા — ' ઠીક, તો તમે અમુક નરકમા જાઓ ત્યા તે એક નરકનો કીડો છે, તે તમને સત્સગનું ફળ બતાવશે ' નારદજી પહોચ્યા નરકમા ત્યા નારદજીની દૃષ્ટિ પેલા કીડા ઉપર પડી, કે તુરતજ નરકનો કીડો મરી ગયો નારદજીએ

કૃષ્ણજી પાસે આવીને કહ્યુ —મહારાજ આપે સત્સગનુ ફળ તો સારૂ બતાવ્યુ લેના ગયો સત્સગનું ફળ અને મળી જીવહિંસા ' કૃષ્ણજીએ કહ્યુ—' ધીરજ રાખો સત્સગનુ ફળ સારૂ જ મળશે. ' વળી જ્યારે નારદજીએ સત્સગનુ ફળ પૂછ્યુ, ત્યારે કૃષ્ણજીએ કહ્યુ — ' જાઓ ફનાણા બગીચામા, ત્યા આબાના વૃક્ષ ઉપર પક્ષીનો માળો છે, તે માળામા એક પક્ષીનુ બચ્ચુ છે, તે બચ્ચુ સત્સગનુ ફળ કહેશે ' નારદજી ત્યા ગયા જેવી નારદજીની આખો અને બચ્ચાની આખો એકમેક થઇ કે તુરત બચ્ચુ મરી ગયુ નારદજીએ મનમાં વિચાર્યુ—ઠીક, આએ વળી સત્સગનુ ફળ સારૂ મળ્યુ અસ્તુ. નારદજીએ કૃષ્ણજી પાસે આવીને આ હકીકત જણાવી વળી થોડા દિવસો થયા, એટલે નારદજીએ કૃષ્ણજીને સત્સગનુ ફળ પૂછ્યુ. કૃષ્ણજીએ કહ્યુ—'જાઓ, ફલાણા ભરવાડને ત્યા એક ગાય છે, તેને આજ બચ્ચુ આવ્યુ છે તે ગાયની વાછડી તમને સત્સગનું ફળ કહેશે,' નારદજી વિશ્વાસે વિશ્વાસે ત્યા ગયા જેવી નારદજીની આખો, અને વાછડીની આખો એક થઇ કે તુરત વાછડી મરી ગઇ નારદજીનુ હૃદય ગૌહત્યાના પાપથી બહુ કાપવા લાગ્યુ તેમને કૃષ્ણજીની આવી લીલા માટે અણગમો થયો નારદજીએ નિશ્ચય કર્યો કે-આપણે હવે કૃષ્ણજી પાસે સત્સગનુ ફળ પૂછવુ નથી. અસ્તુ કેટલાક મહિનાઓ પછી એક વખત નારદજીને કૃષ્ણજી મળ્યા. કૃષ્ણજીએ કહ્યુ—' નારદજી ! આજકાલ સત્સગનુ ફળ કેમ પૂછતા નથી ? ' નારદજીએ કહ્યુ,—' મહારાજ ! મ્હારે સત્સગનું ફળ જોઇતુ નથી એવી હિંસાઓથી મ્હારા આત્માને ભારે કરવો, એ મને પસદ નથી ' કૃષ્ણજીએ લગાર વિશ્વાસ આપવા પૂર્વક કહ્યુ —'નારદજી ! હવે એક વખત મારૂ કહ્યુ કરો ફનાણા રાજાને ત્યા આજેજ પુત્રનો જન્મ થયોછે તે પુત્રની પાસે જાઓ. તે તમને સત્સગનુ ફળ બતાવશે. ' નારદજીએ ચોખ્ખુ સભળાવ્યુ કે—

'મહારાજ ! માફ કરો આજ સુધી જે જે જીવોની હિંસા થઈ, તેમા તો કોઈ મને પૂછનારાજ ન્હોતુ, પરન્તુ જો રાજાનો કુવર પણ પેલા જીવોની માફક પરલોકવાસી થાય, તો રાજા મારુ કાટલુજ કાઢી નાખેને ત્યા જઈને તો મારે સત્સગનુ ફળ પૂછવુ નથી' કૃષ્ણ ભગવાને તેમને ધીરજ આપવા પૂર્વક કહ્યુ—'નારદજી તમે લગારે ચિંતા ન કરો તમે નિશકપણે જાઓ આ વખતે તમને જરૂર સત્સગનુ ફળ જણાશે' નારદજી ભગવાનનુ નામ લઈ સ્તા કરતા રાજા પાસે ગયા રાજા પાસે જઈ જણાવ્યુ કે—'મ્હે સાભળ્યુ છે કે—આજે આપને ત્યા પુત્રનો જન્મ થયો છે તે વાત શુ સાચી છે?' રાજાએ કહ્યુ—'હા' નારદજીએ કહ્યુ—'ત્યારે આપ તે પુત્રરત્નને અહિં આપની પાસે મગાવો, તો હુ મારી—મ્હેમને જોવાની ઉત્કંઠા પૂરી કરૂ' રાજાએ કહ્યુ—'મહારાજ નારદજી ! આજના જન્મેના બાળકને અહિં સુધી કેમ લાવી શકાય? આપ બ્રહ્મચારી છો, આપ ઋષિ છો આપને માટે અતપુરમા જવાની તદ્દન છૂટ છે, આપ ખુશીથી ત્યા પધારો અને બાળકને દર્શન દો' નારદજી અતપુરમા ગયા દાસી બાળકને તેડીને નારદજીની પાસે લાવી બાળકે જેવા નારદજીને જોયા, કે તુરત બાળક બોલે છે — નારદજી ! શુ હજૂ સુધી આપ સત્સગનુ ફળ ન જોઈ શક્યા? નારદજી તેજ દિવસના જન્મેના બાળકનુ આ વચન અને પોતાના હૃદયની વાત પ્રકટ થતી જોઈ ચકિત થઈ ગયા. બાળકે આગળ બોલતા જણાવ્યુ—'મહારાજ ! નરકનો કીડો તો હુ પોતેજ, આપના દર્શનથી-સત્સગથી પક્ષી થયો ત્યા આપનો સત્સગ થયો, તો ત્યાથી મરી પશુમા ગાયનું બચ્ચુ થયો ત્યા પણ આપના જેવા બ્રહ્મચારી સત્પુરૂષનો સમાગમ થતાજ ત્યાંથી મરી અહિંજ રાજાનો પુત્ર થયો છુ, સત્સગનુ ફળ આથી વધારે શુ તમને જોઈએ?' નારદજી બહુ ખુશી થયા અને પ્રસન્નવદને સ્વસ્થાને આવ્યા.

કહેવાની મતલબ કે સતપુરુષોનો સમાગમ મનુષ્યોને ઘણોજ લાભદાયક થાય છે, માટે આ ગુણ અવશ્ય રાખવો જોઈએ

નવમો ગુણ

હવે નવમો ગુણ—**માતાપિત્રોશ્ચ પૂજકઃ** અર્થાત્ માતપિતાને ત્રિસંધ્ય એટલે પ્રાતઃકાળ, મધ્યાહ્ન સમય અને સાંજના સમયે નમસ્કાર કરવો, તે છે વળી તેઓને પરલોકને વિષે હિતકારી ક્રિયામાં જોડવા ઉત્તમ ફળ ભોજનાદિ વસ્તુઓ દેવની માફક માતા-પિતાની પાસે ધરવી તેઓની રૂચિ હોય તે તે બાકીની પોતે ખાવી, તેમ સમસ્ત કાર્યમાં તેઓની રૂચિ અનુસાર વર્તવું, માતાપિતાનો મોટો ઉપકાર છે, તેમાં વળી માતા અતિપૂજ્ય હોવાથી તેનો પૂર્વનિપાત કરેલ છે, જેમ કહ્યું પણ છે કે —

उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितृन्माता गौरवेणातिरिच्यते ॥ १ ॥

દશ ઉપાધ્યાયની અપેક્ષાએ એક આચાર્ય, સો આચાર્યની અપેક્ષાએ એક પિતા અને હજાર પિતાની અપેક્ષાએ એક માતા પૂજ્ય છે એમ ઉત્તરોત્તર પૂજ્યભાવમાં વધારે છે આ પ્રમાણે માતાપિતાનો પૂજક હોય, તેજ ધર્મને લાયક થઈ શકે છે

દશમો ગુણ

માર્ગાનુસારિનો દશમો ગુણ *त्यजन्नुपप्लुतस्थानं* અર્થાત્ ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો, તે છે ઉપદ્રવ તે સ્વચક્ર-પરચક્રાદિ તથા દુર્ભિક્ષ, પ્લેગ, મહામારી વિગેરે સાત પ્રકારની 'ઈતિ' તેમજ જનવિરોધ ઈત્યાદિ ઉપદ્રવ રહિત સ્થાનમાં રહેવું ઉપદ્રવ-યુક્ત સ્થાનમાં રહેવાથી અકાળ મૃત્યુ થાય છે જેથી ધર્મ અને

अर्थना नाशथी अकल्याणना भागी थवाय छे तेम चित्तनी मलीनता थवाथी धम साधनमा वाधो पडे छे माटे उपद्रववाळा स्थानोने तो अवश्य छोडवा

## अगियारमो गुण

अप्रवृत्तिश्च गर्हिते अथात् निन्दनीय कर्ममा प्रवृत्ति करवी नहि देश जाति अने कुळनी अपेक्षाए निंदनीय कर्म त्रण प्रकारनु छे जेम सौवीर देशमा कृषिकर्म, लाटमा मद्यनुं बनाववु वळी जातिनी अपेक्षाए ब्राह्मणने सुरापान, अने तिल–लवणादिनो वेपार तेमज कुळनी अपेक्षाए चौलुक्यवशी राजाओने मद्यपानादि गर्हित छे कार्य करनार पुरुषनु धर्मकार्य हासीपात्र थाय छे

## बारमो गुण

बारमो गुण—व्ययमायोचित कुर्वन् अर्थात् खर्च आवदानीने अनुसार करवो अधिक अथवा न्यून खर्च करवाथी व्यवहारमा ते पुरुष प्रामाणिक गणातो नथी अधिक करे, तो कृपणजीनी पक्तिमा गणाय छे अने न्यून करे, तो मम्मणनी पक्तिमा मूकाय छे माटे समयोचित योग्य रीते व्यय कुटुम्बना पोषणमा, पोताना उपयोगमा, देवतादि निमित्ते अने अर्थिनी भक्ति निमित्ते करवो मनुष्योए पोतानी आवदानीना चार विभाग करवा, जेथी उभय लोकमा सुखसपत्ति प्राप्त थाय जेमके—

पादमायान्निधिं कुर्यात्पादं वित्ताय घट्टयेत् ।
धर्मोपभोगयो पादं पादं भर्तव्यपोषणे ॥ १ ॥

आवदानीनो चोथो भाग भडारमा राखवो, चोथो भाग वेपारमा राखवो, चोथो भाग धम अने उपभोगमा वापरवो

અને ચોથો ભાગ પોષણ કરવા લાયક સ્ત્રીપુરૂષનુ પોષણ કરવામા ખરચવો

અથવા—

आयादर्ध नियुञ्जीत धर्मे समधिकं तत ।
शेषेण शेषं कुर्वीत यत्नतस्तुच्छमैहिकम् ॥ १ ॥

આવદાનીથી અર્ધો ભાગ ધર્મમા જોડવો, અથવા અધ ભાગથી પણ અધિક ધર્મકાર્યમા લગાવવો અને બાકીની રકમથી શેષ સાસારિક તુચ્છ કાર્યો યુક્તિપૂર્વક કરવાં

આવદાનીના પ્રમાણમા ધર્મ ન કરે, અને કેવળ સચયશીલ થાય, તો તે કૃતઘ્ન છે, અર્થાત્ કરેલ ઉપકારનો નાશ કરનાર છે. ધર્મના પ્રતાપે સુખી, ધની, માની બનેલ છે તે ધર્મની આરાધના ન કરે, તો પછી કૃતઘ્ન નહિ તો બીજુ શુ ? વળી એક કવિ યુક્તિયુક્ત કલ્પના વડે ધનાઢ્યોને ધમ કરવાનુ સૂચવતા કહે છે—

लक्ष्मीदायादाश्चत्वारो धर्माग्निराजतस्करा ।
ज्येष्ठपुत्रापमानेन कुप्यन्ति ब्रान्धवास्त्रय ॥ १ ॥

લક્ષ્મીના ચાર ભાગીદાર પુત્રો છે, ધર્મ, અગ્નિ, રાજા અને ચોર સૌથી મોટો અને માનનીય પુત્ર ધર્મ છે તેના અપમાનથી ત્રણ ભાઇઓ કોપ પામે છે, અર્થાત્ ધર્મ નહિ કરનાર પુરુષની લક્ષ્મી અગ્નિ વડે નાશ થાય છે, રાજા લૂટી જાય છે અગર તસ્કરો ચોરી જાય છે, માટે શાસ્ત્રકારોએ ધર્મમા ચોથો ભાગ અથવા અર્ધ ભાગ અથવા તો જેટલુ ખરચાય તેટલું પણ ખરચવા માટે સમધિક પદ આપેલ છે કોણ બુદ્ધિમાન્ પુરૂષ ચચલ

દ્રવ્યથી નિશ્ચિત ધર્મરત્નને ન મેળવે ? વાસ્તવમા સવે પુરૂષો લાભાર્થી છે પરતુ કૃપણતાના દોષને લીધે શાસ્ત્ર પ્રમાણે વ્યવહાર કરી શકતા નથી, તે ધર્મલાયક ન ગણાય માટે આવકની પ્રમાણે વ્યય કરવો

### તેરમો ગુણ

તેરમો ગુણ વેષ વિત્તાનુસારત એ છે એટલે પોશાક દ્રવ્યને અનુસરીને રાખવો જેથી લોકમા પ્રમાણિકતા કહેવાય, અન્યથા લોકમા સાહસી ઉડાઉ યા ઠગારો ગણાય છે અર્થાત્ લોકો કહે કે ' પાસે દ્રવ્ય નથી, છતા આ નવલશા નાનજી બનેલ છે, શુ કોઇને ઠગીને દ્રવ્ય લાવેલ હશે ? અથવા તો ઠગવા માટે દેશાવર જવા ચાહતો હશે ' ઇત્યાદિ હવે દ્રવ્ય છતા જો ખરાબ વેષ રાખે, તો કૃપણતા ગણાય માટે દ્રવ્યાનુસાર ઉચિત પોશાક રાખવો, જેથી લોકમાન્ય થઇ શકાય કેમકે લોકમાન્યતા પણ સાધનભૂત છે

### ચૌદમો ગુણ

માર્ગાનુસારિનો ચૌદમો ગુણ છે अष्टभिर्धिगुणैर्युक्त બુદ્ધિ ॥ આઠ ગુણે કરી સહિત રહેવુ જોઇએ ધર્મશ્રવણની અદર બુદ્ધિના આઠ ગુણોની ખાસ જરૂરીયાત છે, અન્યથા ધર્મશ્રવણ માનથી ગેરસમજ ઉત્પન્ન થાય છે

જેમ, એક મહારાજ રામચરિત્ર વાચતા હતા, તેમા ' સીતાનુ હરણ થયુ ' એવી વાત આવી આથી કોઇક ભદ્રિક જીવે વિચાર્યું જે સીતાજી હરણ થઇ ગયા

કથા તો પૂરી થઇ, પરતુ તેની શકાનુ સમાધાન સાભળવામા-

આવ્યુ નહિ તેથી તે કથા કરનાર મહારાજ પાસે ગયો, અને હાથ જોડી પૂછ્યુ કે–' મહારાજ ! તમામ વાતનો ખુનામો થયો પણ એક વાત બાકી રહી ' કથા વાચનાર તો વિચારમા પડ્યા કે, શુ કોઇ શ્લોક રહી ગયો ? અથવા પાનુ ફારફેર થઇ ગયુ ? અથવા થયુ શુ કે જેથી આ શ્રોતા કહે છે કે એક વાત રહી ગઇ ? મહારાજે પૂછ્યુ–' ભાઇ ! જે બાકી રહ્યુ હોય, તે કહો '

તે ભદ્રિક બોલ્યો–' મહારાજ ! સીતાનુ હરણ થયુ, એમ પ્રથમ સાભળ્યુ હતુ તો હવે હરણ મટીને સીતાજી પાછા મનુષ્ય થયા કે નહિ ? '

મહારાજ તો તે ભદ્રિકનુ આવુ કથન સાભળીને હસી પડયા અને ભદ્રિકને સમજાવ્યો કે–' સીતાનું હરણ થયુ, તેનો અર્થ એમ છે કે–સીતાજીને રાવણ લઇ ગયો પરતુ જેમ તુ ધારે છે તેમ હરણ એટલે એક જાતનુ જગલી જનાવર સીતાજી થયા નથી ' હવે ભદ્રિક જીવ સમજ્યો જો તે ફરી પૂછવા ન આવ્યો હોત તો બીજા જીવો સાથે તે સબધે તકરાર કરત માટે ધર્મશ્રવણમા બુદ્ધિના ગુણોની ખાસ જરૂરીઆત છે બુદ્ધિનાઆઠ ગુણો આ પ્રમાણે છે —

शुश्रूषा श्रवण चैव ग्रहण धारण तथा ।
ऊहापोहोऽर्थविज्ञान तत्त्वज्ञान च धीगुणा ॥ १ ॥

( ૧ ) અર્થાત્ સાભળવાની ઇચ્છા, તે શુશ્રૂષા, ( ૨ ) સાભળવુ તે, શ્રવણ, ( ૩ ) સાભળીને શાસ્ત્રના અર્થને સ્વીકારવો, તે ગ્રહણ, ( ૪ ) ગ્રહણ કરેલને ભૂલવુ નહિ, તે ધારણા ( ૫ ) જાણેલ અર્થને અવલબી તેના જેવા અન્ય વિષયમા વ્યાપ્તિવડે તર્ક કરવો, તે ઉહા ( ૬ ) અનુભવ અને યુક્તિ વડે વિરૂદ્ધ

એના હિસાદિ અનર્થજનક કાર્યોથી નિવર્તવુ, તે અપોહ, અથવા ઊહ તે સામાન્યજ્ઞાન અને અપોહ તે વિશેષજ્ઞાન (૭) તર્ક-વિતર્ક ચોગથી મોહ, સન્દેહ અને વિપર્યાસ સહિત વસ્તુધર્મનુ જે જ્ઞાન, તે અર્થજ્ઞાન અને (૮) અમુક વસ્તુ આજ પ્રકારે છે, જરા પણ ફેરફાર નથી તેવોજ નિશ્ચય તે તત્ત્વજ્ઞાન

પંદરમો ગુણ

પૂર્વોક્ત આઠ ગુણો વડે જેની બુદ્ધિ પ્રૌઢભાવને પ્રાપ્ત થએલ હોય, તે પુરુષ કદાપિ અકલ્યાણનો ભાગી થાય નહિ માટે હમેશા બુદ્ધિના ગુણો પૂર્વક શ્રુણ્વાનો ધર્મમન્વહમ્ કહેલ છે અર્થાત્ ધર્મ સાભળનાર ધર્મને લાયક બતાવેલ છે અહીં ધર્મશ્રવણ વિશેષ ગુણ આપનાર જાણવુ બુદ્ધિના આઠ ગુણોમા જે શ્રવણ ગુણ છે, તે શ્રવણમાત્ર અર્થવાળુ છે માટે એકનાનો સશય કરવા જેવુ નથી ધર્મ સાભળનારને પ્રત્યક્ષ ગુણો નીચે આપેલ શ્લોક-થી સ્પષ્ટ થશે —

क्लान्तमपाज्झति खेद तप्त निर्वाति बुद्ध्यते मूढम् ।
स्थिरतामेति व्याकुलमुपयुक्तसुभाषित चेत ॥ ६ ॥

યથાવસ્થિત સુભાષિતવાળુ જે મન, તે ખેદને દૂર કરે છે, દુ ખ દાવાનળથી તપેલ પુરુષને શાત કરે છે, મૂર્ખને બોધ કરે છે, વ્યાકુલ પુરુષને સ્થિરતા પમાડે છે, અર્થાત્ સુ ર વચનવર્ગણાનુ શ્રવણ સર્વ શુભ વસ્તુને આપનાર છે, સુદર યુક્તિ જો પ્રાપ્ત થાય તો ઇતર અલકારાદિની અપેક્ષા રાખવાની જરૂરીઆત નથી જેમ કોઈ એક કવિએ કહ્યુ છે કે —

किं हारै किमु कङ्कणै किमसमै कर्णावतसैरलं
केयूरैर्मणिकुण्डलैरलमलं साडम्बरैरम्बरै ।

पुसामेकमखण्डितं पुनरिदं मन्यामहे मण्डनं
यन्निष्पीडितपार्वणामृतकरस्यन्दोपमा सूक्तय ॥१॥

અર્થાત્–હારો વડે શું ? કંકણો વડે શું ? અમૂલ્ય કર્ણભૂષણોનું શું પ્રયોજન છે ? બાજુબંધ વડે સર્યું, મણિમય કુંડલોનું શું કામ છે ? અતિ સ્વચ્છ વસ્ત્રોથી પણ શું ? કવિઓ કહે છે કે, પૂનમના ચંદ્રથી ઝરતા અમૃતની ઉપમાવાળી યથાર્થ વચનવર્ગણા એજ પુરૂષોનું અખંડિત આભૂષણ છે, એમ અમે માનીએ છીએ આ બધા લાભો ધર્મશ્રવણથી થાય છે

## સોળમો ગુણ

સોળમો ગુણ ' अजीर्णे भोजनत्यागी ' અજીર્ણમાં ભોજન નહિ કરનાર શરીરે સુખી રહે છે અને સુખી પુરૂષ ધર્મ-સાધન કરી શકે છે, તેજ કારણથી વ્યવહારનયનો આશ્રય લઇ કેટલાક કહે છે કે **शरीरमाद्यं खलु धर्मसाधनम्** । વસ્તુસ્થિતિ અનુસાર તો આ પ્રમાણે કહેવું ઉચિત છે કે, **शरीरमाद्यं खलु पापसाधनम्** । અર્થાત્ શરીર પ્રથમ પાપનું કારણ છે જેને શરીર નથી તેને પાપનો બંધ નથી જૂઓ સિદ્ધના જીવો અશરીરી હોવાથી પાપનો બંધ નથી શરીર પાપનું કારણ છે, પાપ શરીરનું કારણ છે, જ્યાં શરીર નથી ત્યાં પાપ નથી, અને જ્યાં પાપ નથી ત્યાં શરીર નથી આમ અન્વયવ્યતિરેક વ્યાપ્તિ છે, છતાં વ્યવહાર દૃષ્ટિને લઇ શરીરને પ્રથમ ધર્મનું સાધન માનેલ છે માટે અજીર્ણમાં ભોજનનો ત્યાગ બતાવેલ છે વૈદ્યકશાસ્ત્રમાં લખેલ છે કે – **अजीर्णप्रभवा रोगा** સમસ્ત રોગો અજીર્ણથી થાય છે અહીં કોઇ કહેશે કે, કેટલેક ઠેકાણે **धातुक्षयप्रभवा रोगा** ધાતુના ક્ષયથી રોગો ઉદ્‌ભવે છે, એમ કહે છે, તો કયું વાક્ય માનવું ?

